# લેડી વિદ્યાબ્હેન મણિમહોત્સવ
# અભિનંદનગ્રંથ



સંપાદક
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ બી. એ.

પ્રકાશક · લેડી વિદ્યાબ્હેન મણિમહોત્સવ સમારંભ સમિતિ

# પ્રસ્તાવના

ગુજરાતી સ્ત્રીજીવનને ઉજ્જવલ અને ગૌરવવંતું કરનાર લેડી વિદ્યાબ્હેન નીલકંઠ સાઠમા વર્ષમાં પ્રવેશ કરે તે પ્રસંગે અમદાવાદ શહેરની સાર્વજનિક અને કેળવણી વિષયક સંસ્થાઓ, જેમાં લેડી વિદ્યાબ્હેન પ્રધાન કાર્યકર્તા છે, તેના સંચાલકોએ એમની સેવાની યત્કિંચિત કદર થવા, મણિમહોત્સવ-સમારંભ યોજીને યોગ્ય સન્માન કરવા નિર્ણય કર્યો, તેના કાર્યક્રમમાં એક અભિનંદન-ગ્રંથનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો; અને એ અભિનંદન-ગ્રંથનો મુખ્ય આશય છેલ્લાં સાઠ વર્ષમાં ગુજરાતી સમાજજીવનમાં જે પ્રગતિ થએલી છે અને વિશેષ કરીને ગુજરાતી સ્ત્રીઓએ જે વિકાસ સાધ્યો છે, તેનું દિગ્દર્શન કરાવતા લેખો તેમજ લેડી વિદ્યાબ્હેનના જીવન વિષે અંગત પરિચય નોંધ અને સ્મરણોનો સંગ્રહ કરી તે લેખસંગ્રહ પુસ્તક રૂપે પ્રકટ કરી એમને અર્પવાનો હતો. મને જણાવતાં ખુશી ઉપજે છે કે ગુજરાતના જુદાજુદા કાર્યકર્તાઓ, સ્નેહીઓ, મિત્રો અને ઇતર લેખક બંધુઓના સહકારથી આ પ્રસંગને શોભતો અને લેડી વિદ્યાબ્હેનની યશસ્વી કારકિર્દીના ગૌરવરૂપ એવો અભિનંદન-ગ્રંથ લેડી વિદ્યાબ્હેન મણિમહોત્સવ સમારંભ-સમિતિ તૈયાર કરાવવા શક્તિમાન થઇ છે.

લેડી વિદ્યાબ્હેને કન્યાશાળામાં જવાની શરૂઆત કરી ત્યારે ગુજરાતી સ્ત્રીવર્ગ લગભગ નિરક્ષર, અજ્ઞાન અને વહેમી હતો, પણ સમાજસુધારકોએ લીધેલા પરિશ્રમથી અને લેડી વિદ્યાબ્હેન જેવાં વિદુષી બ્હેને પાડેલી નવી પ્રણાલિકાથી સ્ત્રીજીવનમાં મોટું પરિવર્તન થવા પામ્યું છે.

આ નવશિક્ષણે બતાવી આપ્યું કે પુરુષની પેઠે સ્ત્રીઓને પણ પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે અને તેના વિકાસનો માર્ગ મોકળો થવો જોઇએ. પૂર્વે સ્ત્રીઓ માલીકી હક્ક જેવી એક વસ્તુ ગણાતી અને તેના ઉપભોગ પુરતો તેનો બહુધા ઉપયોગ થતો, એટલુંજ નહિ પણ સ્ત્રીને ઉતરતી કોટિની ગણી પરાધીન સ્થિતિમાં રાખવામાં આવતી હતી; પણ સ્ત્રીશિક્ષણની પ્રથા પગભર અને મજબૂત થતાં, સ્ત્રીજીવને છુટકારાનો શ્વાસ લેવા માંડ્યો, અને તેના પરિણામે સ્ત્રીઓ આજે પુરુષોની સાથે એક હરોળમાં સમાન અને સ્વતંત્ર ઊભી રહેવાને સમર્થ બની છે.

સદરહુ ગ્રંથનું મુદ્રણકામ સુંદર, સઘાટબંધ અને આકર્ષક થવા પામ્યું છે તેનો યશ જાણીતા કુમાર કાર્યાલયને, ખાસ કરીને તેના મુખ્ય સંચાલક શ્રીયુત બચુભાઇ રાવતની દેખરેખ અને કાળજીને આભારી છે.

વળી પુસ્તકનું કવર ડિઝાઇન શ્રીયુત રવિશંકર રાવળે, લેડી વિદ્યાબ્હેન પ્રત્યેના પૂજ્યભાવથી પ્રેરાઇને, સેવાભાવે દોરી આપ્યું છે; અને સોસાઇટીની ઑફિસમાંથી ચિ. ભાઇ દેવદત્ત ઇચ્છાશંકર ત્રિપાઠીએ મણિમહોત્સવનો કાર્યક્રમ સફળ બનાવવામાં પુષ્કળ શ્રમ લીધેલો છે, તેની સમિતિ ઉપકારપૂર્વક નોંધ લે છે.

લેડી વિદ્યાબ્હેન મણિમહોત્સવ-સમારંભનો સમગ્ર વૃત્તાંત બુદ્ધિપ્રકાશ સન ૧૯૩૬ના જાન્યુઆરી-માર્ચ અંકમાં છપાનાર છે તે વધુ માહિતી સારૂ જોઇ લેવા વિનંતિ છે.

**હીરાલાલ ત્રિ. પારેખ**
સંપાદક

તા. ૧૫-૨-૧૯૩૬
ગુ. વ. સોસાઇટી **અમદાવાદ**

# અનુક્રમ

## ખંડ ૧

## ખંડ ૨

# ચિત્રોનો ક્રમ

# લેડી વિદ્યાબ્હેન મણિમહોત્સવ

# અભિનંદનગ્રંથ



ખંડ ૧

## શુભેચ્છા



શ્રી વિદ્યાબહેનને વિષે સ્ત્રીની ઉન્નતિ થાય એવા જેટલા મહોત્સવ ઉજવાય તેટલા ઓછા ગણાય, કેમકે વિદ્યાબહેન સ્ત્રીઓનાં ભૂષણ છે. એઓ સરસ સુધારક છે, છતાં મર્યાદા જાળવે છે. અનેક પ્રવૃત્તિઓમાં ભાગ લે છે. એમને ૬૦ વર્ષો પૂરાં થાય એ આપણને ગમે. એ આપણામાં હજુ ઘણાં વર્ષો રહો. અને એમની મારફતે અનેકરીતે ગુજરાતને સેવા મળો. બાકી ૬૦ વર્ષ જીવવું આપણને આશ્ચર્યકારક ન લાગવું જોઈએ. ૬૦ વર્ષ મનુષ્યનો મધ્યાહ્ન સમય ગણાવો જોઈએ. ઘડપણનો કદી નહિ. પણ આપણા મુલકમાં આપણે બહુ વહેલાં ઘરડાં થઈ જઈએ છીએ, અને ૫૦ વર્ષ જીવ્યા એટલે હરખાઈ જઈએ છીએ. વિદ્યાબહેન પોતાને વિષે આ વાત ખોટી પાડી રહ્યાં છે. એ હજી ઘરડાં થયાં નથી; ઘણાં વર્ષ લગી ન થાઓ.

મોહનદાસ ગાંધી

વર્ધા ૪-૧૨-૩૫

# આશીર્વાદ



ઈ. સ. ૧૮૯૨ના ડિસેમ્બરમાં—ઘણું કરી નાતાલના દિવસોમાં કે એ લગભગમાં—હું મારા રહેવાના ડહેલાના મકાનમાં પથારીવશ પડ્યો હતો, તેવામાં રા. ગોપીલાલ ધ્રુ—વિદ્યાબ્હેનના પિતા—મારા શરીર સમાચાર પૂછવા આવ્યા. સમાચાર પૂછ્યા. મેં એમને વિદ્યાબ્હેન મૅટ્રિક્યુલેશનમાં તે જ વર્ષે પાસ થયાં હતાં તે ખાતે ખુશાલી દર્શાવી, તેના અનુસંધાનમાં એમણે કહ્યું: 'વિદ્યાને કૉલેજમાં દાખલ કરાવવાનો વિચાર કરીએ છીએ. મેં સત્વર કહ્યું: 'જરૂર કરાવો; એમાં કાંઈ જ સંકોચનું કારણ નથી.' એમને મારા શબ્દોથી આનંદ થયો મેં જોયો. મારા મકાનના મોટા હૉલનો ખૂણો, ત્યાં મારી પથારી, મારી પાસે પણ જરા દૂર, બે ખુરશીઓ પડી છે એમાંની એકમાં રા. ગોપીલાલભાઈ બેઠા છે, નીચે સ્વરે મારી સાથે વાત કરી રહ્યા છે, એ દૃશ્ય અત્યારે મારાં નેત્ર આગળ વર્તમાન જેવું ઉપસ્થિત છે; પરંતુ એને આજ ૪૨ વર્ષ થઈ ગયાં! આજ ગૂજરાત વિદ્યાબ્હેનના વાર્ધક્યનો—અર્થાત્, પ્રભુએ એમને લાંબું આયુષ્ય આપ્યું એ નિમિત્તે—ઉત્સવ ઊજવે છે! આવે પ્રસંગે આનંદ પામી પ્રભુને ધન્યવાદ દેવો એ સિવાય બીજું શું કરવાનું હોય? એ સમયનાં સુંદર સ્મરણ પણ કેટલાં નોંધવાં?

વિદ્યાબ્હેન મૅટ્રિક્યુલેશન પાસ કરીને બી.એ. થતાં સુધી આઠ વર્ષ મારાં શિષ્યા રહ્યાં. એમની એ સમયની કેળવણીમાં મારો થોડો ભાગ છે એ ખરું, અને એ માટે હું અભિમાન પણ રાખું છું, પણ મારી કેળવણીમાં એમનો કેટલો ભાગ છે એ હું ભૂલી શકતો નથી. એમણે જો બી.એ.માં પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો વિષય પસંદ કર્યો ન હોત તો મારો એ તત્ત્વજ્ઞાનનો પરિચય માત્ર થોડાંક છૂટાંછવાયાં પુસ્તકોના વાચનમાં જ સમાપ્ત થઈ ગયો હોત. પરંતુ તેમ ન થતાં, અત્યારે જો હું એ વિષયનો રીતસરનો અભ્યાસી છું એમ કહી શકું તો, તે માટે પ્રથમ ઉપકાર મારે વિદ્યાબ્હેનનો જ માનવો જોઈએ. એમના કારણથી જ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનરૂપી એક નવો વિષય હું શીખી શક્યો એટલું જ નહિ

પણ એ વિષયના અભ્યાસથી આપણા પ્રાચીન અને મધ્યકાલીન તત્ત્વજ્ઞાનની યથાર્થ સમજણમાં ઘણાં નવાં દૃષ્ટિબિંદુઓ મને પ્રાપ્ત થયાં છે.

વિદ્યાબ્હેનના અભ્યાસકાળનાં અનેક ચિત્રો મારી દૃષ્ટિ આગળ અત્યારે ખડાં થાય છે. એ અભ્યાસમાં કેવાં કાળજીવાળાં હતાં એનું એક રમૂજી દૃષ્ટાંત આપું. મિરઝાપુરમાં અત્યારે જ્યાં મજૂર મહાજનની ઑફિસ છે ત્યાં કૉલેજ બેસતી. હું ડિ ક્વિન્સીનું 'ઓપિયમ ઈટર' શીખવતો હતો, એમાં એક શનિવારે વિદ્યાર્થીઓની પરીક્ષા લેવાનું જાહેર કર્યું હતું. એ શનિવારે હું કૉલેજમાં ગયો તે વખતે ન મને એનું સ્મરણ હતું અને વિદ્યાબ્હેન સિવાય ન કોઈ વિદ્યાર્થીને હતું. હું ક્લાસમાં ગયો ત્યાં વિદ્યાબ્હેને મને સ્મરણ આપ્યું કે આજ તો પરીક્ષા લેવાની છે! શું કરવું? મેં એક જ પ્રશ્નનો પ્રશ્નપત્ર કાઢ્યો: 'ડિ ક્વિન્સીનું "ઓપિયમ ઈટર" લઈ એના ઉપર ત્રણ પ્રશ્નનો પ્રશ્નપત્ર કાઢો!'

એક બીજું સ્મરણ. અત્યારે સ્ત્રીઓની કેળવણીમાં અને તેઓના પુરુષો સાથેના વ્યવહારમાં ઘણી પ્રગતિ થઇ છે, પણ ચાળીસ વર્ષ ઉપર સ્થિતિ જુદી હતી. એનું એક ઉદાહરણ પ્રકૃત વિષય સંબંધે યાદ આવે છે. એક વખત વિદ્યાર્થીઓના વાર્ષિક સ્નેહ-સંમેલનના પ્રસંગે સંસ્કૃત નાટકનો પ્રયોગ કરવાનો હતો. તે માટે એક નાટક સાદ્યન્ત કે એમાંથી એકાદ પ્રવેશ પસંદ કરવાને બદલે રામાયણના વસ્તુને લગતાં હનુમન્નાટક વગેરેમાંથી તેમજ તે બહારનાં ચાલુ અભ્યાસનાં વિક્રમોર્વશીય જેવા નાટકમાંથી થોડાક શ્લોકો એકઠા કરી સાંકળી, એક દૃશ્ય અને શ્રવ્ય નાટકખંડ રંગભૂમિ માટે મેં તૈયાર કર્યો હતો. એમાં સ્વ. સત્યેન્દ્રરાવ ભીમરાવ—મારા ભાણેજ અને વિદ્યાબ્હેનના મામાના દીકરા, જે તે વખતે વિદ્યાબ્હેન સાથે જ ભણતા હતા એ—રામનું પાત્ર અને વિદ્યાબ્હેન સીતાનું પાત્ર થવાનાં હતાં, અને તે માટે સઘળી તૈયારી થઇ ચૂકી હતી; પણ છેલ્લી ઘડીએ એ ધારેલી યોજના છોડી દેવી પડી. અત્યારે એ સ્થિતિ કેટલી બધી બદલાઇ ગઇ છે! આટલે વર્ષે એ સમયનું ચિંતન કરતાં, વિદ્યાબ્હેનના નિઃસંકોચ સ્વીકારમાં રહેલો નિર્મળ સરળ સ્વભાવ ધ્યાન ખેંચે છે-જે એમના જીવનની હરેક પ્રવૃત્તિમાં આજ પણ પ્રત્યક્ષ દેખાઇ રહ્યો છે: પોતાની નિર્દોષતા સાથે મનુષ્યમાત્રની નિર્દોષતામાં શ્રદ્ધા એ ઊંચો ભાવ આ સરસ વૃત્તિમાં સમાએલો છે. કોઇની ઈર્ષ્યા, કોઇની નિંદા, એ દુર્ગુણો—જે દુર્ભાગ્યે જગતમાં ઘણા જ સાધારણ છે એ-વિદ્યાબ્હેનના હૃદયે કે વાણીએ કદી જાણ્યા નથી. ત્યાં એમની ક્ષમાશીલતા કે ઉદારવૃત્તિ માટે તો શું જ કહેવું?

વિદ્યાબ્હેન અને સૌ. શારદાબ્હેન બી.એ.ની પરીક્ષામાં પાસ થયાં તે ખાતે એમને ગૂજરાતની પહેલી બે ગ્રૅજ્યુએટો તરીકે પ્રેમાભાઇ હૉલમાં માનપત્ર અપાયું. એનો ઉપકાર માનતાં વિદ્યાબ્હેને એક રમૂજી પ્રસંગ કહ્યો. રા. રમણભાઇને ત્યાં એક ભાઈ એમને અભિનંદન દેવાને આવ્યા. તેમણે પૂછયું કે વિદ્યાબ્હેનને રાંધતાં આવડે છે? વિદ્યાબ્હેનનું રાંધ્યું એ જમ્યા ત્યારે એમને સંતોષ થયો!

વિદ્યાબ્હેનની સાદાઇ, નમ્રતા અને ખોટા ઘોંઘાટને બદલે સારી સેવાની વૃત્તિ,-- એ ગુણો એમનામાં અસાધારણ સ્ફુટતાથી પ્રત્યક્ષ થાય છે.

સ્વ. રમણભાઇને, એક આર્ય પત્નીને શોભતી રીતે, દેવવત્ પૂજી, આજ લોકસેવાના કાર્યમાં આદર્શ આર્ય વિધવાનું જીવન ગાળનાર આ બ્હેન હજી બીજાં ઘણાં વર્ષો જીવો એ જ ગુરુનો આજને દિને એમને આશીર્વાદ.

**આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ**

# વિશ્વનું સૌભાગ્ય

[નારીત્વના વિકાસની એક ઝાંખી]



'સુન્દરમ્'

· વસંતતિલકા ·

જે આદિમાં જગતની પ્રકૃતિસ્વરૂપે
પૂર્ણપ્રભા પુરુષને પડખે રહીને
આ સૃષ્ટિનાં કુશલ સાધત યોગક્ષેમ
ને યોજતી ઉચિત પંથ સમસ્તવ્હેણ; ૧

જે વેદના પઠનમાં સહપાઠી થાતી,
ઉચ્ચારતી સમસ્વરે ઋતની ઋચાઓ,
યાગે ઉપાર્જનવિષે અપિ જ્ઞાનક્ષેત્રે
સાધર્મ્યધારી લસતી સુષમાવતી જે; ૨

જે જીવનાર્થ પુરુષે પુરુષાર્થયજ્ઞો
યોજેલ તેની થઈને સહયાજિકા જે
યજ્ઞાગ્નિધૂમ્ર થકી પક્ષ્મ જલાર્દ્રવંતી
સોહંત પાર્શ્વમહીં 'તી નરદેવતાની; ૩

જે ઝીલીને પુરુષવીર્ય, ધરા શી ધીરા
સંવર્ધતી અધિક શક્તિમતી પ્રજાઓ,
માતા બનંત નહિ માત્ર, બનંત ત્રાતા
ભૂમંડળોની, ભરઢોળતણી વિધાતા. ૪

વિદ્યાબ્હેન અને સૌ. શારદાબ્હેન બી.એ.ની પરીક્ષામાં પાસ થયાં તે ખાતે એમને ગૂજરાતની પહેલી બે ગ્રૅજ્યુએટો તરીકે પ્રેમાભાઇ હૉલમાં માનપત્ર અપાયું. એનો ઉપકાર માનતાં વિદ્યાબ્હેને એક રમૂજી પ્રસંગ કહ્યો. રા. રમણભાઇને ત્યાં એક ભાઈ એમને અભિનંદન દેવાને આવ્યા. તેમણે પૂછ્યું કે વિદ્યાબ્હેનને રાંધતાં આવડે છે? વિદ્યાબ્હેનનું રાંધ્યું એ જમ્યા ત્યારે એમને સંતોષ થયો!

વિદ્યાબ્હેનની સાદાઇ, નમ્રતા અને ખોટા ધાંધાટને બદલે સારી સેવાની વૃત્તિ,— એ ગુણો એમનામાં અસાધારણ સ્ફુટતાથી પ્રત્યક્ષ થાય છે.

સ્વ. રમણભાઇને, એક આર્ય પત્નીને શોભતી રીતે, દેવવત્ પૂજી, આજ લોકસેવાના કાર્યમાં આદર્શ આર્ય વિધવાનું જીવન ગાળનાર આ બ્હેન હજી બીજાં ઘણાં વર્ષો જીવો એ જ ગુરુનો આજને દિને એમને આશીર્વાદ.

**આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ**

# વિશ્વનું સૌભાગ્ય

[નારીત્વના વિકાસની એક ઝાંખી]



'સુન્દરમ્'

·વસંતતિલકા·

જે આદિમાં જગતની પ્રકૃતિસ્વરૂપે
પૂર્ણપ્રભા પુરુષને પડખે રહીને
આ સૃષ્ટિનાં કુશલ સાધત યોગક્ષેમ
ને યોજતી ઉચિત પંથ સમસ્તવ્હેણ; 1

જે વેદના પઠનમાં સહપાઠી થાતી,
ઉચ્ચારતી સમસ્વરે ઋતની ઋચાઓ,
યાગે ઉપાર્જનવિષે અપિ જ્ઞાનક્ષેત્રે
સાધર્મ્યધારી લસતી સુષમાવતી જે; 2

જે જીવનાર્થ પુરુષે પુરુષાર્થયજ્ઞો
યોજેલ તેની થઈને સહયાજિકા જે
યજ્ઞાગ્નિધૂમ્ર થકી પક્ષ્મ જલાર્દ્રવંતી
સોહંત પાર્શ્વમહીં 'તી નરદેવતાની; 3

જે ઝીલીને પુરુષવીર્ય, ધરા શી ધીરા
સંવર્ધતી અધિક શક્તિમતી પ્રજાઓ,
માતા બનંત નહિ માત્ર, બનંત ત્રાતા
ભૂમંડળોની, ભરઢાળતણી વિધાતા. 4

એનું ઘડ્યું તન વિભિન્ન જ, ભિન્નતા તો
ધર્મો વિષે પણ વસી, પુરુષોતણા એ
પાયે ઢળી, તહીં જ જીવનધન્યતા ને
સાફલ્ય શોધી નિજ લે થઇ ભક્તપત્ની. ૧૭

એની નથી પુરુષને તજી અન્ય સ્થાને
ક્યાંયે ગતિ, પતિ જ દ્વાર વિમોક્ષ કેરું.'
ને આંતરી ગરીબને ગૃહધર્મવાડે
સ્વચ્છંદથી વિચરતો નર સર્વ ઠામે. ૧૮

ચારિત્ર્ય સદ્ગુણ વફાઈ વિશુદ્ધ શીલ
સ્ત્રીએ રહ્યાં સમજી આચરવાં સદાનાં,
ને અન્યથા વિચરતો નર આ ગુણોથી
ચારિત્ર્યનું શિખર, પૂજ્ય રહ્યો ગણાતો. ૧૯

એ પાદથી દલિત દૈન્યભરી દશાને
સ્વીકારતી, વિસરી તે નિજ મૂળ રૂપ
રાચી રહી પુરુષની બનવે જ કામ્યા,
આભૂષણે લચતી, ચાટુવચે પ્રસન્ના. ૨૦

એ છોડ નારીતનનો વધી પાંગરીને
જાતો ઢળી પુરુષના વડવૃક્ષછાંયે,
સંસારની સકળ સંસૃતિમાંહિ સ્ત્રી ત્યાં
લોપાઈ બિન્દુ સમ સાગરના જલૌઘે. ૨૧

. . . . . . . . .

એ શક્તિબીજ જડતાધુળમાં દટાઈ
છૂપ્યું કંઈ સમય વિસ્મૃતિભોગ થાતું,

ત્યાં વિશ્વનિશ્ચિતવિકાસકમણ્ડલુથી
ધારા ઝરી સભર સીંચતી શુષ્ક બીજ. ૨૨

ને આદ્યશક્તિ જગની સવળી ઉઠી શી!
ઊંચાં કરી નયનથી અવગુણ્ઠનોને
જોઇ રહે નિજ અનંત વિશાળક્ષેત્ર
આક્રાન્ત જે પુરુષપાદથકી થએલું. ૨૩

જાણી લીધું ચરણ એ પતિજાતકેરા
પૂજાર્હ ના, પણ પ્રહાર તહીં જ શોભે,
તેની ઘટે ચરણધૂલિ ન શીશ લેવી,
એને શિરે ચરણઘાત જ માત્ર શોભે. ૨૪

ચોતર્ફ સ્ત્રીની પુરુષે પશુશક્તિરક્ષ્યો
દુર્ભેદ્ય દુર્ગ રચિયો દૃઢભાવનાનો,
નારીમને નિરખી ત્યાં નહિ ભાવસિદ્ધિ,
ત્યાં જોઇ જીવનનિબંધનકારી બુદ્ધિ. ૨૫

એ ભ્રષ્ટ ભાવતણી ભાંગતી ભીત્તિઓનાં
ખંડેરપે રચી રહી નવ ભાવનાઓ,
નારીત્વ નૂતનતણા નવરંગ જેથી
ખીલે પ્રફુલ્લ શરદિન્દુ સમા પ્રસન્ન. ૨૬

એ ફેંકતી પુરુષનો પ્રભુભાવ દૂર
સ્વાતંત્ર્ય ને ગજવતી ગરવું સમત્વ,
બોલી, ‘અમે નરતણી ઘરઢીંગલી ના,
આ સૃષ્ટિગૌરવતણી સબલા વિધાત્રી.’ ૨૭

નારીત્વની સફલસિદ્ધિની કલ્પનાઓ
આત્માવિકાસ અનુરૂપ ઉગાવી એણે,

કેન્દ્રસ્થ જે પુરુષ જીવનમાં હતો તે
ત્યાંથી હઠાવી નિજ મૂર્તિ તહીં જ સ્થાપી. ૨૮

એણે તજ્યું પુરુષજાતિપરાયણત્વ,
આત્માપરાયણ થવા સહુ શક્તિ યોજી,
ના કામિની રમણી, ના લલના, ન ભાર્યા,
ઉત્ફુલ્લી એ જગતશક્તિસ્વરૂપ આર્યા. ૨૯

એણે ધર્યાં ચરણ જીવન સર્વક્ષેત્રે
ને મુક્તિતેજ મળતાં નિજ કાર્યશક્તિ–
કેરી સુપર્ણ લતિકા લહરાવી, સૌને
આશ્ચર્યથી ઉચરતાં કરિયાં પ્રશંસા. ૩૦

નારીપરે યુગયુગાન્તરનાં ચઢેલાં
દાસત્વ, ચિત્તમનકુંઠન, પામરત્વ,
ભીરુત્વ, દૈન્ય, અબળાપણના હુલાસ
તોડયાં ઉદગ્ર ઉછળાવી બલોજ્જવલાગ્નિ. ૩૧

એ પંથ ઉજ્જવલ લસ્યો નવ જિન્દગીનો
જ્યાં સંક્રમી જગતની રહી નારીશક્તિ,
ના ભૂષણે લચતી, ના કુમળાશરાતી,
એ તો બઢી બલભરી મધુ આશમાતી. ૩૨

સૃષ્ટિતણું નવવિધાન થઇ રહ્યું ત્યાં
સ્ત્રીના કરે અમૃતસિંચિત વિશ્વ થાતાં
કૈં પાંગરી અવનવી ફુલવાટિકાઓ,
આશા ઉગી સુરભિવંત હતાશ હૈયે. ૩૩

એ વિશ્વવ્યાપ્ત રમણીય પ્રવૃત્તિઘોષ
ઝીલંત ભારતની સુપ્ત વિરાટ શક્તિ
જાગી ઉઠી ઝબકતી ચિર સ્વપ્નમાંથી,
જોઇ રહી ઝળકતાં ઉજળાં પ્રભાત. ૩૪

ને ચાંપતી ચરણથી વસુધા, બઢી એ
કિલ્લા કરંતી સર કૈં પુરુષોથી ઘેર્યા,
આંકતી સત્પથ નવા ધરતીપટે તે
નાર્યર્થની અજબ આકૃતિઓ ઉઠાવી. ૩૫

એ ભીરુતા પરહરી ભડ થૈ ભિડાઈ
યુદ્ધે, રહી નર અડોઅડ ઘાવ દેતી,
પર્દેનશીન પુરુષાર્થનશીન થાતી
કાયાતણી પલટ સાધત ઉગ્ર ઓજે. ૩૬

વ્યોમાંગથી તિમિર જેમ સરે પ્રભાતે
કૈં કૈં સર્યા દૃઢ ગ્રહો જુગના જુનેરા,
શ્રદ્ધા વસી અબળના બળવાન હૈયે
સામર્થ્ય દીપ્તિ ગુણ ગૌરવ સ્વપ્ન કાજે ૩૭

એ નૂતનોદિત પ્રસન્ન ઉષઃસમે આ
ખીલંત પુષ્પ મધુરાં કંઇ નારીબાગે,
રંગે અને સુરભિએ લસતી અનેરી
શોભાવતી ભરતભાગ્યની ભવ્ય ગાથા. ૩૮

સેવંત સ્વપ્ન મધુરોજ્જ્વલ ભાવિકેરાં
દેતી કરી સકલ જીવન જાગૃતિનો
મોંઘો મહાનલ પ્રદીપ્ત કરેલ પૃથ્વી-
માં સ્વર્ગસૃષ્ટિ વિધિની અવતારવાને. ૩૯

હોમાગ્નિમાં હવિ થઇ હસતી ઝુકાવે,
ને ગર્વિલા પુરુષનાં અભિમાન ભંજે,
સંસારની રથલગામ કરે ગ્રહંતી
થૈ સારથી પુરુષને રહી દોરી અગ્રે. ૪૦

એ મેળ નારીનરનો બનશે નવીન,
જાશે સરી પુરુષજાતિનું આધિપત્ય,
થાતાં વિમુક્ત જગની બલવંત શક્તિ
મુક્તિપ્રભાત નહિ દૂર રહે પછી કૈં. ૪૧

એ સ્વપ્ન સત્ય ઘટનાની દિશે વધે છે,
સૌભાગ્ય વિશ્વતણું નારી બની રહે છે,
એના પ્રફુલ્લ પદઘોષ પ્રચંડથી હા
પૃથ્વીહૈયે અનેરો નસનસ ભરતો પ્રેમપાનો ચઢે છે. ૪૨

બંગાળામાં એક મીટિંગ સ્ત્રીઓના ઉત્કર્ષ સંબંધે ભરાએલી. પોતે એક સુશિક્ષિત બંગાળણ પાસે બેઠેલાં. 'ન તે બોલે, ન મારાથી બોલાય. હું તો ગભરાઇ ગઇ. બ્હેન, તમે કોણ છો? એમ મારાથી પુછાઇ ગયું. મારા હિંદુસ્તાનીમાં મુકાએલા પ્રશ્નનો ઉત્તર અંગ્રેજીમાં અપાયો. પરસ્પર જાણીતી વ્યક્તિની પિછાન કરાવવાની સામગ્રીને અભાવે તે બાઇ બોલવા તત્પર ન હતી. મારો ખરો સ્વભાવ, એટલે ઉદ્ધત જબાનમાં મેં તો કહ્યું, 'તાલીમકા યહી નતીજા હો તો વોહ તાલીમ આપ હી બંગાલી લોગોંકો મુબારક!' પુરાણા જીવનમાં નવો સ્રોત ભળ્યો ને તેનો अटतः प्रपातः એવી વલે થઇ. આથી સંયુક્ત પ્રાંત ઉપર આઘાત થયો ને સ્ત્રીઓને કૉલેજીએટ શિક્ષણ આપવામાં કંઇક રૂકાવટ થએલી. જો ભણવાથી આવી વ્યુત્ક્રાંતિ દૃષ્ટિબિંદુમાં આવી જાય તો હિંદનો સમાજ, જેને સ્ત્રીઓ જાળવી રહી છે તેમાં ઉત્ક્રાંતિ આવી જાય, તેની કાયાપલટ થઇ જાય, ને પરિણામ શું આવે તે પ્રભુ જાણે. આ વાતાવરણથી નિરાશ થએલા હિંદી કૉંગ્રેસના નેતા પંડિત મદનમોહન માલવીઆ જ્યારે સુરતની ફ્રેંચ ગાર્ડનની 'જુતા પૈજાર' કૉંગ્રેસમાં આવ્યા ત્યારે તેમણે અદ્‌ભુત અનુભવ જોયો. શિક્ષણ સાથે સુશીલતા. પાશ્ચિમાત્ય સંસ્કાર સાથે આર્યત્વનો કાંઇપણ પાસ હટેલો નહિ. આવી જે ગુર્જર મહિલાઓ એમણે જોઇ તેથી તો પોતે દિઙ્મૂઢ બની ગયા. સ્વ.પં. મોતીલાલજી જેઓ પોતે પૂરા વિલાયતી હતા તેમના ઉપર પણ આ ગુજરાતીઓનું સમતોલપણું, ઠરેલપણું સચોટ ચોંટ્યું. બંનેએ મને આ વિષય ઉપર વાતો કરેલી ને મોતીલાલજીને તો ગુજરાતથી પોતાના નબીરા માટે નાગર કન્યા લાવવાનું પણ પૂરૂં મન હતું!

આજે જે સુશિક્ષિત સ્ત્રીની આવી જીવનપ્રણાલી બંધાઇ છે તેનો પાયો વિદ્યાબ્હેને જ નાખ્યો. તેની ઉભરાણીનું ચણતર તેમણે જ કર્યું.

શ્રી વિદ્યાબ્હેન અસલથી જ ધીરાં, શાણાં, આગ્રહી, કુશાગ્રબુદ્ધિનાં. મારી માતામહી માટે મારી માતા, જે જોડકણું ગાતી તે મને એમને માટે ઘણીવાર યાદ આવતું:

વિદ્યાબ્હેન ધીરાં ને બુદ્ધિ શાણી,
નર્યું જાણે પોષ માસનું પાણી.

કેળવણી લીધાથી તેઓ ન છલકાયાં કે ન આવી એમનામાં છાકટ. ૧૯૦૧ની સાલમાં પીરના ડુમસના બંગલામાં સ્વ. રમણભાઇ રહેતા. હું રા. વિરમિત્ર તથા બંને વિદુષી બ્હેનો રમણભાઇ પાસે 'કાવ્યપ્રકાશ' સમજતાં. જ્યારે રસ ગંગાધર કે બીજા રસશાસ્ત્રનાં પુસ્તકોનો નિચોડ રમણભાઇ કરતા હોય તે વેળા વિદ્યાબ્હેનની એક નાની છોકરી સ્વપાંત

કરતી કજીઓ આરંભતી, મારા ઉત્કટ સ્વભાવ પ્રમાણે તો હું તેને નોકર સાથે બાગને છેડે મોકલાવી દેત; પણ વિદ્યાબ્હેન તો શાંત, ધીરાં. તે ઉઠે, દાદરથી નીચે ઉતરે ને બાળકને સમજાવે. તે દરમીઆન રસના રેલાઓ વહી જાય, ભણવાનું પડે. પાછાં આવે ત્યારે હું કહેતો 'તમારી શાંતિ અદ્દભુત છે' ત્યારે જવાબ દેતાં 'બાળક શું સમજે? ભણવાનું તો છે જ.' એમણે ભણતરની ખાતર પોતાનું જીવતર કે ઉગતી સંતતિનું જીવતર જરાપણ કર્કશ ન કર્યું. કોઈ વર્ષ પરીક્ષામાં ન બેસાતું તો બીજે વર્ષે બેસતાં. જેમ છોકરાં વધતાં ગયાં તેમ તેમની પદવીની પાયરી પણ વધતી ગઈ.

એ જમાનામાં ભણવાનું સહેલું ન હતું. છોકરાઓ સાથે છોકરીઓને ભણવું પડતું. વસંત ઋતુ જેવી વસંત ઋતુ, અમદાવાદમાં પ્રકટી શકે એવી મહાલતી હતી, છોકરાઓ એક કલાસમાંથી બીજા કલાસમાં જતા હતા. મોટી બ્હેનને તડકાથી ત્રાસિત થએલાં જોઈને એક છોકરો, જેનું કૌટુંબિક જીવન ઓજસલિહાજને લીધે સ્ત્રીસંસર્ગની મીઠી લહરીથી વંચિત હતું, તેનાથી શાકુન્તલમાંનો નીચેનો શ્લોક લલકારાઇ ગયો:



किंशीकरैः क्लमविनोदिजिरार्द्रवातं
संचालयामि नलिनीदलतालवृन्तं
अंके निधायक रभोरु यथासुखंते
संवाहयामि चरणावुत पद्मताम्रौ ॥

પણ એમણે તો ઠંડા પાણીના માટલાની માફક ચાલ્યા કર્યું. મુખ ઉપર રંગ પણ ન બદલાયો. તેમની જોડે એક તરકટા સ્વભાવનો મિત્ર ચાલતો હતો. તેમણે તે ગામડીઆ ગોડીઆને બોબરો કર્યો. Co-educationની પ્રણાલી જારી રહી ને આજ પણ જે ગુજરાતના સ્ત્રીપુરુષના જીવનનું બંધારણ છે તે એ સમયની સ્ત્રીઓના આ મક્કમપણાને લીધે જ. તેમના ઠરેલપણાને લીધે જ. એને તેમણે જે નિયમ બાંધેલો કે સ્ત્રીત્વ જાળવી રાખી પુરુષ સમાગમથી બીવું નહિ તેથી જ તે રહ્યો છે. બાકી તો inferiority કે superiority complex આવ્યા વિના રહે નહિ. મહાન કવિ ગ્યોઇટેએ કહ્યું છે:

Es bildet ein Talent in der stelle;
Ein Charakter in der der stroeme der welt.

One builds up Talent in quiet life; but character is built up in tumultuous rough & tumble of life.

આ ન્યાયે ગુજરાતનાં શિક્ષિત સ્ત્રીપુરુષનું ચારિત્ર્ય બંધાયું. તેમાં, ઠરેલપણું, સચોટપણું, કાંઈક સાહસ, પ્રત્યેક વ્યક્તિનું પરસ્પર અવલંબન આ સમાજના જીવનના બીજરૂપે રોપાયાં. આ જીવનવ્યવસાય બેથ્વેન કૉલેજ. દસાએલા થોબર્ન કૉલેજ કે બીજી સ્ત્રીની અલગ સંસ્થામાં શિક્ષણ લેવાથી આવતું નથી. ત્યાં હોશિયાર વિદુષી તૈયાર થઈ શકે; કોઈકોઈ બ્લુ સ્ટૉકિંગો. પણ લજ્જામણિ માફક પારકાના સંબંધમાં આવતાં કરમાઈ જાય કે સંકોડાઈ જાય.

બીજી વાત ધ્યાનમાં રાખવાની તે એ છે કે વિદ્યાબહેને એક પોતાપણું જાળવી રાખ્યાથી બહુ સારો સિક્કો બેસાડ્યો. છોડવાને આંખ તો લગાડવામાં આવી. પણ તેથી માત્ર એનાં ફળ વિશેષ મીઠાં થયાં. એની તદ્દન કાયા પલટ ન થઈ ગઈ, જેવી બંગાળામાં કે પંજાબમાં થઈ. પોતાની ભાષાનું સાક્ષર પોષણ જારી રહ્યું. તોરૂદત્ત પેઠે અંગ્રેજીમાં કવિતા કે ફ્રેંચમાં નવલકથા ન લખાઈ. આથી વધતી જતી અસ્મિતા તે છુટીછવાઈ વ્યક્તિમાં જ જોવામાં ન આવતી. પણ સામાન્ય ભરતી જ આવી. અને તેનું મુખ્ય કારણ શિક્ષિત બહેને પોતાપણું જાળવી રાખ્યું તે. પોતાની ગુર્જર ગિરાને તે વળગી રહ્યાં. તેથી જ વળી રહેણીકરણી પણ ઉદાત્ત, પરંતુ સરળ ને એતદ્દેશીય રખાઈ. ગ્યોઇટેને કોઈએ પૂછ્યું: 'રીતભાત સારી કઈ?' તો તે સ્ત્રીપરસ્ત ફિલસુફે કહ્યું. Fragen Sie die Edlen Frauen an. Ask the dignified house-lady.

ગુજરાતના પુરુષોના બોલવા ચાલવામાં જે સંસ્કારીપણું છે અને અશ્લીલતાની અભ્રચ્છના છે તે આ સમાગમથી જ. આપણી સ્ત્રીઓએ ગુજરાતી ભાષા સારી સાચવી રાખી છે. એક વેળા અમારે ઘેર એક બહુભાષીયા સિવિલિયન જમવા આવ્યા. તેમણે મારી ધર્મપત્નીને પૂછ્યું, તમે કઈ ભાષા બોલો છો? તમારી કોઈ ભાષા છે? તેણે કહ્યું, 'અલબત્ત. અમારી ભાષા ગુજરાતી ને તે જ ભાષા દ્વારા અમે ઘરમાં વાતચીત કરીએ છીએ.' I am not so sure of the people in the U.P. talking in their own language or of being certain what their own language is.

મારૂં માનવું છે કે પાશ્ચિમાત્ય કેળવણીનો પ્રપાત અતટ ન થયો. તે પાધરી ક્યારીમાં વહી ગઈ. તેણે છલકાઈ જઈને કિનારાઓ ધોઈ ન નાખ્યા તેનું મુખ્ય કારણ અમારાં પહેલાં વિદુષી વિદ્યાબહેનનું વિદ્યાર્થીજીવન. જીવનમાં ફેરબદલી થઈ છે. પણ તે ઉત્ક્રાંતિ રૂપઃ વિરૂપ કાયાપલટ જોવામાં આવતી નથી. આ સાથે કેટલાક બીજા ફેરફાર થયા છે જે માટે

કેટલાક સામાજિક સુધારકો વિરોધી છે. પણ તમે એક પગલું લેવા કહો ને તેને સાથે લાગ્યા બીજા ફેરફાર સાથે ન આવે એ અશક્ય. હાફિઝના શબ્દમાં:

દરમિયાને કારે-દર્યા તખ્તા બંદમ કર્દઈ
બાઝ મી ગોઈ કે દામન તર મકુન હુશિયાર બાશ.

નદીને પાર કરવા સારૂ લાકડાના ટુકડાઓ એકઠા કરી પાર જવા કહ્યું, ને વળી સાથે કહો છો કે ખબરદાર રખેને કપડું ભીનું થતું! કદાચ કપડું તો ભીનું આહીંતહીં ગાફિલનું થશે જ. પણ નદીને પાર કરી ઉચ્ચ પ્રદેશમાં દાખલ થવાનું માન જે ગુર્જર સ્ત્રીને ઘટે છે તેની કળા સુઝાડવામાં, તેની કૂંચી બતાવવામાં શ્રીમતી વિદ્યાબહેનનું વિદ્યાર્થી જીવન હમેશાં આંખ સન્મુખ એક કંદિલીઆ સરખું રહેશે. ગુજરાતી સ્ત્રીઓનું નાગરિકપણું એમણે જે સચોટ જાળવી રાખ્યું છે તે ભાગ્યે જ બંગાળા કે પંજાબનાં સુશિક્ષિત સ્ત્રીઓ માટે કહી શકાય. 'સમતોલ' તેનું નામ જ વિદ્યાબહેન. જ્યાં લગી શીલ કાયમ રહેશે ત્યાં લગી ગુર્જર સ્ત્રી પૂજ્ય રહેશે. 'શીલ' શિથિલ થયું પછી તો કલ્હણનું રાજતરંગિણીનું વાક્ય યાદ આવ્યા વિના નથી રહેતું

'किं नुयाति विपर्ययं विगलते शीलस्य चिंतामणेः' ॥

એમનું જીવન, ગુર્જર સ્ત્રીનું આ શીલ જાળવી રાખવામાં હમેશાં ફળદાયી નીવડો!

શ્રીનગર

# વીસમી સદીની શરૂઆતથી તે અત્યાર લગણમાં ગુજરાતી સ્ત્રીએ કરેલી પ્રગતિ પર એક દૃષ્ટિપાત



**સૌ. હંસાબ્હેન મહેતા**

અનેક દેશોની સરખામણીમાં લાગે છે કે હજી આપણે ઘણાં પછાત છીએ. બીજા દેશો જ્યારે દરેક બાબતમાં આગળ વધે છે ત્યારે આપણે હજી જ્યાંના ત્યાં જ છીએ. હિંદને આગળ વધવા માટે પુષ્કળ અવકાશ છે એની ભાગ્યે જ કોઈ ના પાડી શકે. હાલ છે એના કરતાં એની પ્રગતિનો વેગ અનેકગણો વધારે હોવો જોઈએ એ પણ નિઃશંક છે. તે છતાં આપણે તદ્દન જ સ્થિર ઊભા છીએ એ વાત પણ ખરી નથી. આપણે ગાડાને વેગે પણ આગળ તો વધીએ છીએ. આપણે કેટલા આગળ વધ્યા છીએ એનો ખ્યાલ છેલ્લાં ત્રીસપાંત્રીસ વર્ષ તરફ દૃષ્ટિપાત કર્યે જ આવે. આ લેખમાં આખા હિંદની પ્રગતિનો સવાલ લીધો નથી; પરતુ ગુજરાત અને તેમાં પણ ગુજરાતી સ્ત્રી કેટલી આગળ વધી છે એ જ બતાવવાનો પ્રયત્ન કર્યો છે; કારણકે સ્ત્રીની પ્રગતિથી દેશની પ્રગતિનું માપ કાઢવું શક્ય છે.

પહેલું તો કેળવણીનું જ ક્ષેત્ર લઈએ. અક્ષરજ્ઞાનની બાબતમાં આપણો દેશ અતિશય પછાત છે. ૧૯૩૧ના અંદાજપત્ર પ્રમાણે આખા દેશમાં સત્તર કરોડ સ્ત્રીઓ છે. એમાંથી લગભગ સાડી એકતાલીસ લાખ સ્ત્રીઓ અક્ષરજ્ઞાન પામેલી છે. મુંબાઈ અને પશ્ચિમનાં સંસ્થાનો લઈએ તો ત્રણ લાખ બોતેર હજારને આશરે સ્ત્રીઓ અક્ષરજ્ઞાન પામેલી છે. વડોદરાનું પ્રમાણ આખા દેશની ગણત્રીમાં સારૂં ગણાય છે. બ્રહ્મદેશ બાદ કરીએ તો કોચીન, ત્રાવણકોર અને કુર્ગ પછી વડોદરા આવે. વડોદરાની વસ્તી એટલે મોટે ભાગે ગુજરાતી વસ્તી. વડોદરામાં છેલ્લાં પાંત્રીસ વર્ષથી ફરજિયાત કેળવણી ચાલે છે. એટલે જો વડોદરાનું પ્રમાણ પણ આટલું જ હોય તો બ્રિટિશ ગુજરાતનું પ્રમાણ એથી યે ઉતરતું હોવું જોઈએ. ૧૯૦૧ની સાલથી ૧૯૩૧ની સાલ લગીમાં સ્ત્રીકેળવણીનું પ્રમાણ કેટલું વધ્યું છે તે નીચેના આંકડા પરથી સમજાશે:

દર હજારે સ્ત્રીઓનું અક્ષરજ્ઞાન પ્રમાણ

| | ઉમર ૧૦ અને ૧૦ની ઉપરની સ્ત્રીઓ | | ઉમર ૧૫ અને ૨૦ની વચ્ચેની સ્ત્રીઓ | | ઉમર ૨૦ની ઉપરની સ્ત્રીઓ | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૦૧ | ૧૯૩૧ | ૧૯૦૧ | ૧૯૩૧ | ૧૯૦૧ | ૧૯૩૧ |
| આખા હિંદમાં | ૯ | ૩૧ | ૧૪ | ૪૪ | ૮ | ૨૮ |
| મુંબાઈ ઇલાકો | ૧૧ | ૩૦ | ૧૯ | ૪૬ | ૯ | ૨૭ |
| વડોદરા રાજ્ય | ૯ | ૮૦ | ૧૩ | ૧૪૭ | ૭ | ૫૫ |
| પશ્ચિમ હિંદ સંસ્થાનો | ૦ | ૪૫ | ૦ | ૬૬ | ૦ | ૩૯ |

આ આંકડા પરથી સ્ત્રીઓનું પ્રમાણ જરાપણ વધ્યું છે એમ લાગે તો એ વધારો ખરેખરો તો શહેરોને લીધે જ છે. ગામડાં કરતાં શહેરની સ્ત્રીઓને કેળવણી લેવા માટે સગવડ વધારે મળે છે એટલે કેળવણીની બાબતમાં શહેરની સ્ત્રીઓએ ગામડાંની સ્ત્રીઓ કરતાં વધારે પ્રગતિ કરી છે એમાં નવાઇ નથી. નીચેના આંકડા પરથી એ વાત સ્પષ્ટ સમજાશે.

૧૯૩૧નો અંદાજ

| શહેર | વસ્તી | દર હજાર પુરુષે સ્ત્રીનું પ્રમાણ | દર હજારે અક્ષરજ્ઞાન પામેલા પુરુષો | દર હજારે અક્ષરજ્ઞાન પામેલી સ્ત્રીઓ |
|---|---|---|---|---|
| મુંબાઈ | ૧,૧૬૧,૩૮૩ | ૫૫૪ | ૨૯૧ | ૧૫૩ |
| વડોદરા | ૧૧૨,૮૬૦ | ૭૯૯ | ૪૯૬ | ૧૮૪ |

ગુજરાતનાં બીજાં શહેરોના ચોક્કસ આંકડા મળ્યા નથી, કારણકે સેનસસ બરોબર લેવાયું નહોતું; પરંતુ આ બંને શહેરોના આંકડા પરથી સહજ સમજાશે કે શહેરમાં સ્ત્રીઓએ પ્રમાણમાં ઠીક પ્રગતિ કરી છે, જ્યારે ગામડાંની સ્ત્રીઓ હજી ઘણી જ પછાત છે. ગામડાંની એ ભયંકર નિરક્ષરતાને લીધે, શહેર ગમે તેટલી પ્રગતિ કરશે તોપણ દેશની પ્રગતિનું પ્રમાણ ઓછું જ રહેવાનું.

જ્યાં અક્ષરજ્ઞાનનાં જ સાંસાં છે ત્યાં ઉચ્ચ કેળવણી પણ નામની જ હોઇ શકે. જરાતરા પણ આ દિશામાં સ્ત્રીઓએ આગેકદમ કરી હોય તો તે શહેરની જ સ્ત્રીઓએ. શ્રી વિદ્યાબહેન તથા શ્રી શારદાબહેન એ ગુજરાતી હિંદુ સ્ત્રીઓમાં પ્રથમ ગ્રૅજ્યુએટ છે. ૧૯૦૧ની સાલમાં એમણે આ પદવી લીધી. ત્યાર બાદ અનેક વર્ષોના ગાળા પછી બીજી ગુજરાતી બહેનો ગ્રૅજ્યુએટ થઇ. છેલ્લાં દસ વર્ષમાં તો સંખ્યા વધી છે અને દર સાલ બેત્રણ, બેત્રણ ગુજરાતી બહેનોનાં નામ ફતેહમંદ વિદ્યાર્થીઓની યાદીમાં વાંચીએ છીએ.

આ ઉચ્ચ શિક્ષણને પરિણામે સામાજિક વિચારોમાં જે ફેરફારો થયા છે તેની અસર પણ મુખ્યત્વે આપણે શહેરોમાં જ જોઇએ છીએ. દાખલા તરીકે બાળલગ્નનો સવાલ લઇએ. ઉચ્ચ શિક્ષણ પામેલી કોમોમાં અને તે પણ શહેરમાં બાળલગ્ન લગભગ નીકળી જ ગયાં છે. પરંતુ ગામડાંઓમાં તથા શહેરોમાં જ્યાં ભયંકર અજ્ઞાનતાએ ઘર ઘાલ્યું છે ત્યાં તો આ કુરિવાજ હજી દૃષ્ટિગોચર થાય છે. આખા પ્રાંતમાં અજ્ઞાનતાનું પ્રમાણ મોટું છે, એટલે આખા પ્રાંતમાંથી તો બાળલગ્ન નષ્ટ થયાં છે એમ કહી શકાય નહિ વડોદરા રાજ્યના આંકડા પરથી આ દુષ્ટ રિવાજનું જોર કેટલું છે તે સમજાશે.

દર હજારે પરણેલાં બાળકોનું પ્રમાણ

| વર્ષ | ઉમર ૦-૫ | | ઉમર ૫-૧૦ | | ઉમર ૧૦-૧૫ | |
|---|---|---|---|---|---|---|
| | છોકરા | છોકરી | છોકરા | છોકરી | છોકરા | છોકરી |
| ૧૯૦૧ | ૨૪ | ૩૬ | ૬૪ | ૧૫૪ | ૨૪૫ | ૪૮૫ |
| ૧૯૧૧ | ૩૯ | ૮૩ | ૧૧૧ | ૧૮૮ | ૨૩૬ | ૫૧૫ |
| ૧૯૨૧ | ૮ | ૧૫ | ૫૦ | ૧૧૨ | ૧૮૫ | ૪૪૧ |
| ૧૯૩૧ | ૪ | ૧૦ | ૭૯ | ૧૯૭ | ૧૮૨ | ૪૧૨ |

વડોદરા રાજ્યમાં ૧૯૦૪માં બાળલગ્ન પ્રતિબંધનો કાયદો લાગુ પડ્યો. આ ખરડો સુધારીને ૧૯૨૮માં આઠ વર્ષની અંદર છોકરા કે છોકરીનું લગ્ન ફોક ગણવામાં આવ્યું. શરૂઆતમાં કાયદાનો અમલ ઢીલો હતો તે પણ વધારે સખ્ત કર્યો, છતાં બાળલગ્નમાં જોઇએ તેટલો સુધારો હજી સુધી થઇ શક્યો નથી, તો બ્રિટિશ ગુજરાત કે જ્યાં શારદા ઍક્ટ ૧૯૩૦માં લાગુ પડ્યો ત્યાંની સ્થિતિ કેવી હશે તેનો ખ્યાલ આવી શકશે. શારદા ઍક્ટને વધારે સખ્ત બનાવી શકાય તો જ આ પાપનો અંત આવે. ત્યાં લગી તો લોકોના પોતાના જ વલણ ઉપર આધાર રાખવો પડે. જ્યાં શિક્ષિત લોકોનું પ્રમાણ ઓછું હોય ત્યાં આ બાબતમાં જલદી સુધારો ન થાય એ સ્વાભાવિક છે.

ગુજરાતની ઉચ્ચ શિક્ષણ પામેલી સ્ત્રીઓ આંતરજ્ઞાતીય લગ્નમાં પણ માનતી થઇ છે. છેલ્લાં થોડાં વર્ષમાં ન્યાતન્યાતમાં રોટી વ્યવહાર તો શરૂ થઇ ગયો છે પણ બેટી વ્યવહાર જોઇએ તે પ્રમાણમાં જ નથી. તોએ છૂટાં છવાયાં આંતરજ્ઞાતીય લગ્નો થાય છે અને એ શિક્ષિત સ્ત્રીઓને જ આભારી છે.

વડોદરા સમસ્ત બ્રિટિશ હિંદ કરતાં સમાજસુધારામાં આગળ વધ્યું છે. હિંદુ લગ્નમાં છૂટાછેડાનો કાયદો પણ વડોદરા રાજ્ય તરફથી પસાર કરવામાં આવ્યો છે. ગુજરાતની કેટલીક કોમોમાં તો આ રિવાજ હમેશાં જ હતો, પરંતુ ઉચ્ચ ગણાતી કોમોમાં લગ્ન રદ કરી શકાતાં નહોતાં,—ખાસ કરીને બ્રાહ્મણ અને બ્રાહ્મણના સંસ્કાર પામેલી બીજી કોમોમાં. વડોદરાના કાયદાથી આ છૂટ દરેક કોમને મળશે. અત્યાર સુધી એ કાયદાનો લાભ કોઈ ગુજરાતી બહેને ઉઠાવ્યો હોય એવું જાણવામાં આવ્યું નથી.

વિધવાવિવાહનું પ્રમાણ પણ એકંદરે ઓછું જ છે. જોકે થોડાં વર્ષો પહેલાં જેટલું વિધવાવિવાહનું સ્વરૂપ ભયાનક ગણાતું, એટલું ભયાનક તે હવે રહ્યું નથી. તોપણ બ્રાહ્મણ, વાણીઆ એટલે શિક્ષિત વર્ગમાં હજુપણ વિધવાવિવાહ સામે વિરોધ છે વડોદરા રાજ્યના નીચેના આંકડા ઉપરથી એ સમજાશે:

વિધવા સ્ત્રીઓનું પ્રમાણ

| જ્ઞાતિ | ઉમર ૧૭-૨૩ | ઉમર ૨૪-૪૩ |
|---|---|---|
| ૧ જે જ્ઞાતિમાં વિધવા વિવાહનો રિવાજ નથી | | |
| બ્રાહ્મણ | ૭૦ | ૩૦૩ |
| વાણિયા | ૪૮ | ૨૮૪ |
| ૨ જે જ્ઞાતિમાં રિવાજ છે | | |
| લેઉઆ પાટીદાર | ૨૮ | ૧૬૧ |
| કડવા પાટીદાર | ૨૮ | ૧૭૪ |
| સુતાર | ૧૭ | ૧૬૫ |
| લુહાર | ૧૯ | ૧૮૪ |
| ૩ નીચી કોમોમાં | | |
| ભંગી | ૨૦ | ૧૩૨ |
| વણકર | ૧૫ | ૧૨૨ |

વિધવાવિવાહનું પ્રમાણ વધ્યું નથી તેનું કારણ સ્પષ્ટ છે. આજે પણ પચાસ વર્ષના બુઢ્ઢાઓ જો ત્રીજી વાર પરણવા નીકળ્યા હોય તો એ તે પંદર વર્ષની કુમારિકાને પરણવાનું પસંદ કરે છે! પોતાની સરખી ઉમરની વિધવા સાથે તે કેમ નથી પરણતા એ જ નવાઈ જેવું છે! એનું કારણ લગ્નભાવના હજુ બદલાઈ નથી તે જ છે. પુરુષને મન લગ્ન એટલે કાયદેસર

પોતાની પશુવૃત્તિ સંતોષવાનું સાધન. એટલે સ્ત્રી પોતાનાથી અતિશય નાની હોય તોપણ એ બુઢ્ઢા પશુને જ્યાં લગી એની વૃત્તિ સંતોષાય ત્યાં લગી વાંધો હોતો નથી. લગ્ન એ સહચાર છે અને સ્ત્રી એ જીવનસખી છે એ ભાવના જ્યારે આવશે ત્યારે જ કદાચ પોતાને લાયક ઉમરની કુમારિકા નહિ મળે તો વિધવા સ્ત્રીને પરણવાનું પુરુષોને સૂઝશે.

કન્યાવિક્રય તેમજ વરવિક્રય જેવા કુરિવાજો પણ હજી અજ્ઞાન ગુજરાતમાં દૃષ્ટિગોચર થાય છે. બાળલગ્ન અટકશે અને સ્ત્રીકેળવણીની પ્રગતિ થશે તો આ લગ્નો એની મેળે જશે. આ અનિષ્ટને નાશ કરવા માટે કેળવણીની જ જરૂર છે.

હવે આર્થિક દૃષ્ટિએ ગુજરાતની સ્ત્રીએ શી પ્રગતિ કરી છે તે તપાસીએ. હિંદુ સ્ત્રીને વારસામાં કંઈ જ હક્ક નથી એમ કહીએ તો ચાલે. આ સ્થિતિ બ્રિટિશ હિંદ અને બીજાં દેશી સંસ્થાનોમાં આજે પણ છે. પરંતુ વડોદરા રાજ્યમાં વારસા સંબંધી સ્ત્રીના હક્ક વધ્યા છે. વડોદરા રાજ્ય એટલે ગુજરાતનો મોટો ભાગ; એટલે આ દિશામાં ગુજરાતી સ્ત્રીના હક્ક વધ્યા છે. તે ઉપરાંત સ્પેશિયલ મૅરેજ ઍક્ટથી પરણનાર સ્ત્રી પોતાના ધણીની વારસ બને છે; એટલે જ્યાં આવાં લગ્નો થાય છે ત્યાં પણ એની મેળે જ સ્ત્રીના હક્ક વધ્યા છે.

આ તો વારસાની વાત થઈ. પોતાની મેળે સ્વતંત્ર કમાણી કરનાર સ્ત્રીની સ્થિતિ તપાસીએ. સ્ત્રી પોતાની મેળે રળી ખાય એ ભાવના ઉચ્ચ કોમોમાં તો આ સદીની શરૂઆતમાં તો હતી જ નહિ. એને તો હમેશાં પરાવલંબી થઈને જ રહેવાનું. નાનપણમાં એને બાપ ઉપર, મોટપણે ધણી ઉપર અને ઘડપણમાં પુત્ર ઉપર આધાર રાખવાનો. નાનપણમાં વિધવા થાય તો સગાંવહાલાંની ઓશિયાળી થઈને રહે, વગર પગારની નોકર જેવી સાસરામાં કે પિયરમાં ગદ્ધાવૈતરું કરે, પણ જાતે રળવાની તો વાત જ નહિ. આવી સ્થિતિ ગુજરાતમાં હતી અને હજીપણ મોટે ભાગે છે. એટલે આર્થિક દૃષ્ટિએ ઉચ્ચ કોમની સ્ત્રીઓની સ્થિતિ અન્ય કોમોની સ્ત્રીઓ કરતાં ઊતરતી ગણાય. ૧૯૧૧ની સાલમાં દર હજાર પુરુષે ચારસો ને એકત્રીસ સ્ત્રીઓ કામ કરતી; ૧૯૨૧માં આ સંખ્યા ઘટીને ત્રણસો છન્નુ થઈ અને ૧૯૩૧માં માત્ર સ્વતંત્ર કમાણી કરનાર સ્ત્રીઓની સંખ્યા ત્રણસો ચુમાળીસ થઇ. આ આંકડા વડોદરાના વસ્તીપત્રક ઉપરથી છે. પરંતુ એ પરથી સમસ્ત ગુજરાતનો ખ્યાલ આવી શકે. ૧૯૩૧માં જે સ્ત્રીઓ કોઇના હાથ તળે રહીને કામ કરતી તેની સંખ્યા પણ ગણીએ તો એકંદરે ત્રણસો ચુમાળીસને બદલે છસો થાય. આ કામ કરનારી સ્ત્રીઓમાંથી, નીચેના આંકડા ઉપરથી જણાશે કે ઉચ્ચકોમની સ્ત્રીઓની સંખ્યા કેટલી ઓછી છે:

| | જ્ઞાતિ | દર હજાર પુરુષે કામ કરનાર સ્ત્રીઓ | | જ્ઞાતિ | દર હજાર પુરુષે કામ કરનાર સ્ત્રીઓ |
|---|---|---|---|---|---|
| ૧ | વાણિયા | ૧૧૯ | ૬ | વાઘરી | ૭૩૯ |
| ૨ | લુહાણા | ૨૦૬ | ૭ | ઠાકરડા | ૭૫૦ |
| ૩ | બ્રાહ્મણ | ૨૧૯ | ૮ | ચોધરા | ૯૦૩ |
| ૪ | લેઉઆ પાટીદાર | ૩૩૫ | ૯ | વણકર | ૯૪૪ |
| ૫ | રજપુત | ૪૧૬ | | | |

ઉચ્ચ કોમની સ્ત્રીઓ મોટે ભાગે શિક્ષિકાનો ધંધો કરે છે. એ શિક્ષિકાઓની સંખ્યા આખા મુંબાઇ ઇલાકા માટે (દેશી રાજ્યો બાદ કરતાં) ૧૯૩૩–૩૪ના હેવાલ પરથી ૭ હજાર આઠસો ને બોતેર આવે છે. એમાંથી ગુજરાતી શિક્ષિકાની સંખ્યા કેટલી હશે તેનો વાચક ખ્યાલ કરશે. ખાનગી શિક્ષણ આપતી સ્ત્રીઓનો આમાં સમાવેશ કર્યો નથી, પરંતુ એ સંખ્યા પણ નજીવી જ હશે.

શિક્ષિકા પછી બીજે નંબરે આવે એવો ધંધો કદાચ નર્સનો હશે. ગુજરાતની ઉચ્ચ કોમની સ્ત્રીઓ એ કામ કરે એ આ સદીની શરૂઆતમાં તો સ્વપ્નામાં પણ કલ્પ્યું નહિ હોય. વડોદરા રાજ્ય તરફથી એવી સ્ત્રીઓ નર્સનું કામ શીખે તેને માટે યોજના થઇ ત્યારથી સ્ત્રીઓએ આ કામની શરૂઆત સારા પ્રમાણમાં કરી. આજે જામનગર જેવા સ્ટેટમાં પણ ગુજરાતી સ્ત્રીઓએ આ કામ સારી સંખ્યામાં ઉપાડી લીધું છે.

ટાઇપિસ્ટ કે એવી જાતના કારકુની ધંધામાં હજી ગુજરાતી સ્ત્રીએ પ્રવેશ કર્યો હોય એવું જાણ્યામાં નથી.

સ્ત્રી–દાક્તરો ને સ્ત્રી–વકીલો પણ એકાદ બે નજરે પડે છે. તે ઉપરાંત લલિતકળા લઇએ. આ ક્ષેત્ર એક રીતે તો સ્ત્રીનું જ ગણાવું જોઇએ; પરંતુ એમાં પણ ગુજરાતી સ્ત્રીની સંખ્યા નહિ જેવી જ છે. સ્ત્રી–ચિત્રકારો કે સ્ત્રી–શિલ્પીઓ હજી કળા–ક્ષિતિજ ઉપર ડોકિયાં જ કરે છે. એકંદરે કળાનું ક્ષેત્ર ગુજરાતી સ્ત્રીઓથી અણખેડાએલું છે.

સાહિત્યક્ષેત્રમાં સ્ત્રીઓની સંખ્યા છેલ્લાં થોડાં વર્ષમાં સારી વધી છે. પરંતુ આર્થિક દૃષ્ટિએ જ આ જુદાંજુદાં ક્ષેત્રોનો વિચાર કરીએ તો સાહિત્યક્ષેત્રમાં જવલ્લે જ કોઇક પોતાના નિર્વાહ પૂરતુંયે મેળવી શકતું હોય!

વ્યાપારી ધંધામાં કે એને લાગતાવળગતા બીજા ધંધામાં ગુજરાતી સ્ત્રીઓ ખાસ પ્રમાણમાં ગઈ હોય એ જાણ્યું નથી.

અન્ય કોમોની બ્હેનો મોટે ભાગે જે કામ કરે છે તે ખેતીનું, રૂ કાંતવા તથા વણવાનું, ટોપલીઓ બનાવવાનું, માટલાં વગેરે માટીનાં વાસણ બનાવવાનું, ચોખા ખાંડવાનું, દરજીનું, સાફસૂફીનું, ખાનગી નોકર તરીકેનું કે મજૂરનું. ૧૯૨૧ની સાલના આંકડા સાથે સરખાવતાં આ રીતે કમાઈ ખાનાર સ્ત્રીઓની સંખ્યામાં પણ છેલ્લાં દસ વર્ષમાં વધારો થયો છે.

રાજપ્રકરણમાં પણ સ્ત્રીઓના અધિકાર વધ્યા છે. પુરુષના જેટલો જ સ્ત્રીઓને અધિકાર મળ્યો છે. પરંતુ જ્યાં અશિક્ષિતનું પ્રમાણ મોટું હોય ત્યાં,રાજકીય જાગૃતિ કે રાજકારણની સમજ ઓછી જ હોય. છેલ્લી રાજકીય ચળવળમાં ગુજરાતી સ્ત્રીઓએ ખૂબ જ આગેવાનીભર્યો ભાગ લીધો હતો એ વાત સાચી; પરંતુ એમાંથી જૂજ બહેનો-એ જ રાજકારણમાં સમજીને ભાગ લીધો હશે.

જાહેર જીવનમાં પણ લાગે કે ગુજરાતી સ્ત્રીઓએ છેલ્લાં ત્રીસ પાંત્રીસ વર્ષમાં આગળપડતો ભાગ લેવા માંડ્યો છે; પરન્તુ આમાં પણ જે ગણીગાંઠી શિક્ષિત સ્ત્રીઓ છે અને તે પણ શહેરોમાં, એ જ પોતાની જવાબદારી સમજી જાહેર જીવનમાં ભાગ લે છે. સ્ત્રીઓના મોટા પ્રમાણને તો હજી પણ એમ લાગે છે કે ઘરની ચાર દીવાલ એ જ સ્ત્રીનું ક્ષેત્ર છે.

આ સદીની શરૂઆતથી માંડીને અત્યાર લગણમાં ગુજરાતી સ્ત્રીએ કેટલી પ્રગતિ કરી છે એનો આછો ખ્યાલ આ લેખ ઉપરથી આવી શકશે. જે કંઈ પ્રગતિ થઈ છે તે મોટે ભાગે શહેરની સ્ત્રીની જ. ગામડાંઓની વસ્તી શહેરની વસ્તી કરતાં અનેકગણી વધારે છે. દેશની લગભગ નેવું ટકા વસ્તી ગામડાંમાં છે એ ધ્યાનમાં રાખીએ તો ગુજરાતી સ્ત્રીમાં જે દિવસે જાગૃતિ આવશે, જે દિવસે એ શિક્ષિત થશે, જે દિવસે એને પોતાની સ્થિતિનું ખરૂં ભાન આવશે તે દિવસથી જ ગુજરાતની સ્ત્રી–પ્રગતિનો વેગ પૂર જોસમાં વહેશે એ નિઃસંશય છે.

# ગુજરાતી સ્ત્રીજીવન



દી. બ.
કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

હાલના ગુજરાતી સ્ત્રીજીવન રૂપી હીરાને બે પહેલ છે: એક ચકચકિત, બીજી ઝાંખી. ચકચકિત તે હાલના જમાનામાં અપાતી કેળવણીએ સંચારિત કરેલું ભાવનાવાળું જીવન તે: ઝાંખી, તે હાલની કેળવણી જ્યાં હજુ પહોંચી શકી નથી અને જ્યાં હજુ જૂના જમાનાનું અંધારૂં ચાલે છે એ અંધકારમય જીવન તે.

ચકચકિત પહેલ આખા સ્ત્રીસમૂહમાંથી માત્ર બે ત્રણ ટકા જ દર્શાવી શકે; બાકી ૯૭-૯૮ ટકા તો અસલની જે ઝાંખી તે ઝાંખી જ પડેલ રહી છે.

ચકચકાટ આણ્યો કેળવણીએ. એ કેળવણી તે નિશાળમાં અપાતી પ્રાથમિક કેળવણીથી માંડી અંગ્રેજી સ્કૂલ, કૉલેજ વગેરેમાં અપાતી કેળવણી: કર્વે યુનિવર્સિટી અંગે અપાતી કેળવણી: આર્યસમાજ મારફતે ચાલતી કન્યાશાળાઓમાં અપાતી કેળવણી: મહિલા વિદ્યાલય, વનિતા વિશ્રામ જેવી સંસ્થાઓ મારફતે અપાતી કેળવણી: અમદાવાદમાં હાલમાં સ્થપાએલા જ્યોતિસંઘ મારફતે અપાતું શિક્ષણ: ભગિનીસમાજે મારફત થતા પ્રયાસો.

આ સંસ્થાઓનો પ્રકાશ હજુ સર્વત્ર પહોંચી શક્યો નથી. ગામડાંઓમાં, કસ્બાઓમાં, નાનાંમોટાં શહેરોમાં ઘણે ભાગે સ્થિતિ તો હતી તેવી જ રહી છે. સ્ત્રીઓને એ જ મારપીટ, તેમના પ્રત્યે એ જ અનાદર, સાસુનણંદ અને અણસમજુ ધણીના તરફથી એ જ મહેણાંટોણાં ચાલુ છે, લેશમાત્ર ફેર પડ્યો નથી. એટલે ગુજરાત અને કાઠિયાવાડનું સ્ત્રીજીવન તો હતું તેવું જ દુ:ખમય રહ્યું છે. એ સુધરશે, જ્યારે કેળવણીનો પ્રકાશ સર્વત્ર ફેલાશે ત્યારે; એ સુધરશે, જ્યારે આપણી—એટલે એ સ્ત્રીઓને પરણનાર ધણીઓની—આર્થિક સ્થિતિ સુધરશે ત્યારે: અને એ સ્થિતિ સુધારવા માટે આખા દેશની આર્થિક સ્થિતિ સુધરવી જોઇએ. રાજકીય બંધારણમાં ફેરફાર થવા પર આર્થિક સ્થિતિ સુધરવાનો મુખ્ય આધાર છે.

જે બેત્રણ ટકા સ્ત્રીઓ આગળ વધી છે તે સ્ત્રીઓના આગળ વધવામાં છેલ્લાં ચાળીસ-પચાસ વર્ષમાં બહુ ફેર પડી ગયો છે. એ ચાળીસ-પચાસ વર્ષ ઉપરના સુધારાના પ્રતિનિધિ તરીકે લેડી વિદ્યાબ્હેન અને સૌ. શારદાબ્હેન મહેતા ગણાય. શાન્ત, દાન્ત, ગંભીર, સાદાં; कार्येषु मंत्री, करणेषु दासी, भोज्येषु माता એ કોટિનાં. છેલ્લાં પાંચસાત વરસનો સુધારો જુદા જ રૂપરંગનો છે. જેમ જુવાન છોકરાઓને હાલના જમાનાનો પાસ લાગ્યો છે, તેમ તેમની જોડે કેળવણી લેતી, તેમની જોડે રાજકીય અને સામાજિક કાર્યોમાં ભાગ લેતી જે જૂજ જુવાન બ્હેનો છે તેમને પણ એ લાગ્યો છે.

Revolutions generate a spirit of impatience and contempt in the minds of the young everywhere. They have had enough of what in the continent is called—"Gerontocracy" –the rule of the old men.

—Dean Inge: on Fascism, Times of India: 4th July 1935.

ડીન ઈંજના ઉપલા શબ્દો દરેક રીતે આપણી વર્તમાન સ્થિતિને લાગુ પડે છે: યુવાન ભાઇઓ અને બ્હેનો બંનેને. આપણો વર્તમાનકાળ ક્રાંતિનો કાળ છે. જૂનું આપણને અનિષ્ટ લાગે છે: જૂનું છોડવા મથીએ છીએ: નવું મેળવવા પ્રયાસ કરીએ છીએ. એ નવું જૂનાના પ્રમાણમાં કેટલો લાભ આપશે, લાભદાયી થઇ પડશે કે કેમ, તે જોવા-વિચારવા જેટલો સમય કાઢવાનું બનતું નથી. કારણ સૌ અધીરાં—impatient—બની ગયાં છે. જૂના પ્રત્યે તિરસ્કાર—contempt—ધિક્કાર આવી ગયો છે અને તેથી સ્ત્રીઓ –જુવાન છોકરીઓ, અનુભવ વિનાની કન્યાઓ આંધળીઆં કરીને જ્યાંત્યાં ઝૂકાવે છે. સ્વતંત્રતા—liberty—અને સ્વચ્છંદ—license—વચ્ચેનો સૂક્ષ્મ ભેદ પામી ન શકવાને લીધે સારેમાઠે રસ્તે ઉતરી પડે છે. તેના દાખલા દરરોજ જાહેર છાપાંમાં બહાર આવતા રહે છે. છતાં હાલની કેળવણીની એ બાજુ, કેળવણીનું એ પરિણામ, કેળવણીનું એ અંગ સ્થાયી નહિ થઇ પડે એમ લાગે છે. વખત જતાં ડ્હોળાએલું પાણી ઠરી જતાં, કચરો નીચે બેસી જશે અને પાણી ચોખ્ખું બની જશે.

# વિદ્યાબ્હેન



સૌ. જ્યોત્સ્ના મહેતા

વિદ્યાબ્હેનના જીવન વિષેની હકીકતમાં તેમનાં સંતાનો જ તેમની પ્રશંસા કરે તે એક રીતે જોતાં ઉચિત નથી; કારણકે પોતાનાં આપ્તજન તો બધાંને સારાં જ લાગે. પરંતુ માણસના કેટલાક ગુણ એવા હોય છે કે જે તેનાં કુટુંબીજનો જ જાણી શકે. નિત્ય સંબંધમાં આવનાર પણ બીજા લોકો તે જાણી શકતા નથી. માણસના સ્વભાવની અમુક બાજુ પરાયાં આગળ ઢંકાએલી જ રહે છે, જે સ્વજનની આગળ જ ખુલે છે. એ જ કારણથી આવા પ્રસંગે સ્વજનો તરફથી પણ કંઈ માહિતી મળવાની જરૂર છે.

મારાં માતુશ્રીના બાળપણ વિષે તો હું કંઈ માહિતી આપી શકું જ નહિ. બારતેર વર્ષની ઉમરે એમનું લગ્ન થયું હતું એટલું માત્ર એમના કહેવાથી હું જાણું છું. તે વખતે એ અંગ્રેજી ત્રીજા ધોરણમાં અભ્યાસ કરતાં હતાં. મૅટ્રિક પાસ થયા પછી જ્યારે કૉલેજનો અભ્યાસ કરતાં, ત્યારે અમે નાનાં બાળક હતાં. ઘરની દેખરેખ રાખવી, બાળકોને ઉછેરવાં ને તેની સાથે યુનિવર્સિટીની પરીક્ષાની તૈયારી કરવી, એ બધું સાથે કેવી રીતે થાય તે મારાથી સમજી શકાતું જ નથી. તે તૈયારી પણ એવી કે પરીક્ષામાં કદી નિષ્ફળતા આવી જ નથી. તે ઉપરાંત બી.એ.ની પરીક્ષામાં સેકંડ ક્લાસ મેળવી હતી. મારો પોતાનો વિચાર કરું છું ત્યારે લાગે છે કે હું કંઈ કામમાં હોઉં અથવા મન કોઈ બાબત માટે [illegible] હોય ત્યારે જો બાળક આવીને કંઈ માગે અથવા સવાલ પૂછે તો [illegible] મનમાં [illegible] જાય છે. બધાં બાળકોની માફક અમે પણ નાનપણમાં માતાને પજવતાં [illegible] ઘણી વાર માંદગી પણ આવી હશે. એવા સંજોગોની સાથે કૉલેજનો [illegible] શી રીતે કર્યો હશે તે વિચારતાં અચંબો લાગે છે. જોકે એમનાં માતુશ્રીની [illegible] એ કામ પાર પડ્યું, તોપણ બાળકોને ઉછેરવાની મુખ્ય જવાબદારી તો [illegible] હોય છે. હું પોતે તો એક બાળકની સાથે પણ પરીક્ષાની તૈયારી કરી [illegible]

થતાં પહેલાં જ અભ્યાસ કરેલો એટલે બધી જ સગવડ હતી. અમે પરીક્ષા માટે વાંચતાં ત્યારે બીજું કાંઇ જ કરી શકતાં નહિ. નિત્યકર્મ તથા ભોજન કરવાની ફુરસદ પણ ભાગ્યે મળતી. ઘરનાં માણસો દરેક પ્રકારની સુવિધા કરી આપતાં તેથી જ એ અભ્યાસ થતો હતો.

માતુશ્રીની જાહેર પ્રવૃત્તિઓની શરૂઆત લગભગ ૧૯૧૪થી થઇ એમ કહી શકાય. તે વર્ષમાં યુરોપમાં ભયંકર વિગ્રહ શરૂ થયો હતો. બ્રિટિશ સામ્રાજ્યના બધા સૈનિકોને તેમજ ઘાયલ થએલાઓને માટે હિંદમાં પણ વૉર રિલીફ ફંડ કાઢવામાં આવ્યું હતું. તેની અમદાવાદની શાખામાં માતુશ્રીએ કામ કરવા માંડ્યું. જે કામ માથે લીધું તેને પૂરેપુરી ખંતથી પાર ઉતારવું એ એમનો સિદ્ધાંત હતો ને હજી પણ છે. તે સમયે એમની સાથે કામ કરનારાઓ એમની કર્તવ્યપરાયણતા જોઇને આશ્ચર્ય પામતા. એ વૉર રિલીફ ફંડને અંગે અનેક પ્રવૃત્તિઓ થઇ હતી, અનેક કૉન્સર્ટ ને ફેન્સી ફેરની યોજનાઓ કરવામાં આવી હતી. તે બધીને પાર પાડવામાં વિદ્યાબ્હેને અથાગ શ્રમ લીધો હતો.

તે પછી અમદાવાદની ઘણી સંસ્થાઓમાં કાર્ય કરવાનું ધીમેધીમે એમણે શરૂ કર્યું. કેટલીકમાં અમારા સ્વ. પિતાજી કામ કરતા હતા તેમની સાથે રહીને કામ કરવા માંડ્યું. સરકારે તેમની સેવાની કદર કરીને સન ૧૯૧૯માં એમ.બી.ઇ. નો ઇલ્કાબ તથા ૧૯૨૬માં કૈસરે હિંદનો ચાંદ આપ્યો હતો. આ પ્રસંગોએ અમને બાળકોને ઘણો હર્ષ થતો, પણ માતાજીનો સ્વભાવ તો 'सुखदुःखे समं कृत्वा' જેવો જ હતો. માનઇલ્કાબ મળવાથી તત્કાળ તેમને ગર્વ થયો નથી, તેમ આનંદ પણ બતાવ્યો નથી.

દિવસે દિવસે એમની જાહેર પ્રવૃત્તિઓ વધતી જ ગઇ. જૂની તેમજ નવી સંસ્થાઓના ચાલકોએ જોયું કે વિદ્યાબ્હેનના હાથમાં કાર્યનું સુકાન સોંપવાથી તે જરૂર સારી રીતે પાર ઊતરશે. આપણામાં કહેવત છે કે 'ડાહ્યો દીકરો દેશાવર ભોગવે'. અમુક સંસ્થાની કાર્યવાહક કમિટીમાં જે આળસુ સભાસદો હોય તેમને બીજી સંસ્થામાં જોડાવાનું નિમંત્રણ કોઇ આપે નહિ. પણ વિદ્યાબ્હેન જેવાં મહેનતુ માણસોની બધી જ સંસ્થાઓ માગણી કરે. અમારા પિતાજીના અવસાન પછી તો લગભગ એમનાં બધાં કામ માતુશ્રીને માથે આવી પડ્યાં. આમાં એમનો એટલો બધો સમય જાય છે કે એક સંસ્થાના ચાલકને મેં તો મોઢે જ કહ્યું હતું કે 'તમે બધા અમારાં માતુશ્રીને એટલો બધો વખત રોકી રાખો

છો કે અમારે ભાગે તો એ આવતાં જ નથી.'

ઘણા મોટા લોકોને ત્યાં એવું જોવામાં આવે છે કે નોકર આવીને ખબર આપે કે

અમુક માણસ મળવા આવ્યું છે, તો તે પછી અરધે કલાકે શેઠ મળવા ઊઠે. શેઠને કંઇ કામ હોય નહિ, પણ તરત ઊઠે તો સ્વમાન ઓછું થઈ જાય. મળવા આવનારને થોડી વાર બેસાડી રાખે તો જ પોતાની મોટાઇ કહેવાય. અમારાં માતાપિતા જોકે લક્ષાધિપતિ કુળમાં જન્મ્યાં નહોતાં, તે છતાં તે ધારત તો ગરીબ માણસોને એવી રીતે ખોટી કરી શકત. પણ બન્નેનો એ જ સ્વભાવ કે કોઇ મળવા આવે ત્યારે જે કામ કરતાં હોય તે પડતું મૂકીને તરત જ તેને મળવું. ચિઠ્ઠી લાવનાર પટાવાળાને અથવા મદદ માગનાર ગરીબને પણ એક ઘડી યે ખોટી કરવું નહિ એ તેમનો નિયમ હતો.

આજકાલ જાહેર સંસ્થાઓમાં કામ કરનારાં ઘણાં માણસો જોવામાં આવે છે; પરંતુ તેમાંથી કેટલાંકનો હેતુ સરકાર તરફથી માન મેળવવું કે લોકોમાં નામના મેળવવી એવો હોય છે, તેમજ ઘણાંને એવાં કાર્યોમાં આડંબર કરવાની ટેવ હોય છે. વિદ્યાબ્હેને કોઇપણ કાર્યમાં આડંબર કદી કર્યો નથી, એટલું જ નહિ પણ બનતાં સુધી આગળ ન જ પડવું એ જ તેમનો સિદ્ધાંત છે; કારણકે જે કાર્ય તેઓ કરે છે તે માત્ર શુદ્ધ સેવાભાવથી જ કરે છે. પોતાનાં બાળકોને પણ તેમણે એ જ પાઠ આપ્યો છે કે જનસમાજ માટે જે સેવા કરવી તે નિષ્કામ સેવા કરવી. એમાં પોતાના સ્વાર્થનું કોઇપણ તત્ત્વ જો આવે તો એ સેવાની કિંમત જ નથી. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन એ ગીતાના સૂત્રને એમણે સાચું જ માન્યું છે.

વિદ્યાબ્હેનમાં હિંમત કેટલી છે તે બહારનાં માણસોને ખબર પડે તેમ નથી. અમારી બે બ્હેનો જ્યારે યુરોપ અમેરિકા જેવા દૂરના સ્થળે જવા નીકળી હતી, ત્યારે એ મૂકવા બંદર ઉપર ગયાં હતાં. જોકે મનમાં સૌથી વધારે ક્ષોભ એમને થતો હશે, પણ અમારી આંખમાં આંસુ આવતાં છતાં એ તો મનને સંપૂર્ણ વશ રાખતાં. ઘરનાં માણસોની માંદગીમાં પણ એમણે કદી ગભરાટ બતાવ્યો નથી. અમારા પિતાજીના આખરના મંદવાડમાં બધાં સમજતાં હતાં કે સારૂં થવાની આશા તો નહોતી જ. અમે બધાં ગભરાતાં, પણ માતુશ્રી કદી હિંમત હાર્યાં નહોતાં.

વિદ્યાબ્હેને લાખો રૂપિયાની સખાવત કરી નથી, કારણકે લાખો રૂપિયાનાં માલિક એ કદી થયાં નથી; પણ અનેક ગરીબોને એમણે ગુપ્તદાન આપ્યાં છે, અસંખ્ય લોકોને નાનીમોટી નોકરી અપાવી છે અથવા ધંધે લગાડ્યા છે, અનેક અનાથ સ્ત્રીઓને મદદ કરી છે, અનેક વિધવાઓનાં આંસુ લૂછ્યાં છે. એમણે જેને કોઇ પણ રીતની સહાય કરેલી એવાં માણસોની ગણના કરવા બેસીએ તો પાર આવે એવું નથી.

# સુશિક્ષિત ગૃહલક્ષ્મી કુટુંબજીવનના તેજથી પ્રજાજીવન દીપાવે છે



નન્દનાથ કે. દીક્ષિત

'ભ્રષ્ટ થયું જરી તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો'

મનુ મહારાજના સમય પહેલાં આ દેશનો સ્ત્રીવર્ગ સ્વતંત્રતામાં મહાલતો હોવો જોઇએ. અને એમ કલ્પના કરીએ કે એ સ્વાતંત્ર્ય કંઇક વધારેપડતું હશે તો તે છેક બીનપાયાદાર નહિ લાગે. અતિશય સ્વતંત્રતાને પરિણામે કોઇકોઇ વાર ન ઇચ્છવાજોગ પ્રસંગો પણ ઉપસ્થિત થયા હશે જ. જ્યારે અનિષ્ટ પરિણામ નજરે પડે ત્યારે તે દૂર કરવા માટે પ્રયાસ કરવા જ જોઇએ. મનુ ભગવાને જનતાનું સુખ સાધવાના હેતુથી ઉપલા સંજોગોમાં 'સ્ત્રી સ્વાતંત્ર્યને પાત્ર નથી' એમ કહ્યું હશે.

કોઇપણ પ્રકારનો કાયદો, નિયમ કે નિબંધ માણસની સ્વતંત્રતા ઉપર અસ્તિત્વમાં આવતાંની સાથે અંકુશ મૂકે છે. માનવજાતનું કલ્યાણ સાધવાને અર્થે આવા નિયમનની જરૂર હોય છે. કાયદો જનહિતના સાધન તરીકે ન હોય તો તે નકામો છે. કાયદાને માટે જનતા નથી પરંતુ જનતાના શ્રેયાર્થે નિયમનની આવશ્યકતા મનાઇ છે.

મનુ ભગવાને 'न स्त्री स्वातंत्र्यमर्हत्ति' એમ શીખવ્યું ત્યાર પછી તો ગંગામાં બહુ પાણી વહી ગયું છે. એમ છતાં સ્ત્રીએ પોતાની સ્વતંત્રતા કોઇ દહાડો ગુમાવી હોય એમ અમારૂં માનવું નથી. ઇતિહાસમાં એ તો સુપ્રસિદ્ધ છે કે અહલ્યા, સીતા, દ્રૌપદી, તારા કે મંદોદરીએ પોતાની ઇચ્છા પ્રમાણે પોતાનું વર્તન રાખ્યું છે. રામચંદ્ર જેવા અવતારી પતિનું કહ્યું ન માનીને સીતાએ સુવર્ણમૃગનો વધ કરવાને રામને પ્રેર્યા. રામે હઠ ન કરવા સીતાને સમજાવી, પણ સ્ત્રીહઠની આગળ રામનું ચાલ્યું નહિ. અંતે પત્નીને રીઝવવા પોતે પર્ણકુટીની બહાર ગયા. નિરંકુશ સીતાની આજ્ઞાનુસાર લક્ષ્મણને પણ આશ્રમ છોડવો પડ્યો. એ સંધિનો લાભ લઇ દુષ્ટ રાવણ સીતાનું હરણ કરી ગયો. આ રીતે તે એક ભમતા સ્ત્રીને માટે અમર કીર્તિ સંપાદન કરવામાં કારણભૂત બન્યો. દ્રૌપદીનાં ચીર તેની

મરજી વિરુદ્ધ ખેંચાયાં હતાં એ ખરું, પણ સ્ત્રીની ઇચ્છાથી ઊલટું કાર્ય કરવામાં આવે તો કેવાં ભયંકર પરિણામ નીપજે છે એ વાત સ્ત્રીની આજ્ઞાને આધીન રહેવામાં સમાએલો લાભ પરોક્ષ રીતે આપણને શીખવે છે. તારા પતિના મૃત્યુ પાછળ સતી નહોતી થઇ; તે તો પોતાના દીયર સુગ્રીવ સાથે પુનર્લગ્ન કરીને સંસારસુખ માણતી હતી. સુગ્રીવે આ પ્રકારનો સંબંધ ખુશીથી યોજીને સ્ત્રીનું સ્વાતંત્ર્ય સ્વીકાર્યું હતું એમ કોણ નહિ કહે? મંદોદરીએ તો કાંતાને યોગ્ય, એ રીતે પોતાના પતિને સમજાવ્યો, પરંતુ ઊંધી મતિનો રાવણ વિનાશકાળ સમીપ આવ્યો હશે તેથી કે કોઇ અન્ય કારણને લીધે જાણે બહેરો બની ગયો હોય તેમ વર્ત્યો. પોતાની પત્નીનો સ્વતંત્ર ઉપદેશ સાંભળ્યો નહિ તેને પરિણામે લંકાનો વિનાશ તથા રાક્ષસકુળનો ધ્વંસ થયો એમ આપણે વાંચ્યું છે. અહલ્યા પણ સ્વૈરવિહારને લીધે જ શલ્યા બની હતી ને? એટલે એણે પણ સ્વાતંત્ર્યનો પૂરો લાભ લીધો એવો નિર્ણય કાઢી શકાય, છતાં સતીઓની યાદીમાં એનું નામ અગ્રપદે ઝળકી રહ્યું છે. આ વિચારશ્રેણીએ એટલું ફલિત થાય છે કે સ્ત્રીહઠને તાબે થવાથી દુઃખદ પરિણામ આવે છે, તેમ જ સ્ત્રીની સ્વતંત્ર શિખામણ ન માન્યેથી પણ પુરુષને પસ્તાવું પડે છે. એટલે ઉભય રીતે સ્ત્રીસ્વાતંત્ર્યનું મહત્ત્વ આપોઆપ સિદ્ધ થાય છે. મનુ ભગવાન ભલેને ગમે તેવો નિબંધ યોજે, સ્ત્રીઓ તો પોતાને સ્થાને પોતાને સ્વતંત્ર જ માને છે; એટલું જ નહિ પણ સ્વતંત્ર રીતે વર્તતી આવી છે, વર્તે છે અને વર્તશે. પુરુષના ઉપરનું સ્ત્રીનું સામ્રાજ્ય અત્યાર સુધી તો કાં યુરોપમાં કે કાં એશીઆમાં અખંડિત રહ્યું છે એમ અમારી દૃષ્ટિએ દેખાય છે. ઇતિહાસમાં આપણે કેટલીક રાણીઓ વિષે વાંચીએ છીએ કે તેઓ રાજતંત્ર બાહોશીથી ચલાવી શકતી. ચાંદ સુલતાના, રઝીઆ બેગમ, નૂરજહાં અને લક્ષ્મીબાઈ સારી કીર્તિ મેળવી ગયાં. મેરી તથા ઇલીઝાબેથનાં નામ પણ તવારીખે ચડ્યાં છે. રાજ્ય ચલાવવામાં કે બહાદુરી બતાવવામાં આ રાણીઓ સારી નામના મેળવી ગઇ છે. ભલી મહારાણી વિક્ટોરીઆ તો એની ભલમનસાઇ માટે જગવિખ્યાત છે, તથાપિ રાજ્યઅમલ દરમિયાન એમણે કોઇકોઈ પ્રસંગે કેવી છૂટ અને કેવી હઠ લીધી હતી એનો કંઇક ખ્યાલ ગ્લૅડસ્ટન અને વિક્ટોરીઆ એ બેની વચ્ચે ક્વચિત્ ક્વચિત્ ઊભા થએલા મતભેદના પ્રસંગોથી આપણને આવે છે.

હવે સ્ત્રીહઠ કે તેની સ્વતંત્રતા કેવાંકેવાં રૂપ લે છે એ વિષે ઝાઝો વિચાર ન કરતાં પૂર્વ અને પશ્ચિમના વિચારોની અથડામણને લીધે સ્ત્રીઓના આચારવિચાર કંઇ

જાતના થયા છે એ વિષે થોડુંક લખીશું. શામળ ભટ્ટે 'વનિતા વંઠી જેહ કામ તે તો નવ આવે' એમ કહ્યું એને પણ ઘણો વખત થઇ ગયો. હવે તો સ્ત્રી વંઠી છે કે કેમ એ જાણવું મુશ્કેલ થઇ પડ્યું છે. અનેક સ્થળે સાંભળીએ છીએ કે 'આ તરુણિકાને પેલો વર ગમતો નથી અને આ યુવકને પેલી યુવતી ગમતી નથી.' ગમવું ન ગમવું એ રુચિનો પ્રશ્ન છે, એટલે જેમ કોઇને લાલ રંગ ગમે અને કોઇને લીલો ગમે, તેમ કોઈ યુવતીને અમુક પુરુષ ગમે એ સમજી શકાય એવી વાત છે. એ બાબતનું કારણ કોઈ પૂછે તો તે શોધવું કઠણ પડે. અને જો કદાચ આ પ્રકારની પસંદગીનું કોઇ કારણ રજૂ કરવામાં આવે તો ભાગ્યે જ તે સૌને સ્વીકાર્ય લાગે. કવિઓએ એટલા માટે જ એમ કહેલું કે પ્રીતિનો ઉદ્‌ભવ કોઇ અંતરહેતુના ઉપર આધાર રાખે છે. બહારની ઉપાધિઓ ઉપર અર્થાત્ રૂપ, રંગ, વિદ્યા, બુદ્ધિ કે લક્ષ્મી ઉપર પ્રીતિ અવલંબી રહેલી હોતી નથી. બીજા એક કવિએ કિશોર કિશોરીના હૃદયપરીક્ષણ અર્થે નીચેનો પ્રશ્નાત્મક છપ્પો લખીને ઘણા રસિકજનોને વિચાર કરતાં શીખવ્યું છે. સવાલ આ રીતે મુકાયો છે:

'ક્યાં ક્યારે ને કેમ પ્રીત બંધાયે પહેલી
ક્યાં ક્યારે ને કેમ પ્રીત ડાહ્યી ને ઘેલી
ક્યાં ક્યારે ને કેમ પ્રીત નીભે છે રહેલી
ક્યાં ક્યારે ને કેમ પ્રીત તૂટે છે વ્હેલી
હું ઉચ્ચ સરોવર કમળની ખીલવા માંડું છું હવે
ઓ, ચતુર ભ્રમર વરજે મને, સુખ મારૂં તું આ ભવે.'

આ પ્રશ્નાવલિ પુછાયાને પોણોસો વર્ષ થયાં નથી; જોકે શામળ ભટ્ટની નાયિકાઓ નાયકની પરીક્ષા સમસ્યાના ઉત્તરો માગીને કરતી ખરી. જે પુરુષવર્ગ સ્ત્રી એટલે અરધું ઢોર એવો સિદ્ધાંત બાંધીને જ વર્તે છે તેને તો આવા સવાલોનો જવાબ આપવાની જરૂર ભાગ્યે જ લાગતી હશે; પણ જે તરુણ ઉપલા પ્રશ્નોના જવાબમાં ખીલતી જુવાનીમાં આવેલી સુંદરીને એવો ઉત્તર આપે કે 'હું સુખ તારૂં આ ભવે, તું મારૂં સૌ કાળ' તેને મન તો સુંદરીને સંતોષકારક જવાબ આપવો ખરેખર કઠિન જ લાગતું હશે.

ગઇ વીસી સુધી તો ઘણુંખરૂં માબાપો જ વર કે કન્યાની પસંદગી કરતાં. માબાપ ડાહ્યાં હોય અને છોકરાં પોતાની મિલ્કત છે એમ માનતાં ન હોય તો પોતાના દીકરા દીકરીને પૂછે.

માબાપની આમન્યા જાળવી સમજુ કિશોર–કિશોરીઓ તો શરમાઈને પણ પોતાના મનની વાતથી પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે માતાપિતાને વાકેફ કરતાં, પરંતુ હવે તો કાળ બદલાયો લાગે છે. ગયા દાયકામાં ઘણી કન્યાઓ શાળા–પાઠશાળાઓ અને શારદા-પીઠમાં શિક્ષણ લેતી થઈ ગઈ છે. ત્રીસ વર્ષ ઉપર ગુજરાતમાં ભાગ્યે પાંચ સ્ત્રીઓ શારદા-પીઠમાંથી ઉત્તીર્ણ થઈ હશે; પણ ગયાં પાંચ વર્ષમાં તો પચાસ સ્ત્રીપદવીધરો બહાર આવી હશે અને હવે તો સંખ્યાબંધ કન્યાઓ ઊંચી કેળવણી લેવા લાગી છે; એટલે કુટુંબના અને ન્યાતના પ્રતિબંધો દૂર થઈને લગ્નનો પ્રદેશ આપોઆપ વિશાળ બનતો જાય છે. એ વિસ્તૃત પ્રદેશમાં સ્ત્રીઓને સ્વતંત્રતા ભોગવવાનો અવકાશ પણ સારી રીતે મળી રહે છે. કેટલીક ભાગ્યશાળી સ્ત્રીઓ ઉચ્ચ પ્રકારની કેળવણી લીધા બાદ સ્વતંત્ર રીતે ઉપજીવિકા મેળવી રહી છે; જોકે જેમ પુરુષને પુરુષની મૈત્રી ઉપરાંત સ્ત્રીની મૈત્રીની પણ જરૂર જણાય છે, તેમ આવી સાધનસંપન્ન અને સ્વતંત્ર સ્ત્રીઓને પણ પોતાની સખીઓ સિવાય પુરુષ મિત્રોની પણ આવશ્યકતા પડે છે એમ સ્પષ્ટ લાગે છે. અર્થાત્ પુરુષને કાં સ્ત્રીને પોતાનું એકલવાયું જીવન ગમે તે સ્થળે અને ગમે તેવી સ્થિતિમાં પણ અપૂર્ણ જ ભાસે છે. તેઓનું અધુરૂં જીવન મધુરૂં અને પૂર્ણ થવાને માટે વિજાતીય મિત્રની આવશ્યકતા તેઓને લાગે છે અને લાગશે. બાકી, શારદાપીઠમાં ગમે તેવી ઉચ્ચ કેળવણી પામેલી સ્ત્રીઓ કુટુંબજીવન વધારે સુઘડ, સંસ્કારી અને સુખી બનાવી રહી હોય એવું ખાસ જણાતું નથી.

પૂનામાં જ્યારે હિંદી સ્ત્રીઓ માટેની વિદ્યાપીઠ સ્થપાઈ ત્યારે ઘણાને એમ લાગેલું કે આજની કેળવણીથી જે ખોટા સંસ્કાર સ્ત્રીઓને પડવાનો ભય રહે છે તેમાંથી નિદાન સ્ત્રીવિદ્યાપીઠમાં ભણનારી કન્યાઓ તો બચી જશે. એ વાતને તો હજી પૂરાં અઢાર વર્ષ પણ થયાં નથી; એમ છતાં જેઓ એમ કહેનારા હતા કે ગુજરાતનો સ્ત્રીવર્ગ કંઈ ઉપજીવિકા માટે ભણતો નથી, પરંતુ દૃષ્ટિમર્યાદા વિસ્તૃત થાય, જીવન સંસ્કારી બને અને સમાજસેવા થઈ શકે એટલા સારૂ મોટે ભાગે ઊંચી કેળવણી તે લે છે, તેઓનાં જ સંબંધીઓ જ્યારે નોકરી માટે પછાડા મારતાં દેખાયાં ત્યારે અમને નીચેની પંક્તિઓનું સ્મરણ થયું હતું:

'હિતશત્રુ છે નોકરી હિંદુ દેશની હાલ,<br>શિખિને કરશે છોકરી નોકરી જોજે કાલ;

નોકરિ જોજો કાલ સ્ત્રીઓ સૌ કરશે કોડે,
ત્યાર પછી હેવાલ પુરા બંનેના જોડે;
નારી કહેશે આમ કામ કર નર તું ઘરનું,
હું રળી લાવું દામ કામ કરીને નોકરનું.
નાર ચઢી અધિકાર પર ઉપરીનું કરી કામ,
હાથ તળે જે નર હશે તેને કહેશે આમ:
તેને કહેશે આમ કામ કર જા તું ઘરનું,
નરનું ન હવે કામ, કામ નારી નોકરનું.'

આપણે સૌએ કામરૂદેશના ત્રિયારાજ્યની વાત સાંભળી છે, અને બ્રહ્મદેશમાં આજે પણ જીવનવ્યવહારના મોટા પ્રદેશમાં સ્ત્રીઓ જ મુખ્ય ખેલાડી છે. યુરોપમાં પણ સ્ત્રીઓએ પુરુષોને ઘણે ઠેકાણેથી હડસેલી કાઢ્યા છે. આપણે ત્યાં પણ શું પ્રભુએ એમ જ નિર્માણ કીધું હશે કે સ્ત્રી પુરુષની સહચરી મટીને તેની પ્રતિસ્પર્ધી બને?

આપણે ત્યાં વિધવાની ઇચ્છા હોય તો તેને પુનર્લગ્ન કરવા દેવાની છૂટ હોવી જોઇએ એમ ઘણા લોકો માનતા થયા છે; પરંતુ લગ્નપ્રથા બદલાતી ચાલીને ઉપરટપકેની પસંદગીથી લગ્ન થવા માંડ્યાં એટલે કદાચ પુનર્લગ્નની સંખ્યા પણ આપોઆપ પ્રતિવર્ષ વધતી જશે એવી અટકળ કરી શકાય. પસંદગી કરવામાં અવિવાહિત હોય તેવાં અનેક માણસોને પરસ્પર હળવા મળવાની જરૂર છે. સ્વભાવ જાણ્યા વિના લગ્નસંબંધ જોડવામાં આવે તો તે સંબંધ લાંબો વખત ટકે નહિ. યુરોપમાં યુવક–યુવતીઓ ઘણાને ઓળખ્યા પછી પોતે પસંદ કરેલી વ્યક્તિ સાથે મહિનાના મહિનાઓ સુધી હરે છે ફરે છે. એ સંવનનનો સમય સાધારણરીતે બેત્રણ વર્ષનો હોય છે ને સારાં કુટુંબોમાં તો ઉભય પક્ષનાં માતપિતાની સંમતિ મળ્યા બાદ લગ્ન થાય છે. તથાપિ ત્યાં છૂટાછેડાના કેટલા પ્રસંગો બને છે એ જોઇને પણ કોઇ વાર એમ લાગી આવે છે કે માતાપિતા તરફથી યોજાતો લગ્નસંબંધ તે આપણે ત્યાં તો વધારે સફળ થવાનો સંભવ છે. પુનર્લગ્નથી જોડાએલાં દંપતી છૂટાં પડેલાં અહીંઆં પણ નજરે પડે છે. એ વાત પણ એમ સાબિત કરે છે કે વિવાહસંબંધમાં કોઈ તટસ્થ વ્યક્તિનું માર્ગદર્શન વધારે ઉપકારક છે.

ભણીને છોકરી નોકરી લે છે; સ્વતંત્ર ઉદરનિર્વાહનું સાધન પ્રાપ્ત થતાં સ્વાભાવિક રીતે એ વધારે સ્વતંત્ર બને છે; પછી તુલનાત્મક દૃષ્ટિએ સારૂં શું અને નરસું શું એ વિચાર્યા

વિના, રાજ્ય કરતી પ્રજાનું અનુકરણ કરવા લલચાય છે: એટલે જ્યારે પહેલાં પ્રસૂતિ પ્રસંગે દીકરી પિયેર જતી ત્યારે હવે તેવે પ્રસંગે મા દીકરીને સાસરે જાય છે, અને સાધારણ રીતે તેને ત્યાં ત્રણચાર માસ રહેવું પડે છે. દીકરીને ત્યાંનું પાણી પીવું એ પણ પહેલાં પાપ સમજાતું; આજે સુધારકો પ્રસૂતિ જેવા પ્રસંગે દીકરીને ત્યાં જઇને રહેવું એ પોતાની ફરજ સમજે છે. આપણા દેશમાં વહુને સાસુનો ત્રાસ હોવાનું કોઇકોઇ વાર આપણે સાંભળીએ છીએ. વિલાયતમાં જમાઇને, ઘરમાં આવીને રહેલી સાસુથી કેટલી વિટંબણા વેઠવી પડે છે તેનો ખ્યાલ ગુજરાતી હિંદુ સમાજને ભાગ્યે જ હશે.

હમણાં હમણાં કેટલીક સ્ત્રીઓને સંયુક્ત કુટુંબ બહુ ખૂંચે છે. જેમ તેઓ ન્યાત-જાતનાં બંધન શિથિલ કરવા માગે છે, તેમ કુટુંબને પણ છિન્નભિન્ન કરવાને તે ઉત્સુક છે. વિધવા મા જીવતી હોય, તેને દીકરી ને દીકરા હોય, એક ગામમાં તેઓ રહેતાં હોય, પણ દીકરાઓ પરણેલા હોય એટલે દરેક પોતાની પત્ની સાથે જુદું ઘર માંડીને રહે અને વૃદ્ધ માતા બિચારી એકલી રહે. બ્હેન સધવા હોય અને સુખી હોય તો માની અને ભાઇની થોડીઘણી ખબર પણ તે પૂછે; પણ ભોગજોગે તે જો દુ:ખી હોય તો તેને ન તો આધાર માતા તરફથી મળે, ન તો ભાઇ તરફથી મળે. વિભક્ત કુટુંબની મોહિનીને પરિણામે આવા પ્રસંગ બનેલા સૌકોઇના જાણવામાં હશે. અલો-અલીનું સુખ એ જ કેટલાકને ઘણું મોટું લાગે છે. આપણા સુખમાં આપણાં સ્નેહીઓ, સગાંઓ અને સંબંધીઓ ભાગીદાર બને એ આપણી જૂની કુટુંબભાવના, તેમાં વડીલની છાયામાં ઠીકઠીક સ્વતંત્ર રીતે સૌ ઉછરે એવી અભિલાષા લોકો રાખતા થાય તો સ્ત્રીનું જીવન વધારે વિકસે, જરા પણ ચીમળાય નહિ અને કુટુંબસુખ વધારે તેજસ્વી બને.

પરકુટુંબમાંથી, પરન્યાતમાંથી કે પરદેશમાંથી આવતી વહુઓ કુટુંબમાં આવી કુટુંબજાળમાં પોતપોતાને સ્થાને સ્વસ્થ બની રહે અને યથાશક્તિ કુટુંબના નિર્વાહ અને કુટુંબની સેવામાં પોતાનો ફાળો આપતી રહે તો જીવન વધારે ગહન અને વિશાળ બને. કુટુંબજીવનનો રંગ બદલાય એટલે પ્રજાજીવનનો રંગ પણ પલટાય. આજે આપણે કૂપ-મંડૂક જેવું જીવન વધારે ગાળીએ છીએ અને જાણે દુનિયાનું રાજ્ય ચલાવવાનું તામ્રપટ વિદેશીઓને જ પ્રભુએ આપ્યું હોય તેમ સમજી જીવન ગાળીએ છીએ. એને બદલે સ્ત્રી-કેળવણીને પરિણામે જો આપણે સંયુક્ત કુટુંબ દ્વારા સમર્થ પ્રજાની ઘટના કરી લઇએ તો શાંતિ અને સ્વાતંત્ર્યથી આપણું સમગ્ર જીવન ઝળકી રહે એ નિર્વિવાદ છે. આવા

કુટુંબજીવનમાં નારીઓનું પૂજન થતું નજરે પડશે. પણ સાથે સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય પણ મર્યાદિત જ હશે.

સ્ત્રીને માયા તથા કાયાનો ભય છે, એ કારણે તેઓ બેવડા રક્ષણનાં અધિકારી છે. સ્ત્રીએ પોતે પોતાનું રક્ષણ તો કરવું જ જોઇએ—જેમ પુરુષો કરે છે તેમ. પરંતુ તે ઉપરાંત પુરુષ પાસે પણ તે હકથી રક્ષણ માગી શકે. જે પુરુષો આ વાત પચાવી શકતા નથી તેમની જ નજરમાં મનુ ભગવાનનું વાક્ય ભૂલભરેલું લાગે છે. બાકી જેમ 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः' એ વચનમાં સત્ય છે તેમ 'न स्त्री स्वातंत्र्यमर्हति' એમાં પણ સત્ય છે. આપણે સર્વાંગ સુંદર જીવન જીવવું હોય તો એક આંખે નહિ, પણ સમ-દૃષ્ટિએ જોવું જોઇએ. સુઘડ રસિક જીવન અસ્ત થતું જણાય છે; સાદાઇ વિસરાતી જાય છે; સગાંમાંથી સ્નેહ કમી થતો લાગે છે; બહારના ડોળ, ખર્ચાળ જીવન ને ખોટી મોટાઈ ન કળી શકાય તેમ સહુને આંધળાં બનાવી રહ્યાં છે; એમાંથી બચાવનાર ગૃહલક્ષ્મી છે. એ જો શાંત ચિત્ત નહિ રાખે ને સાદા સંયુક્ત કુટુંબની ખૂબીથી સઘળાંનાં જીવન નહિ રંગે તો આપણા સુખનો દિવસ પાસે નહિ પણ દૂર જતો સમજુ લોકને લાગે છે. આપણે વગર ચશ્મે જોતાં શીખીશું ખરા કે?

# લેડી વિદ્યાગૌરી નીલકંઠ

[નવીન ગુજરાતણો માટે એક આદર્શ]



**ભાણુલાલ હીરપારામ દેસાઇ**

**ગુ**જરાતમાં અર્વાચીન પદ્ધતિની સ્ત્રીકેળવણીનો પાયો નાખનાર તેમ એ પાયાના ઉપર મજબૂત ઇમારત ચણનાર, સ્ત્રીઓની ઉન્નતિનાં સ્વપ્નાં સેવનાર અને એ સ્વપ્નાં સિદ્ધ કરી બતાવનાર, સ્ત્રીઓને માટે પ્રગતિનો પંથ શોધી કાઢનાર, ગુજરાતનાં પહેલાં સ્ત્રી-ગ્રૅજ્યુએટ અને સુપ્રસિદ્ધ સમાજસેવિકા વિદુષી શ્રીમતી વિદ્યાબ્હેન નીલકંઠ પોતાના અતિ ઉપયોગી અને પારમાર્થિક જીવનનાં સાઠ વર્ષ પૂરાં કરેલાં હોવાથી ગુજરાત એ પ્રસંગને એક ઉત્સવ સમાન ગણી તેની જાહેર ઉજવણી કરે છે અને તે હરેક રીતે યોગ્ય છે.

પોતાનાં મહાન સ્ત્રીપુરુષોની મહત્તાની જાહેરમાં કદર કરવી એ પણ દેશની મહત્તાનું એક લક્ષણ છે. ઇતિહાસ જેમને મહાન સ્ત્રી કહે એવી મહત્તા શ્રીમતી વિદ્યાબ્હેનમાં નથી એ આપણે કબૂલ કરીશું. ફ્રાંસની જોન ઑફ આર્ક કે ઝાંસીની રાણી લક્ષ્મીબાઇએ જે મહત્તા પ્રાપ્ત કરી પોતાનું નામ જગતના ઇતિહાસમાં અમર કર્યું છે એવી જાતની મહત્તા શ્રીમતી વિદ્યાબ્હેન પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયાં નથી એ ખરી વાત છે. ફ્રાંસની જોન ઑફ આર્ક કે ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ જેવી વીરાંગનાઓ તો જગતની મહામૂલ્યવાન મિલકત છે અને તેમનું સ્થાન તો જગતના ઇતિહાસમાં અનેરું અને અદ્વિતીય છે. પરંતુ સામાન્ય મનુષ્યો જેમને તેમની શક્તિ, પરિસ્થિતિ અને પ્રસંગોની મર્યાદામાં રહી કાર્યો કરવાનાં હોય છે, તેમનામાં પણ એક જાતની મહત્તા રહેલી છે. એવી જાતની મહત્તા શ્રીમતી વિદ્યાબ્હેનમાં છે. એ આપણે જો એમનું જીવન બારીકાઇથી તપાસીશું તો આપણા સમજવામાં સહજ આવશે.

વિદ્યાબ્હેનના જીવનનાં સાઠ વર્ષ એટલે ગુજરાતની છેલ્લાં સાઠ વર્ષની સામાજિક પ્રગતિના ઇતિહાસનાં સાઠ વર્ષ. આ સાઠ વર્ષની આપણા ગુજરાત પ્રાંતની સામાજિક

પ્રગતિમાં શ્રીમતી વિદ્યાબ્હેનનો ફાળો જેવો તેવો નથી. ભવિષ્યમાં જ્યારે આપણી સામાજિક પ્રગતિનો ઇતિહાસ લખાશે ત્યારે એ ઇતિહાસ રચનારાં સ્ત્રીપુરુષોની હારમાળામાં વિદ્યાબ્હેનનું નામ અગ્રસ્થાને મુકાશે એ નિઃસંદેહ છે.

અત્યારે આપણા પ્રાંતમાં સ્ત્રીકેળવણીએ પ્રમાણમાં ઠીક પ્રગતિ કરી છે, એમ આપણે અભિમાનથી કહી શકીએ એમ છે. દર વર્ષે વિશ્વવિદ્યાલયમાંથી અનેક સ્ત્રીગ્રૅજ્યુએટો બહાર પડે છે; તેમ વિદ્યા અને સંસ્કારિતાનાં અન્ય ક્ષેત્રોમાં પણ સ્ત્રીઓ પ્રકાશી રહી છે. અત્યારે ખાસ કરી મોટાં શહેરોમાં સ્ત્રીઓ નિર્ભયપણે હાથમાં ચોપડીઓ લઈ શાળાઓમાં અને પાઠશાળાઓમાં જાય છે. પુરુષોના ભેગા બેસી સહશિક્ષણ પણ લે છે. સ્ત્રી પુરુષોના જાહેર મેળાવડાઓમાં ભાષણો કરે છે, ચર્ચાઓ કરે છે, સાઇકલો ઉપર બેસી ફરે છે, મોટરો પણ હાંકે છે અને કોઇ પણ જાતના સંકોચ વગર રંગભૂમિ ઉપર આવી ગીતો ગાય છે, નૃત્ય પણ કરે છે તેમ જ સ્ત્રીઓના તેમ પુરુષોના પણ વેશ ભજવે છે. પરંતુ આજથી લગભગ ચાળીસ વર્ષ ઉપર જ્યારે વિદ્યાબ્હેન તેમની વિદ્યાર્થીઅવસ્થામાં હતાં ત્યારે સ્ત્રીઓને માટે કેળવણી પ્રાપ્ત કરવાનું, શાળાઓમાં અને પાઠશાળાઓમાં ચોપડીઓ લઇ ભણવા જવાનું કાર્ય આજના જેટલું સહેલું નહોતું. લોકમત સ્ત્રીકેળવણીની વિરુદ્ધ હોવાથી ભણતી અને ભણવા જતી સ્ત્રીઓને અનેક પ્રકારનાં કષ્ટો ભોગવવાં પડતાં હતાં. તેમની પુષ્કળ કનડગત કરવામાં આવતી હતી. જાહેરમાં તેમજ ખાનગી મંડળોમાં તેમની નાલેસી થતી હતી. તેમના ઉપર તેમ તેમનાં સગાંવહાલાંઓ ઉપર અનેક જાતના આક્ષેપોથી ભરપૂર અને નિંદા અને ગીબત કરનારાં નનામાં પત્રો લખાતાં હતાં. કોઇ કોઇ વખતે તો તેમના સામે દુષ્ટ પુરુષો કુચેષ્ટાઓ કરતાં પણ અચકાતા નહિ. કોઇ વાર તો કૉલેજોમાં તેમનાં આસનો ઉપર કૌવચ પણ લગાડવામાં આવતી હતી. વિદ્યાબ્હેન અમદાવાદની ગુજરાત કૉલેજમાં ભણતાં હોવાથી અને હું તે કૉલેજમાં નહિ પણ વડોદરાની કૉલેજમાં ભણતો હોવાથી તેમને કેવી કેવી કનડગતો વેઠવી પડેલી હશે તે મારા જાણવામાં નથી. પણ આવી કનડગતોની વાતો વડોદરા કૉલેજમાં પણ અમારા સાંભળવામાં આવતી હતી. વડોદરા કૉલેજમાં પણ શ્રીમતી વિદ્યાબ્હેન તથા શારદાબ્હેનની નિંદા કરનારી અનેક વાતો અમારે કાને અથડાતી હતી. કૉલેજની ડીબેટિંગ સોસાઇટીમાં પણ તેમના ભણતરની વિરુદ્ધના ઉદ્‌ગારો સંભળાતા હતા; અને તેની નિર્માલ્યતાને લીધે હાલમાં ભૂલાઇ ગએલું 'ભ્રમણચન્દ્ર' નામનું પુસ્તક અતિ હોંશથી વંચાતું હતું અને એ પુસ્તકનાં અમુક પાત્રો

કોને લાગુ પડે છે તેની વિદ્યાર્થીવર્ગમાં પુષ્કળ ચર્ચા પણ થતી હતી.

આવી આવી મુશ્કેલીઓમાં કૉલેજનો અભ્યાસ જારી રાખી બી.એ. ની પરીક્ષા પાસ કરવી એ કાંઇ જેવીતેવી હિંમતનું કામ નહોતું. આ મુશ્કેલીઓનો તો અત્યારે શાળાઓમાં અને કૉલેજોમાં અભ્યાસ કરતી છોકરીઓને ખ્યાલ સરખો યે આવી શકે એમ નથી. શ્રીમતી વિદ્યાબ્હેન, શ્રીમતી શારદાબ્હેન અને ખાસ કરીને વિદ્યાબ્હેનના પતિ સ્વર્ગસ્થ સર રમણભાઇએ આવી નિરાશાજનક પરિસ્થિતિમાં જે નૈતિક હિંમત અને મનોબળ બતાવી ગુજરાતમાં સ્ત્રીકેળવણીનો માર્ગ મોકળો કરી આપ્યો છે તેને માટે ગુજરાત સદા યે તેમનું ઋણી રહેવાનું. અને ગુજરાતની સ્ત્રીકેળવણીના ઈતિહાસમાં, સ્ત્રી-કેળવણીના ક્ષેત્રમાં પહેલ કરનાર અગ્રેસર તરીકે તેમનું નામ હમેશને માટે અમર રહેશે.

એક ગ્રૅજ્યુએટ સ્ત્રી ગૃહિણી તરીકે તદ્દન નાલાયક નીવડે છે. તે અભિમાની અને ઉછાંછળી હોય છે અને જીવનના વ્યવહારમાં તેને બિલકુલ ગતાગમ હોતી નથી; એવી આજથી ચાળીસ વર્ષ ઉપર ગુજરાતમાં સામાન્ય માન્યતા હતી. પરંતુ ગુજરાતને જેમજેમ શ્રીમતી વિદ્યાબ્હેન તથા શ્રીમતી શારદાબ્હેનના ગૃહસંસાર જોવાના પ્રસંગો મળતા ગયા, તેમતેમ ગૃહિણી તરીકે તેમના સંબંધમાં બંધાએલા ખોટા ખ્યાલો દૂર થતા ગયા. અભિમાન અને ઉછાંછળાપણાને બદલે તેમનામાં સાદાઇ અને વિનય જોવામાં આવ્યો. સામાન્ય સ્ત્રીપુરુષોને તેમના જીવનવ્યવહારમાં સહાય કરવાની વૃત્તિઓ તેમનામાં જોવામાં આવી. આવી રીતે તેમનું નિરભિમાની સાદું અને સંસ્કારી જીવન જોઇ ગુજરાતને ઉચ્ચ સ્ત્રી-કેળવણી ઉપર શ્રદ્ધા બેસવા લાગી અને સ્ત્રીઓને માટે ઉચ્ચ કેળવણીનો માર્ગ સરળ થતો ગયો. જો આ બે વિદુષી બ્હેનોએ અત્યારની કેટલીક ભણેલી સ્ત્રીઓની માફક સાદા જીવનને બદલે વિલાસી જીવન પસંદ કર્યું હોત, જો તેઓ અતડાં અને અભિમાની રહ્યાં હોત અને હાલમા જે કેટલાક નવીન, પાશ્ચાત્ય અને પ્રગતિમાન સાંસારિક વિચારો આપણામાં પ્રચલિત થવા લાગ્યા છે તેવા વિચારો ખાનગીમાં અને જાહેરમાં દર્શાવ્યા હોત તો કદાચ ગુજરાતમાં ઉચ્ચ સ્ત્રીકેળવણીની વિરૂદ્ધમાં પ્રત્યાઘાત થાત અને ઉચ્ચ સ્ત્રીકેળવણીને સખત ફટકો પડત.

સને ૧૯૦૨ની સાલમાં અમદાવાદમાં હિંદી રાષ્ટ્રીય મહાસભાની બેઠક ભરાઇ હતી. આ બેઠક વખતે મેં શ્રીમતી વિદ્યાબ્હેન તથા શ્રીમતી શારદાબ્હેનને પહેલવહેલાં જોયાં. આ બે વિદુષી બ્હેનોને પ્રત્યક્ષ જોવાને હું બહુ આતુર હતો તેથી હું અમદાવાદના

મારા ઓળખાણ પિછાનવાળાને પૂછતો કે 'આ વિદ્યાબ્હેન? આ શારદાબ્હેન?' આ પ્રશ્નોના પ્રત્યુત્તરમાં મારે તેમની વિરુદ્ધ કટાક્ષમય ટીકાઓ સાંભળવી પડતી હતી; માત્ર એક જ ગૃહસ્થ અને તે હાલના ખંભાતના દિવાન શ્રીયુત કૃષ્ણલાલ શીરપારામ ઠાકોરને મેં એમનાં વખાણ કરતાં સાંભળ્યા હતા. તેમણે મને આ બે બ્હેનોને તથા સ્વર્ગસ્થ સર રમણભાઈને દૂરથી બતાવી ઓળખાવ્યા અને કહ્યું કે 'એ કુટુંબની રહેણીકરણી સામાન્ય લોકોની રહેણીકરણી કરતાં કાંઈક ભિન્ન હોવાથી તેમ આ બે બ્હેનોએ કૉલેજની ઉચ્ચ કેળવણી લીધેલી હોવાથી અહીંના લોકોમાં તેમની વિરુદ્ધ અભિપ્રાયો બંધાઈ ગએલા છે અને તેઓ કેટલેક અંશે અપ્રિય છે તેથી લોકો તેમની વિરુદ્ધ ગમે તેવું બોલે છે. પણ એ બધું ખોટું છે; તમે એમાંનું કાંઇ પણ માનશો નહિ. એ કુટુંબ ઘણું કેળવાએલું અને સંસ્કારી છે. આજ નહિ તો દસ પંદર વર્ષે પણ લોકો એમની કેળવણી અને સંસ્કારની કદર કરશે અને તેમની વિરુદ્ધ હાલમાં બાંધેલા અભિપ્રાયો ફેરવશે.' શ્રીયુત ભાઇ કૃષ્ણલાલ ઠાકોરનું ભવિષ્યકથન અત્યારે કેટલું બધું ખરૂં પડ્યું છે! અને એક સમયના તેમના વિરોધીઓ પણ આજે મુક્તકંઠે તેમનાં યશોગાન ગાય છે.

કૉંગ્રેસની બેઠકની શરૂઆતમાં શ્રીમતી વિદ્યાબ્હેન, શ્રીમતી શારદાબ્હેન તથા તેમના ભાઇ ગટુલાલે બીજા કેટલાકની સાથે રાષ્ટ્રગીત ગાયું હતું. એ ગીત સાંભળ્યે આજે ૩૩ વર્ષો વીતી ગયાં છે છતાં હજી તે સમયનું દૃશ્ય મારી આંખ આગળ પ્રત્યક્ષ ખડું થાય છે અને એ સુંદર રાષ્ટ્રગીતનો મધુર ધ્વનિ અત્યારે પણ મને આનંદ આપે છે.

વડોદરા કૉલેજના અમે આઠ દશ વિદ્યાર્થીઓ અમદાવાદની કૉંગ્રેસમાં સ્વયંસેવકો તરીકે આવેલા હતા અને અમને અહીંના મુખ્ય બે સ્વયંસેવકોના હાથ નીચે મૂકવામાં આવ્યા હતા. પહેલા દિવસની કૉંગ્રેસની બેઠક પૂરી થયા પછી અમે અમારી છાવણીમાં પાછા ફર્યા. તે વખતે અમારા બે કપ્તાનો તથા અહીંના બીજા ગુજરાત કૉલેજમાં ભણતા કેટલાક સ્વયંસેવકોએ કૉંગ્રેસમાં ગવાએલા રાષ્ટ્રગીત ઉપરથી કલુષિત ભાષામાં એક પ્રતિકાવ્ય (parody) બનાવી કાઢ્યું અને અમારા બે કૅપ્ટનો તથા સ્વયંસેવકોએ મોટે સાદે તે કોરસમાં ગાવા માંડ્યું. વડોદરા કૉલેજમાંથી આવેલા અમે તો આ ગીત સાંભળી સડક જ થઈ ગયા અને ગુજરાત કૉલેજના વાતાવરણ તથા સંસ્કારિતા માટે તે વખતે તો અમે હલકો અભિપ્રાય પણ બાંધ્યો. આ પ્રતિકાવ્યોમાં ગીત ગાનારાં એટલે શ્રીમતી વિદ્યાબ્હેન તથા શારદાબ્હેનને ના બોલી શકાય અને ના સાંભળી શકાય એવી કલુષિત

ભાષામાં ગાળો જ હતી.

બીજે કે ત્રીજે દિવસે સમાજસુધારા પરિષદ ભરાઈ હતી. એ પરિષદમાં શ્રીમતી વિદ્યાબ્હેને બાળલગ્નની વિરુદ્ધમાં ઠરાવ રજૂ કર્યો. સુંદર અને શિષ્ટ અંગ્રેજી ભાષામાં તેમના મધુર સ્વરે એમણે એ ભાષણ વાંચી સંભળાવ્યું. એમની વિરુદ્ધ લોકમત ગમે તેવો પ્રબળ હશે પરંતુ એમના સંસ્કારી વ્યક્તિત્વનો પ્રભાવ શ્રોતાજનો ઉપર એટલો બધો પડ્યો હતો કે એમના ભાષણ દરમિયાન સભામાં સંપૂર્ણ શાંતિ પ્રસરી રહી હતી. એ ભાષણનો ધ્વનિ હજી પણ મારા કાને અથડાય છે. એ ભાષણમાં એમણે એમ જણાવ્યું હતું કે કેટલાક તરફથી એવી દલીલ કરવામાં આવે છે કે બાળલગ્નની વિરુદ્ધમાં તો હવે ભાગ્યે જ કોઈ હશે તેથી હવે બાળલગ્નના પ્રશ્નને સમાજસુધારા પરિષદની વ્યાસપીઠ ઉપર લાવવાની ખાસ જરૂર રહેતી નથી. શ્રીમતી વિદ્યાબ્હેને આ દલીલનો સચોટ જવાબ આપતાં જણાવ્યું કે 'જ્યાંસુધી એક પણ અણસમજુ કુમારિકાને લગ્નની વેદી ઉપર ચઢાવવામાં આવતી હોય અને જ્યાંસુધી એક પણ બાળવિધવા દુ:ખનાં આંસુ પાડતી હોય ત્યાંસુધી બાળલગ્નના પ્રશ્નનું સમાજસુધારાના વ્યાસપીઠ ઉપર સ્થાન રહેવાનું.' આ ભાષણ અપાયે ૩૩ વર્ષો વીતી ગયાં છે; છતાં હજી પણ આપણે બાળલગ્નના પ્રશ્નનો ઉકેલ આણી શક્યા નથી. ખરેખર, આપણા દેશમાં સમાજસુધારો ગોકળગાયની ગતિએ પ્રગતિ કરી રહ્યો છે!

સ્વાર્થી અને વિલાસી જીવનને બદલે શ્રીમતી વિદ્યાબ્હેને પોતાને માટે સેવામય જીવન પસંદ કર્યું; અને સંસારસુધારાનાં વિધવિધ ક્ષેત્રોમાં પોતાના પતિ સ્વર્ગસ્થ સર રમણભાઈ સાથે કામ કરવા માંડ્યું. આપણી આર્ય સંસ્કૃતિના આદર્શ પ્રમાણે પત્ની એ તો પતિની સહધર્મચારિણી છે. શ્રીમતી વિદ્યાબ્હેને એ આદર્શ પોતાના જીવનમાં સિદ્ધ કરી બતાવી નવા જમાનાની આદર્શ પત્ની કેવી હોવી જોઈએ, તેનું ઉજ્જવલ દૃષ્ટાંત આપણી સમક્ષ મૂક્યું છે. વિદ્યાબ્હેન જેવી પત્ની પ્રાપ્ત કરવાને રમણભાઈ ભાગ્યશાળી થયા ના હોત તો તેઓ આટલું બધું જાહેર કાર્ય કરી શકત કે કેમ એ એક વિવાદયુક્ત પ્રશ્ન છે; અને તેવી જ રીતે રમણભાઈ જેવા પતિ પ્રાપ્ત કરવાને વિદ્યાબ્હેન ભાગ્યશાળી થયાં ના હોત તો તેઓ સમાજસુધારાનાં વિધવિધ ક્ષેત્રોમાં આટલું બધું કાર્ય કરી શકત કે કેમ તે પણ એટલો જ વિવાદયુક્ત પ્રશ્ન છે. ગુજરાતની અને તેમાં ખાસ કરીને અમદાવાદ શહેરની સામાજિક પ્રગતિને માટે અને તેમાં યે મુખ્યત્વે કરીને સ્ત્રીઓની ઉન્નતિ માટે

જો કોઇપણ એક વ્યક્તિને યશ આપી શકાતો હોય તો એ યશ નિર્વિવાદપણે શ્રીમતી વિદ્યાબ્હેનને જ અપાવો જોઇએ. સમાજસુધારાની અને તેમાં ખાસ કરીને સ્ત્રીકેળવણી તથા સ્ત્રીઓની ઉન્નતિની દરેક પ્રવૃત્તિમાં વિદ્યાબ્હેન તો અગ્રસ્થાને હોય જ. અમદાવાદ શહેરમાં તો વિદ્યાબ્હેન વગરની સમાજસુધારાની કે સ્ત્રીઓની ઉન્નતિ માટેની એક પણ સંસ્થાની આપણાથી કલ્પના પણ કરી શકાય એમ નથી. આ બધી સંસ્થાઓમાં માત્ર શોભાના ગાંઠીઆ તરીકે કે એમના નામનો લાભ લઇ સંસ્થાની પ્રતિષ્ઠા વધારવા માટે વિદ્યાબ્હેનનું નામ જોડવામાં આવતું નથી. દરેક સંસ્થામાં વિદ્યાબ્હેન તન તોડીને, શ્રમ લઇને, સમયનો ભોગ આપીને કામ કરે છે. આટલી ઉમરે પણ તેઓ લાલશંકર મહિલા વિદ્યાલયમાં બિલકુલ પણ વેતન લીધા વગર માનસશાસ્ત્ર તથા ગૃહવિજ્ઞાન જેવા અઘરા વિષયોનું શિક્ષણ આપે છે. અમદાવાદ મ્યુનિસિપલ ગર્લ્સ હાઇસ્કૂલ ઉઘાડવામાં આવી અને એ શાળાનાં લેડી સુપરિન્ટેન્ડેન્ટની જગ્યા પુરાઇ શકાઇ નહોતી ત્યારે લાગલાગટ બેત્રણ માસ સુધી રોજના નિયમિતપણે બેત્રણ કલાક શાળામાં જઇ તેઓ લેડી સુપરિન્ટેન્ડેન્ટનું કાર્ય કરતાં હતાં અને આ રીતે એમણે એ શાળાને ચીલે પાડી હતી.

સ્વર્ગસ્થ સર રમણભાઇના દુઃખદાયક અવસાન પછી થોડા સમયમાં વિદ્યાબ્હેને પોતાના સદ્ગત પતિની બધી પ્રવૃત્તિઓની જવાબદારી પોતાને માથે લઇ લીધી અને આ રીતે અત્યારના જમાનામાં પતિના મૃત્યુ પછી સતીનો ધર્મ શું હોવો જોઇએ તેનો પ્રત્યક્ષ પદાર્થપાઠ તેમણે જનતાને શીખવ્યો.

સ્વર્ગસ્થ સર રમણભાઇની માફક શ્રીમતી વિદ્યાબ્હેન પણ સ્વભાવથી પારમાર્થિક પ્રકૃતિનાં છે. કોઇનું પણ કામ કરી છૂટવું એ એમના સ્વભાવનું મુખ્ય લક્ષણ છે. જાહેર કાર્ય કરવામાં એમણે કદી પણ કોઇને ના પાડી નથી, અને જ્યારે તે અમુક કાર્ય કરવાનું માથે લે ત્યારે માત્ર ઉપલક કામ કરી બેસી રહેવું એ એમનો સ્વભાવ નથી. અંગત શ્રમ લઇને પણ એ કાર્ય સંપૂર્ણ સંતોષકારક રીતે પાર પાડે ત્યારે જ એમને જંપ વળે.

જાહેર જીવનનું ખરૂં રહસ્ય તેઓ ઘણી સારી રીતે સમજ્યા હોય એમ જણાય છે. જાહેર સંસ્થામાં તેઓ ઘણું મોટું અને અગત્યનું સ્થાન ધરાવતાં હોય તોપણ પોતાનું ધાર્યું જ થાય એવો દુરાગ્રહ એમણે કદી પણ બતાવ્યો નથી. બહુમતી ખોટે માર્ગે જાય છે એવું જાણવા છતાં તેઓ સંપૂર્ણ શિસ્ત પાળી બહુમતીને આધીન થાય છે. જાહેર સંસ્થાના કોઇ પણ કાર્યમાં તેઓ કદી અંગત મમત્વ ધરાવતાં નથી. તેમનો આ ગુણ

પ્રશંસાપાત્ર છે અને જાહેર જીવનમાં પડેલાં ઘણાંને તે અનુકરણ કરવા યોગ્ય છે. આપણે જોઈએ છીએ કે જાહેર સંસ્થાઓનાં કાર્યોમાં ઘણી વાર કેટલાએ પોતાની અંગત બાબતો લાવી મૂકે છે, અને જાહેર સંસ્થાઓમાં પોતાનું ધાર્યું ના થાય તો પોતાના અભિપ્રાય વિરુદ્ધ મત આપનારાઓ પ્રત્યે અંગત રોષ ચઢાવે છે. આવા પ્રકારની કેટલાકોની મનોદશાને લીધે આપણી જાહેર સંસ્થાઓમાં વેરઝેરનું વાતાવરણ પ્રસરી રહે છે. શ્રીમતી વિદ્યાબ્હેન કેટલાંક વર્ષો થયાં અમદાવાદ મ્યુનિસિપાલીટીના સ્કૂલબોર્ડનાં ચેરમેન છે અને હું એડમીનીસ્ટ્રેટીવ ઑફિસર છું તેથી તેમના આ ઉત્તમ ગુણની ઘણી વાર મને અંગત પ્રતીતિ થઈ છે. આનું એક જ દૃષ્ટાંત હું આપું છું:

શ્રીમતી વિદ્યાબ્હેનની દૃઢ માન્યતા છે કે કોઈ પણ વ્યક્તિના અમુક પ્રકારના સાંસારિક વર્તન સાથે તેની જાહેર નોકરીને બિલકુલ સંબંધ હોવો જોઈએ નહિ. કોઈનું પણ અમુક પ્રકારનું સાંસારિક વર્તન તેની જાહેર નોકરીમાં ગુન્હા તરીકે ગણાવું જોઈએ નહિ. અમદાવાદ મ્યુનિસિપાલીટીના તેમ સ્કૂલબોર્ડના ઘણા સભાસદો આથી વિરુદ્ધ અભિપ્રાય ધરાવતા હોવાથી આવા પ્રસંગોએ તેમને સ્કૂલબોર્ડના સભાસદો સામે વિરોધ થતો. આવે વખતે તેઓ માત્ર પોતાનો અંગત અભિપ્રાય દર્શાવી બેસી રહેતાં. એક ચેરમેન તરીકે બીજાઓએ તેમના અભિપ્રાયોને માન આપવું જોઈએ અને તેમના જ અભિપ્રાય પ્રમાણે સ્કૂલબોર્ડની કાર્યનીતિ ચાલવી જોઈએ એવો દુરાગ્રહ તેઓ કદી પણ કરતાં નહિ. તેમના આ ગુણને લીધે સ્કૂલબોર્ડના બીજા સભાસદો સાથેના તેમના અંગત સંબંધમાં કદી પણ વિક્ષેપ પડ્યો નથી. વિદ્યાબ્હેનનું આવી જાતનું વર્તન તેમની માનસિક નબળાઈને લીધે છે એવું હું પહેલાં માનતો હતો; પણ પાછળથી વિચાર કરતાં મને માલમ પડ્યું કે તેમનું આવી જાતનું વર્તન એ તેમની માનસિક નબળાઈને લીધે નથી, પરંતુ એમાં તો એમના હૃદયની ઉદારતા રહેલી છે. આવી જાતની હૃદયની ઉદારતા આપણા જાહેર જીવનમાં ઘણી થોડી જોવામાં આવે છે. વિદ્યાબ્હેને પોતાનું ધાર્યું કરવાનો દુરાગ્રહ રાખ્યો નથી; એટલું જ નહિ પણ પોતાનું ધાર્યું કરવાને તેમણે કદી પ્રપંચ ખટપટો કર્યાં નથી. અગત્યના પ્રશ્નોના સંબંધમાં પણ પોતાના અભિપ્રાયને અનુસરવા અંગત મતો મેળવવાને તેમણે કદી પણ પ્રયાસ કર્યો નથી. બીજા કેટલાકોનો અમુક હેતુ અગર સિદ્ધાંતની અમુક બાબતોના પ્રસંગ ઉપસ્થિત થાય તેવે વખતે પણ પોતાનું મત મેળવવા માટે કોઈને વિનંતિ કે સૂચના સરખાએ કરી નથી.

સ્વભાવ, સંસ્કાર અને સર રમણભાઈ સાથેના લાંબા સહવાસને લીધે રાજકીય બાબતમાં તેઓ બંધારણવાદી અને વિનીત પક્ષનાં હોવા છતાં સવિનય કાયદાભંગની લડત દરમિયાન વીરમગામમાં પોલીસે સ્ત્રીઓ ઉપર ઘોડા દોડાવ્યા તેમ અત્રેની સરકારી હાઈસ્કૂલમાં શાળાના મકાનમાં રાષ્ટ્રધ્વજ ચઢાવવાનો પ્રયત્ન કરવા માટે વિદ્યાર્થીઓને પોલીસ તરફથી લાઠીમાર મારવામાં આવ્યો તેથી વિદ્યાબ્હેનનો પુણ્ય પ્રકોપ પ્રગટી નીકળ્યો. અને તેથી તેમણે અમદાવાદ મ્યુનિસિપાલીટીમાં સરકાર તરફથી નિમાયલા સભાસદ તરીકેની તેમની બેઠકનું એ પુણ્ય પ્રકોપ પ્રદર્શિત કરવા રાજીનામું આપી દીધું અને ત્યાર પછી થોડા સમયમાં થનારી મ્યુનિસિપાલીટીની ચૂંટણીમાં કોંગ્રેસપક્ષ તરફથી ચુંટાવવાની પોતાની ઉમેદવારી બહાર પાડી અને ઘણી મોટી બહુમતીથી તેઓ ચુંટાયાં. એવી જ રીતે અત્રેની સરકારી ગર્લ્સ હાઈસ્કૂલમાં શાળાના મકાનમાં રાષ્ટ્રીય વાવટો ચઢાવવાનો પ્રયત્ન કરવા માટે કેટલીક છોકરીઓને શાળામાંથી હમેશને માટે કાઢી મૂકવામાં આવી ત્યારે શ્રીમતી વિદ્યાબ્હેને શ્રીમતી સરલાદેવી અંબાલાલ સારાભાઈ સાથે જાહેર નિવેદન બહાર પાડી છોકરીઓને હિંમત આપી કે તેમનું અંગ્રેજી શિક્ષણ સમૂળગું બંધ નહિ થઈ જાય અને તેમને અંગ્રેજી શિક્ષણ આપવાને માટે થોડા વખતમાં પ્રબંધ કરવામાં આવશે. પરિણામે મ્યુનિસિપાલીટીની ગર્લ્સ હાઈસ્કૂલ અસ્તિત્વમાં આવી. આ ગર્લ્સ હાઈસ્કૂલને અસ્તિત્વમાં આણવાનો યશ પણ જો કોઈ એક વ્યક્તિને આપી શકાતો હોય તો તે યશ શ્રીમતી વિદ્યાબ્હેનને ઘટે છે.

પ્રાચીન આર્ય સંસ્કૃતિ તથા અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિ એ બંનેનો જેમણે પોતાના જીવનમાં યોગ્ય પ્રમાણમાં સમન્વય કર્યો છે, વ્યવહારકુશળ રહીને પણ જેમણે આદર્શોને કદી વિસાર્યા નથી, પ્રગતિમાન અર્વાચીન સ્ત્રી કેવી હોવી જોઈએ તેનું જેમણે આધુનિક ભણેલી સ્ત્રીઓ માટે માર્ગદર્શક ઉજ્જ્વળ દૃષ્ટાંત પૂરૂં પાડ્યું છે, જેઓ સૌજન્ય, સૌમ્યતા તથા નિરભિમાનની સાક્ષાત્ મૂર્તિસમાં છે એવાં શ્રીમતી વિદ્યાબ્હેનના જીવનના મણિ-મહોત્સવ પ્રસંગે તેમના એક પ્રશંસક તરીકે અત્યંત માનપૂર્વક મારી આ નમ્ર અંજલિ હું અર્પું છું.

# સ્ત્રીઓ અને આર્થિક સ્વતંત્રતા

સૌ. ઊર્મિલા મહેતા

સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતાનો સવાલ આજકાલ ઘણા વિચારી રહ્યા છે. આપણી ગુજરાતી બ્હેનો આ દિશામાં કેવી ને કેટલી પ્રગતિ કરી રહી છે તે પ્રશ્ન વિચારવા જેવો છે. પાશ્ચાત્ય દેશોમાં આ પ્રશ્ન તો કેટલાયે વખત થયાં ચર્ચાઈ ગયો છે ને ત્યાં તેનો નિકાલ પણ આવી ગયો છે, એમ કહી શકાય. ગુજરાતમાં તો હજી ઊંઘમાંથી આપણે આંખ ઉઘાડી આંખ ચોળી જોતા હોઇએ એમ લાગે છે. 'ઘરરખ્ખુ ગૃહિણી'નો આદર્શ ઘણો સુંદર ભલે હોય, પણ આજનાં સમાજબળો એ જ એક આદર્શ છે એવાં સ્વપ્નાંને ધીરેધીરે નાશ કરતાં જાય છે. સ્ત્રીઓ પોતાના પગ પર ઊભી રહી શકે, સ્વતંત્ર જીવન ગાળી શકે એ વસ્તુસ્થિતિની જરૂરિયાત ગુજરાતમાં આજે નવી નથી ઊભી થઈ. કારણકે આપણા હિંદુ સમાજમાં જ્યાંસુધી અસંખ્ય બ્હેનોને ફરજિયાત વૈધવ્ય પાળવાની સમાજ ફરજ પાડે છે, ત્યાંસુધી તે લોકોના પૂરતો પણ આપણે આ પ્રશ્નનો નિવેડો લાવવો રહ્યો જ છે. વિધવાઓને જે ઓશિયાળું ને દયાજનક જીવન ગાળવું પડે છે તે જોઇ કઇ વિચારવંત વ્યક્તિને ઊંડો ખેદ ન થાય? જે વિધવાને પુનર્લગ્ન કરવું હોય તેને તેમ કરવાની કાયદા પ્રમાણે તો છૂટ છે જ; પણ સમાજની સખ્ત સાંકળોનો નાશ ન થાય ત્યાંસુધી મોટે ભાગે વિધવા બ્હેનો પુનર્લગ્ન કરી સમાજનો કેર ખોફ વહોરવા તૈયાર થતી નથી. તો આવી બ્હેનો સ્વતંત્રતાથી જીવન ગાળી શકે તે માટે સ્ત્રીઓને કમાવાનું સાધન હોવું જ જોઇએ એ વિષે બે મત ન જ હોઇ શકે.

સાથેસાથે જ્યારે ગુજરાતમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર વધતો જાય છે, ત્યારે બીજો સવાલ ઊભો થાય છે. શું સ્ત્રીને લગ્ન સિવાય જિંદગીનો બીજો કોઇ આદર્શ છે જ નહિ? જે સ્ત્રીને કૌટુંબિક જીવનની ધુંસરી સ્વીકારવી ન હોય છતાં કમાવાની શક્તિના અભાવે લગ્નની ધુંસરીમાં જોડાવું પડે તે તો પેટને માટે દેહ વેચવા જેવું જ છે એમ કહેવાય. આ વાક્યથી ઉપરટપકે જોનારને વખતે આઘાત લાગશે, પણ જરાક શાંતિથી વિચાર કરતાં એની સત્યતાની ખાતરી વાંચનારને જરૂર થશે જ. હું કબૂલ કરું છું કે હજારો સ્ત્રીઓ એવી છે કે જેમને આદર્શ ગૃહિણી થવાનાં જ સ્વપ્નાં મનમાં આવતાં હશે. પણ હું માનું છું કે આજના જમાનામાં સાથેસાથે એવી પણ ઘણી નવયુવાન બ્હેનો ગુજરાતમાં છે

કે જેમને કુટુંબના સંકુચિત વાતાવરણનો મોહ નથી; પણ જેમને રાષ્ટ્રના હિત માટે કાંઇકાંઇ કરવાના કોડ છે—આવી બ્હેનો જો પોતે કમાવાની શક્તિ ધરાવતી હોય તો કદી પણ લગ્ન કરવાનું પસંદ ન કરે. સમાજને પણ આવી સ્ત્રીઓની ઘણી આવશ્યકતા છે, એમાં શક નથી. આ માટે એક જ દાખલો બસ થશે. નાનાં બાળકોને શિખવવાનું કામ ભણેલી ને કેળવાએલી સ્ત્રી જે સરળતા ને કુશળતાથી કરી શકે તેટલી જ કુશળતાથી કેળવાએલો પુરુષ ન કરી શકે. આથી જ પાશ્ચાત્ય દેશોમાં શાળાઓમાં શિક્ષકો મુખ્યત્વે સ્ત્રીઓ જ હોય છે.

સ્ત્રીઓને સ્વતંત્રતા ઘટતી નથી એ મનુ મહારાજનું સૂત્ર તો આપણે એક રમૂજી ટુચકો ગણી બાજુ પર જ મૂકી દઇએ. કારણકે આજે તો વિચારકોનું માનવું છે કે સ્ત્રીઓ જેમજેમ આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરશે, તેમતેમ દેશની ઉન્નતિમાં તેમનો ફાળો વધુ ને વધુ મળતો જશે.

ગુજરાતમાં જ્યારે વિદ્યાબ્હેન ને શારદાબ્હેન ગ્રૅજ્યુએટ થયાં ત્યારે એમણે એક નવી જ ભાત પાડી. ગુજરાતી સ્ત્રીઓ માટે એક નવો જ માર્ગ ખુલ્લો કર્યો. જે સંજોગોમાં એ લોકોએ શિક્ષણ લીધું તેની ઝાંખી આપણને શારદાબ્હેનના 'જીવન સંભારણા'માંથી મળી રહે છે. તે જમાનામાં તો એમના જેવા કુટુંબમાં જન્મેલા ને રમણભાઇ તથા ડૉ. સુમન્ત મહેતા જેવા પતિ મેળવવા ભાગ્યશાળી થએલાં બ્હેનો જ એવી પહેલ કરી શકે. આજે તો ગુજરાતમાં અમુક રીતે પછાત કુટુંબમાં ને પછાત કોમોમાં જન્મેલી બ્હેનો પણ કૉલેજનું શિક્ષણ મેળવે છે. ગુજરાતી પ્રજાનો મોટામાં મોટો દોષ તો પોતાની મહાન વ્યક્તિઓના ગુણ વિષે બેકદર રહેવું ને સમાજ ઉપર ઉપકાર કરનાર વ્યક્તિઓના ઉપકાર ભૂલી જવા એ છે. તેથી જ આપણા ગુજરાતના જાણીતા સાક્ષર બ. ક. ઠાકોરે ગુજરાતને 'ગાંડી ગુજરાત' કહી છે. અત્રે મારા મુખ્ય લખાણમાંથી આડા ઊતરી જવાનો આરોપ વહોરી લઇને પણ આ પ્રશ્ન ચર્ચતા ગુજરાતી નારીસમાજ ઉપર વિદ્યાબ્હેને તથા શારદાબ્હેને કરેલો ઉપકાર ગુજરાતી સમાજ આગળ મૂકવાને હું પ્રેરાઈ છું.

ગુજરાતમાં જે જે ન્યાતોમાં કન્યાની વધુ છત છે ત્યાં ભણેલો યુવક કુદરતી રીતે ભણેલી જ પત્ની ઇચ્છે છે. નવલરામભાઇએ વર્ણવેલી સ્થિતિ જેમાં 'ભાઇનું ધ્યાન તો ભૂગોળ ને ખગોળમાં રમે ને બાઈ તો ચૂલા અને ચાકરનો વિચાર કરે' એ સ્થિતિ આજના ગુજરાતી યુવકને અસહ્ય લાગે છે. તેથી ઘણાં માબાપો પોતાની પુત્રીઓને સારા વર મળે એ ઇચ્છા ને આશ[illegible] ભણાવે છે. સંસ્કાર અને કેળવણીમાં

પણ ગુજરાતની વણિક વૃત્તિ કેટલી પ્રબળ છે તેનો આ એક સચોટ દાખલો છે. પણ હજી પણ છોકરાઓને ભણાવવાની તીવ્ર ફરજ જેટલી મહારાષ્ટ્ર સમસ્તમાં જણાય છે તેટલી છોકરીઓને ઉચ્ચ કેળવણી આપવાની જરૂરિયાત ગુજરાતમાં જણાય નથી. નાગર, બ્રહ્મક્ષત્રિય ને કાયસ્થ, એ ત્રણ આગળ વધેલી નાતો બાદ કરીએ તો ગુજરાતની બીજી અસંખ્ય નાતોમાં બાળલગ્ન વગેરે સામાજિક ખરાબ રિવાજોને લીધે સ્ત્રીકેળવણીનો પ્રચાર હજી બહુ થયો નથી.

બીજું ગુજરાતમાં હિંદના બીજા ભાગોના પ્રમાણમાં ગરીબાઈ ઓછી છે. તેથી મહારાષ્ટ્રમાં જેમ કમાવા માટે સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી લેવી જ પડે છે, તેમ ગુજરાતમાં હજી થયું નથી. પણ મને લાગે છે કે ગુજરાતમાં પણ એ સ્થિતિ ધીમે ધીમે બદલાતી જાય છે. જેમ જેમ આર્થિક સ્થિતિ બગડતી જાય છે તેમ તેમ પરણેલી સ્ત્રીઓને પણ કમાવાની જરૂરિયાત ઊભી થતી જાય છે ને જશે. આથી જ ગુજરાતી સ્ત્રીઓમાં ઉચ્ચ કેળવણીનો પ્રચાર વધતો જાય છે, ને થોડી થોડી પણ યુરોપ–અમેરિકામાં ઉચ્ચ કેળવણી લેવા ગુજરાતી બ્હેનો જાય છે ને વર્ષ પ્રતિવર્ષ વધારે સંખ્યામાં જાય છે એ એક સારૂં ચિહ્ન છે.

સર ચંદ્રશેખર રામને કર્વે યુનિવર્સિટીના સમારંભ વખતે કહ્યું તેમ હિંદી જીવનના દરેક અંગમાં સક્રિય ફાળો આપતી હિંદી બ્હેનો થાય એવી આપણી ઇચ્છા છે, ને તે માટે પ્રજામત કેળવવો એ દરેક સુશિક્ષિત વ્યક્તિની ફરજ છે.

ગૃહજીવન, બાળઉછેર એટલા જ સ્ત્રીઓના કાર્યપ્રદેશ નથી. પણ સમાજજીવન બધી રીતે ઉન્નત થાય તેટલા માટે ન્હાનાલાલની જયા માફક આજીવન કૌમારવ્રત પાળે એવી થોડી બ્હેનોની પણ ગુજરાતને જરૂર છે. આ માટે બ્હેનોએ જો સારી કેળવણી લીધી હોય ને પોતાનું કમાઇ શકતી હોય તો જ બાપ, ધણી કે પુત્ર ઉપર મનુ મહારાજના આદેશ પ્રમાણે અવલંબવાની જરૂર સ્ત્રીને ન પડે. એટલે મને તો લાગે છે કે જેમ જેમ પરિસ્થિતિ બદલાતી જાય છે, તેમ તેમ ગુજરાતમાં પણ સ્ત્રીઓને આર્થિક સ્વાવલંબનની જરૂર પડતી જાય છે, ને તેમાં જ સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતાની આગાહી રહી છે. કાયદો ગમે તેટલા હક્ક આપે પણ જો સ્ત્રીઓ આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર નહિ હોય તો આવા કાયદા નિરર્થક થવાનો ઘણો સંભવ છે. તે જ પ્રમાણે જેમ જેમ સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની જરૂરિયાત ઊભી થતી જાય છે તેમ તેમ કાયદાનાં ને સમાજનાં બંધનો શિથિલ થતાં જાય છે તેથી આ હિલચાલમાં સાથ આપવાની આપણા બધાની ફરજ છે.

કે જેમને કુટુંબના સંકુચિત વાતાવરણનો મોહ નથી; પણ જેમને રાષ્ટ્રના હિત માટે કાંઈકાંઈ કરવાના કોડ છે—આવી બ્હેનો જો પોતે કમાવાની શક્તિ ધરાવતી હોય તો કદી પણ લગ્ન કરવાનું પસંદ ન કરે. સમાજને પણ આવી સ્ત્રીઓની ઘણી આવશ્યકતા છે, એમાં શક નથી. આ માટે એક જ દાખલો બસ થશે. નાનાં બાળકોને શિખવવાનું કામ ભણેલી ને કેળવાએલી સ્ત્રી જે સરળતા ને કુશળતાથી કરી શકે તેટલી જ કુશળતાથી કેળવાએલો પુરુષ ન કરી શકે. આથી જ પાશ્ચાત્ય દેશોમાં શાળાઓમાં શિક્ષકો મુખ્યત્વે સ્ત્રીઓ જ હોય છે.

સ્ત્રીઓને સ્વતંત્રતા ઘટતી નથી એ મનુ મહારાજનું સૂત્ર તો આપણે એક રમૂજી ટુચકો ગણી બાજુ પર જ મૂકી દઈએ. કારણકે આજે તો વિચારકોનું માનવું છે કે સ્ત્રીઓ જેમજેમ આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરશે, તેમતેમ દેશની ઉન્નતિમાં તેમનો ફાળો વધુ ને વધુ મળતો જશે.

ગુજરાતમાં જ્યારે વિદ્યાબ્હેન ને શારદાબ્હેન ગ્રૅજ્યુએટ થયાં ત્યારે એમણે એક નવી જ ભાત પાડી. ગુજરાતી સ્ત્રીઓ માટે એક નવો જ માર્ગ ખુલ્લો કર્યો. જે સંજોગોમાં એ લોકોએ શિક્ષણ લીધું તેની ઝાંખી આપણને શારદાબ્હેનના 'જીવન સંભારણાં'માંથી મળી રહે છે. તે જમાનામાં તો એમના જેવા કુટુંબમાં જન્મેલા ને રમણભાઈ તથા ડૉ. સુમન્ત મહેતા જેવા પતિ મેળવવા ભાગ્યશાળી થએલાં બ્હેનો જ એવી પહેલ કરી શકે. આજે તો ગુજરાતમાં અમુક રીતે પછાત કુટુંબમાં ને પછાત કોમોમાં જન્મેલી બ્હેનો પણ કૉલેજનું શિક્ષણ મેળવે છે. ગુજરાતી પ્રજાનો મોટામાં મોટો દોષ તો પોતાની મહાન વ્યક્તિઓના ગુણ વિષે બેકદર રહેવું ને સમાજ ઉપર ઉપકાર કરનાર વ્યક્તિઓના ઉપકાર ભૂલી જવા એ છે. તેથી જ આપણા ગુજરાતના જાણીતા સાક્ષર બ. ક. ઠાકોરે ગુજરાતને 'ગાંડી ગુજરાત' કહી છે. અત્રે મારા મુખ્ય લખાણમાંથી આડા ઊતરી જવાનો આરોપ વહોરી લઈને પણ આ પ્રશ્ન ચર્ચતા ગુજરાતી નારીસમાજ ઉપર વિદ્યાબ્હેને તથા શારદાબ્હેને કરેલો ઉપકાર ગુજરાતી સમાજ આગળ મૂકવાને હું પ્રેરાઈ છું.

ગુજરાતમાં જે જે ન્યાતોમાં કન્યાની વધુ છત છે ત્યાં ભણેલો યુવક કુદરતી રીતે ભણેલી જ પત્ની ઇચ્છે છે. નવલરામભાઈએ વર્ણવેલી સ્થિતિ જેમાં 'ભાઈનું ધ્યાન તો ભૂગોળ ને ખગોળમાં રમે ને બાઈ તો ચૂલા અને ચાકરનો વિચાર કરે' એ સ્થિતિ આજના ગુજરાતી યુવકને અસહ્ય લાગે છે. તેથી ઘણાં માબાપો પોતાની પુત્રીઓને સારા વર મળે એ ઇચ્છા ને આશાથી ગ્રેજ્યુએટ બનાવે છે. સંસ્કાર અને કેળવણીમાં

પણ ગુજરાતની વણિક વૃત્તિ કેટલી પ્રબળ છે તેનો આ એક સચોટ દાખલો છે. પણ હજી પણ છોકરાઓને ભણાવવાની તીવ્ર ફરજ જેટલી મહારાષ્ટ્ર સમસ્તમાં જણાય છે તેટલી છોકરીઓને ઉચ્ચ કેળવણી આપવાની જરૂરિયાત ગુજરાતમાં જણાઇ નથી. નાગર, બ્રહ્મક્ષત્રિય ને કાયસ્થ, એ ત્રણ આગળ વધેલી નાતો બાદ કરીએ તો ગુજરાતની બીજી અસંખ્ય નાતોમાં બાળલગ્ન વગેરે સામાજિક ખરાબ રિવાજોને લીધે સ્ત્રીકેળવણીનો પ્રચાર હજી બહુ થયો નથી.

બીજું ગુજરાતમાં હિંદના બીજા ભાગોના પ્રમાણમાં ગરીબાઇ ઓછી છે. તેથી મહારાષ્ટ્રમાં જેમ કમાવા માટે સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી લેવી જ પડે છે, તેમ ગુજરાતમાં હજી થયું નથી. પણ મને લાગે છે કે ગુજરાતમાં પણ એ સ્થિતિ ધીમે ધીમે બદલાતી જાય છે. જેમ જેમ આર્થિક સ્થિતિ બગડતી જાય છે તેમ તેમ પરણેલી સ્ત્રીઓને પણ કમાવાની જરૂરિયાત ઊભી થતી જાય છે ને જશે. આથી જ ગુજરાતી સ્ત્રીઓમાં ઉચ્ચ કેળવણીનો પ્રચાર વધતો જાય છે, ને થોડી થોડી પણ યુરોપ–અમેરિકામાં ઉચ્ચ કેળવણી લેવા ગુજરાતી બ્હેનો જાય છે ને વર્ષ પ્રતિવર્ષ વધારે સંખ્યામાં જાય છે એ એક સારૂં ચિહ્ન છે.

સર ચંદ્રશેખર રામને કર્વે યુનિવર્સિટીના સમારંભ વખતે કહ્યું તેમ હિંદી જીવનના દરેક અંગમાં સક્રિય ફાળો આપતી હિંદી બ્હેનો થાય એવી આપણી ઇચ્છા છે, ને તે માટે પ્રજામત કેળવવો એ દરેક સુશિક્ષિત વ્યક્તિની ફરજ છે.

ગૃહજીવન, બાળઉછેર એટલા જ સ્ત્રીઓના કાર્યપ્રદેશ નથી. પણ સમાજજીવન બધી રીતે ઉન્નત થાય તેટલા માટે ન્હાનાલાલની જયા માફક આજીવન કૌમારવ્રત પાળે એવી થોડી બ્હેનોની પણ ગુજરાતને જરૂર છે. આ માટે બ્હેનોએ જો સારી કેળવણી લીધી હોય ને પોતાનું કમાઇ શકતી હોય તો જ બાપ, ધણી કે પુત્ર ઉપર મનુ મહારાજના આદેશ પ્રમાણે અવલંબવાની જરૂર સ્ત્રીને ન પડે. એટલે મને તો લાગે છે કે જેમ જેમ પરિસ્થિતિ બદલાતી જાય છે, તેમ તેમ ગુજરાતમાં પણ સ્ત્રીઓને આર્થિક સ્વાવલંબનની જરૂર પડતી જાય છે, ને તેમાં જ સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતાની આગાહી રહી છે. કાયદો ગમે તેટલા હક્ક આપે પણ જો સ્ત્રીઓ આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર નહિ હોય તો આવા કાયદા નિરર્થક થવાનો ઘણો સંભવ છે. તે જ પ્રમાણે જેમ જેમ સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની જરૂરિયાત ઊભી થતી જાય છે તેમ તેમ કાયદાનાં ને સમાજનાં બંધનો શિથિલ થતાં જાય છે તેથી આ હિલચાલમાં સાથ આપવાની આપણા બધાની ફરજ છે.

કે જેમને કુટુંબના સંકુચિત વાતાવરણનો મોહ નથી; પણ જેમને રાષ્ટ્રના હિત માટે કાંઈકાંઈ કરવાના કોડ છે—આવી બ્હેનો જો પોતે કમાવાની શક્તિ ધરાવતી હોય તો કદી પણ લગ્ન કરવાનું પસંદ ન કરે. સમાજને પણ આવી સ્ત્રીઓની ઘણી આવશ્યકતા છે, એમાં શક નથી. આ માટે એક જ દાખલો બસ થશે. નાનાં બાળકોને શિખવવાનું કામ ભણેલી ને કેળવાએલી સ્ત્રી જે સરળતા ને કુશળતાથી કરી શકે તેટલી જ કુશળતાથી કેળવાએલો પુરુષ ન કરી શકે. આથી જ પાશ્ચાત્ય દેશોમાં શાળાઓમાં શિક્ષકો મુખ્યત્વે સ્ત્રીઓ જ હોય છે.

સ્ત્રીઓને સ્વતંત્રતા ઘટતી નથી એ મનુ મહારાજનું સૂત્ર તો આપણે એક રમૂજી ટુચકો ગણી બાજુ પર જ મૂકી દઈએ. કારણકે આજે તો વિચારકોનું માનવું છે કે સ્ત્રીઓ જેમજેમ આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરશે, તેમતેમ દેશની ઉન્નતિમાં તેમનો ફાળો વધુ ને વધુ મળતો જશે.

ગુજરાતમાં જ્યારે વિદ્યાબ્હેન ને શારદાબ્હેન ગ્રૅજ્યુએટ થયાં ત્યારે એમણે એક નવી જ ભાત પાડી. ગુજરાતી સ્ત્રીઓ માટે એક નવો જ માર્ગ ખુલ્લો કર્યો. જે સંજોગોમાં એ લોકોએ શિક્ષણ લીધું તેની ઝાંખી આપણને શારદાબ્હેનના 'જીવન સંભારણાં'માંથી મળી રહે છે. તે જમાનામાં તો એમના જેવા કુટુંબમાં જન્મેલા ને રમણભાઈ તથા ડૉ. સુમન્ત મહેતા જેવા પતિ મેળવવા ભાગ્યશાળી થએલાં બ્હેનો જ એવી પહેલ કરી શકે. આજે તો ગુજરાતમાં અમુક રીતે પછાત કુટુંબમાં ને પછાત કોમોમાં જન્મેલી બ્હેનો પણ કૉલેજનું શિક્ષણ મેળવે છે. ગુજરાતી પ્રજાનો મોટામાં મોટો દોષ તો પોતાની મહાન વ્યક્તિઓના ગુણ વિષે બેકદર રહેવું ને સમાજ ઉપર ઉપકાર કરનાર વ્યક્તિઓના ઉપકાર ભૂલી જવા એ છે. તેથી જ આપણા ગુજરાતના જાણીતા સાક્ષર બ. ક. ઠાકોરે ગુજરાતને 'ગાંડી ગુજરાત' કહી છે. અત્રે મારા મુખ્ય લખાણમાંથી આડા ઉતરી જવાનો આરોપ વહોરી લઈને પણ આ પ્રશ્ન ચર્ચતા ગુજરાતી નારીસમાજ ઉપર વિદ્યાબ્હેને તથા શારદાબ્હેને કરેલો ઉપકાર ગુજરાતી સમાજ આગળ મૂકવાને હું પ્રેરાઉં છું.

ગુજરાતમાં જે જે ન્યાતોમાં કન્યાની વધુ છત છે ત્યાં ભણેલો યુવક કુદરતી રીતે ભણેલી જ પત્ની ઇચ્છે છે. નવલરામભાઈએ વર્ણવેલી સ્થિતિ જેમાં 'બાયડીનું ધ્યાન તો ભૂગોળ ને ખગોળમાં રમે ને બાઈ તો ચૂલા અને ચાકરનો વિચાર કરે' એ સ્થિતિ આજના ગુજરાતી યુવકને અસહ્ય લાગે છે. તેથી ઘણાં માબાપો પોતાની પુત્રીઓને સારા વર મળે એ ઇચ્છા ને આશાથી ગ્રૅજ્યુએટ બનાવે છે. સંસ્કાર અને કેળવણીમાં

અને બાકી વાંચવા તથા લખવાનું વગેરે કામ સમાજસેવા ખાતર અડધી રાત જાગીને કરે છે એ વાત જાણીતી છે. જ્યારે મનુષ્યને એક બીજાની પડી નથી, સૌ પોતપોતાના કામમાં રચ્યાંપચ્યાં રહે છે તે વખતમાં પોતાના તન, મન અને ધનની પરવા કર્યા વગર સમાજની સેવા આટલી બધી કોણ કરવાનું હતું?

સ્ત્રી વર્ગમાં દરેક ઠેકાણે આગેવાનીભર્યો ભાગ લેનાર, સતત કાર્ય કરનાર વિદ્યાબ્હેન ગુજરાતમાં અગ્ર ગણાય છે, તેમના રીટાયર થયા પછી ગુજરાતને એક મોટી ખોટ પડવાની છે કે જે ખોટ આપણને હાલ સર રમણભાઇના સ્વર્ગસ્થ થયા પછી સાલે છે. તેઓ ગુજરાત લેડીઝ ક્લબમાં ૪૦ વરસથી સેવા બજાવે છે, ડૉ. મોતીભાઇ હૉસ્પીતાલની કમિટીમાં રહી ઘણી સારી પ્રશંસા મેળવી છે. અનાથ આશ્રમ, વિમેન કાઉન્સિલ, મહિલા મંડળ અને બીજી અનેક કન્યાશાળાઓ અને સંસ્થાઓમાં પ્રમુખ, ટ્રેઝરરી, ટ્રસ્ટી, સેક્રેટરી અથવા તો મેમ્બર તરીકે એમની સેવાઓ અનંત, અમૂલ્ય અને પ્રસિદ્ધ છે. યૂરોપની મહાન લડાઇ વખતે એમણે અહીં રહી ફંડ ઉઘરાવવાના હેતુથી ફેન્સી ફેર, ફેન્સી બઝાર અને કૉનસર્ટ વગેરે વગેરેમાં ઉત્સાહથી ભાગ બજાવેલો અને સરકારને ઘણાં મદદગાર થઇ પડ્યાં હતાં. મ્યુનિસિપાલિટીમાં નોમીનેટ થએલાં એઓ પહેલાં જ સ્ત્રી છે, અને સ્ત્રી કાઉન્સિલર તરીકે પણ પહેલાં જ ચૂંટાયાં હતાં. લેબર કમિશન વખતે અહીંથી એમને જ કમિટીમાં નિમ્યાં હતાં. લખનૌ ખાતે વિમેન કૉન્ફરન્સમાં પ્રમુખ તરીકે બિરાજ્યાં હતાં અને ઘણી બાહોશીથી કામ કરી આપ્યાં હતાં. મુંબાઇ ઇલાકાની લેબર કૉન્ફરન્સમાં પ્રમુખ તરીકે ચૂંટાયાં હતાં અને ઘણું સારું કામ કરી આપ્યાં હતાં. એવાં તો અનેક વખત તેઓ સેવા કરવામાં આગેવાન થઇ ગયાં છે. પુનર્લગ્નનું કામ એમણે બહુ પરોપકારનું અને સમાજ સેવાનું હાથ ધર્યું છે. સેંકડો ગરીબ રીબાતી વિધવાઓનાં તેમણે ઘર મંડાવ્યાં છે અને તેમના આશીર્વાદ લીધા છે. હજારો બાળહત્યાઓ તેણે પુનર્લગ્નથી બચાવી છે. એમનામાં એક મહા ગુણ તે શાંત સ્વભાવનો છે. તેઓ કોઇ દિવસ ગુસ્સે થયાં હોય એવું સાંભળવામાં પણ આવ્યું નથી, ઘણી વખત એમને ગુસ્સે થવાનાં કારણ મળતાં છતાં પણ કોઇ દિવસ ગુસ્સે થયાં નથી. પોતાની રહેણીકરણીએ, પોશાકે અને નીતિરીતિએ પણ એ ઘણાં સાદાં છે. અને આમની સાદાઇ જ હમેશાં તેમના ઉત્તમ ગુણોની ગવાહી પૂરે છે. ઊંચા ખાનદાનના હોદ્દા અને બીજા ઘણા હોદ્દા ધરાવવા છતાં એમનામાં જરા પણ મોટાઇ કે ખોટું ગુમાન હોતું નથી.

# લેડી રમણભાઈ નીલકંઠ

બી.એ., એમ.બી.ઇ., કયસરે હિંદ



**મિસ દીના દીનસાજી કામા**
કયસરે હિંદ-અમદાવાદ

લેડી રમણભાઇને ગ્રંથ અર્પણ કરવાનું અમારી કમિટીએ નક્કી કર્યું હોવાથી મને પણ પૂજ્ય માતુશ્રી લેડી રમણભાઈ માટે મારા અંતઃકરણના ઉદ્દગાર બહાર કાઢવા મન થયું છે અને એ રીતે એમના માટેના મારા ઊંચા વિચાર રજુ કરું છું.

લેડી વિદ્યાબ્હેનને હું માતાના પ્રેમથી ચાહું છું અને મારા પૂજ્ય ગુરુ તરીકે માન આપું છું. છેલ્લાં વીસ વરસથી હું એમની સાથે કામ કરું છું અને તેમના ઘણા પરિચયમાં આવી છું. અમારા આટલા વરસના સંબંધથી મારામાં અને એમનામાં કુટુંબીજન હોઈએ એવો ગાઢ સંબંધ બંધાઇ ગયો છે, અને હું એમ જોઇ શકી છું કે લેડી વિદ્યાબ્હેન સર્વે ગુણ સંપાદનકરતા છે. એમનામાં એક ઉત્તમ ગુણ એ છે કે એમને Communal સેવા કરવાની ભાવના છે, એટલેકે ન્યાતજાતના ભેદભાવ રાખ્યા વગર એમણે આખી જિંદગી સેવા કરવામાં દેશને અર્પણ કરી છે એ એક મહદ્ ગુણને લઇને તેઓ આખા દેશમાં પૂજ્ય થયાં છે.

પૂજ્ય વિદ્યાબ્હેનમાં કામ કરવાની ધૈર્યથી અમુક Complexive question ઘણા મૂંઝવણભરેલા સવાલનો વિના ગભરાએ ઉકેલ લાવવાની અજબ દૈવીશક્તિ છે. તેમની સામાજિક, રાજકીય અને બીજી એટલી બધી સેવાઓ છે કે તે વર્ણવતાં તો પુસ્તકો ભરાય અને તે જે માણસ એમની સાથે અસલથી ગાઢ પરિચયમાં હોય તે જ લખી શકે અથવા તો તેઓ પોતે જ લખી શકે, કારણકે તે લખવામાં દરેક દરેક વિગતની–બનાવોની સંપૂર્ણ અને પૂરેપૂરી માહિતીની જરૂર છે.

લેડી વિદ્યાબ્હેન પોતાની નાની–જુવાન વયથી સમાજસેવામાં રચ્યાંપચ્યાં રહેલાં છે. દિવસે જુદીજુદી સંસ્થાઓના કાર્યમાં તેઓ પોતાના અમૂલ્ય કાર્યનો ફાળો આપે છે

# હિન્દુ સ્ત્રી અને કાયદો



જીવણલાલ પ્ર. દેસાઈ

હિન્દુસ્તાનના ધારાશાસ્ત્રની રૂએ હિન્દુ સ્ત્રીની સ્થિતિ ખેદજનક છે. હિન્દુઓને લગતું વારસા પ્રકરણ સ્મૃતિઓ ઉપર આધાર રાખે છે. મને કેટલીક સ્મૃતિઓમાં કેટલાક શ્લોકો પાછળથી ઘુસાડી દેવામાં આવેલા જણાયા છે, છતાં સ્મૃતિકારોનાં એ વચનો ઉપર હાલ સુધી પણ આધાર રાખવામાં આવે છે. કેટલીક સ્મૃતિઓમાં એક જ બાબતના સામસામેના શ્લોકો પણ જોવામાં આવે છે. કાયદાનો એક નિયમ છે કે સમાજની પ્રગતિ થતી જાય તે પ્રમાણે કાયદામાં પણ સુધારાવધારો થતો રહેવો જોઇએ; પણ કમનસીબ-ની વાત છે કે હિન્દુ સ્ત્રીઓના સંબંધમાં કાયદામાં ફેરફાર થતો નથી.

સત્તરમા સૈકામાં વેપારના અર્થે અંગ્રેજ પેઢી ચાર્ટર લઇને હિંદુસ્તાન આવી. આ પેઢીઓમાં કામ કરનારા અંગ્રેજ લોકો હતા. આમના સંબંધમાં વખતોવખત પાર્લામેન્ટે કાયદાઓ કર્યા અને તેમના વર્તનના સંબંધમાં ઇંગ્લંડની અદાલતને હકુમત આપવામાં આવી અને વખત જતાં એમના કેસો ચૂકાવવાને માટે સ્થાનિક અદાલતો કલકત્તા, મુંબાઇ અને મદ્રાસમાં સ્થાપવામાં આવી જે મેયર્સ કોર્ટ તથા રીકોર્ડર્સ કોર્ટ કહેવાતી. ૧૭૭૩ની સાલમાં રેગ્યુલેટિંગ ઍક્ટ પસાર થયો. તે પહેલાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ વેપાર કરતાંકરતાં રાજ્યપ્રકરણમાં પગપેસારો કર્યો હતો અને દિલ્હીના શહેનશાહની પાસેથી દીવાની પણ મેળવી હતી. તેથી તેમના તાબામાં કેટલીક દેશી પ્રજા પણ આવી અને તેમના સંબંધમાં પણ ઇન્સાફ કરવાની તેમને તક મળી. પરંતુ આમનો ઇન્સાફ કરવાને દેશી અદાલતો હતી અને ફોજદારી કોર્ટમાં મુસલમાની ફોજદારી કાયદાનો અમલ થતો હતો; જ્યારે રીકોર્ડર્સ અંગ્રેજ હોવાથી કેટલીક વખતે અંગ્રેજી કાયદા પ્રમાણે દીવાની કામમાં ફેંસલા કરવામાં આવતા પણ ઘણું કરીને દેશી કાયદાનું ધોરણ પાળવામાં આવતું

તેઓ એટલાં બધાં સાદાં છે કે પોતાની મોટર કે ગાડી રોકાએલી હોય તો તેઓ ચાલતાં જતાં જરાએ અચકાતાં નથી અને મેં ઘણી વખત તેમને ચાલતાં જતાં જોએલાં છે.

પ્રજામાં અને સરકારમાં સત્યતાથી અને નીતિથી કામ કરવાની એમનામાં કુનેહ છે અને તેથી તેઓ બંનેને પ્રિય થઇ પડેલાં છે. એમનું નામ તો ગુજરાતના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાવું જોઇએ અને સ્ત્રી આલમમાં તેઓ એક મહાન વ્યક્તિ તરીકે અમર રહેશે. સર રમણભાઈ અને લેડી વિદ્યાબ્હેનનું દંપતીજોડું સમાજસેવામા વખણાઇ ગયું છે. સર રમણભાઇની જિંદગી વધુ લંબાઇ હતે તો આ જોડું વધુ ને વધુ એ સેવા કરતે. એમના મરણ પછીથી વિદ્યાબ્હેને એ સેવા કરવી ચાલુ રાખી છે અને સર રમણભાઇના પગલે પોતાનું કાર્ય ચાલુ રાખી વધુ ને વધુ દિપાવ્યું છે.

ખુદા એમને તંદુરસ્તી સાથે લાંબી જિંદગી બક્ષે અને સદ્કર્મો કરવાની તાકાદ અને સદ્બુદ્ધિ આપે. આમીન ' આમીન!

adjudged a crime, although the same may not be held justifiable by the laws of England.

અને જ્યારે બીજા પ્રાન્તોને માટે કોર્ટો નીમાઈ ત્યારે તે કોર્ટો સંબંધીના કાયદામાં પણ એ કલમો પાછી ઉતારવામાં આવી. ન્યાયાધીશો પરદેશી અને પરધર્મી હોવાથી તેમની મદદને માટે હિન્દુઓના ખટલાઓમાં મદદ કરવાને પંડિતની તથા મુસલમાની કાયદામાં મદદ કરવાને મોલવીની નિમણુક કરવામાં આવી. આવી રીતની વ્યવસ્થા હતી તે વખતે હિન્દુના વારસા તથા બીજા કજીઆઓના સંબંધમાં પંડિતો સ્મૃતિઓમાંથી વ્યવસ્થા રજુ કરી તેનો અર્થ કરતા અને તે પ્રમાણે ફેંસલાઓ આપવામાં આવતા હતા. અને આવા ફેંસલાઓ આધારભૂત થતા ગયા અને પછીથી Store obcesis નો નિયમ અમલમાં આવતો ગયો એટલે આવા ફેંસલાઓના લીધે મિલ્કત પ્રાપ્ત થતી ગઈ હોય તેના હક સ્થાપિત ગણાવા લાગ્યા. વખતોવખત ગવર્નર જનરલો તથા અધિકાર મુજબ ગવર્નરો પોતાના પ્રાન્તોના સંબંધે regulations એટલે નિયમો ઘડતા ગયા, પણ રીતસરની કાયદાપોથીઓ નહોતી તેથી ૧૮૩૩ની સાલમાં ઇન્ડિયન લૉ-કમિશન નીમવામાં આવ્યું અને તેમણે જોઈતી તપાસ કરી હિન્દુસ્તાનની સ્થિતિને લાયક કાયદા ઘડવાની યોજના તૈયાર કરી. આ કમિશનની મહેનતના અંગે પીનલ કોડ, ક્રિમિનલ પ્રોસીજર કોડ, પુરાવાનો કાયદો, સ્પેસિફિક રિલિફ એક્ટ, સિવિલ પ્રોસિજર કોડ વગેરે કાયદાઓ થયા. અને રેગ્યુલેટિંગ એક્ટમાં હિન્દુઓના સંબંધમાં હિન્દુ કાયદા તથા મુસ્લીમોના સંબંધમાં મુસ્લીમ કાયદા પ્રમાણે જે ન્યાય આપવાનું ધોરણ નક્કી કરવામાં આવ્યું હતું તેને તિલાંજલિ આપવામાં આવી. પરંતુ વારસાના પ્રકરણમાં દેશકાળને અનુસરીને કાંઈ પણ ફેરફાર કરવાની સૂચના થઈ નહિ અને સ્થિતિસ્થાપક ધોરણ ચાલુ રહ્યું.

હિન્દુશાસ્ત્રનો એક નિયમ છે કે કોઈપણ ઇસમ પોતાનો ધર્મ બદલીને બીજો ધર્મ અંગીકાર કરે તો તેની કૌટુમ્બિક મિલ્કત ઉપરના તેના હક નાબુદ થાય છે. ઇસ્ટ-ઇન્ડિયા કંપનીના સંબંધમાં ઇંગ્લિશ પાર્લામેન્ટે કેટલાક કાયદાઓ ઘડેલા તેના એક કાયદામાં એક કલમ ક્રિશ્ચિયાનીટીના ફેલાવા સંબંધમાં અમુક ખર્ચ કરવાની પરવાનગી બાબતની પણ હતી અને આવી રીતે ધર્મનો ફેલાવો કરતા કેટલાક હિંદુઓ વટલીને ક્રિશ્ચિયન થયેલા તેમની મિલ્કતના સંબંધમાં ૧૮૫૦ની સાલમાં એક કાયદો બાંધવામાં આવ્યો, પણ હિન્દુ સ્ત્રીઓના વારસાના હક સંબંધી અથવા એની સામાન્ય સ્થિતિ સુધારવાને કાંઈ પણ

હતું. આ સંજોગોમાં જ્યારે રેગ્યુલેટિંગ ઍક્ટ પસાર કરવામાં આવ્યો ત્યારે કલકત્તા, માટે એક સુપ્રીમ કોર્ટ સ્થાપવામાં આવી અને પાછળથી મદ્રાસ અને મુંબાઈના માટે પણ આવી કોર્ટની સ્થાપના થઇ. ન્યાયાધીશો અંગ્રેજ હોવાથી અંગ્રેજી કાયદો અમલમાં મૂકવામાં આવે તો લોકોનાં મન ઉશ્કેરાય; તે બંધ કરવાને માટે રેગ્યુલેટિંગ ઍક્ટમાં નીચેની બે કલમો દાખલ કરવામાં આવી:

Provided always, and be it enacted, that the Supreme Court of Judicature at Fort William in Bengal shall have full power and authority to hear and determine in such manner as is provided for that purpose in the said Charter or Letters Patent all and all manners of actions and suits against all and singular the inhabitants of the said city of Calcutta provided that their inheritance and succession to lands, rents and goods, and all matters of contract and dealing between party and party, shall be determined in the case of Mahomedans, by the laws and usages of Mahomedans and in the case of Gentus ( Hindus ) by the laws and usages of Gentus; and when only one of the parties shall be a Mahomedan or Gentu by the laws and usages of the Defendant.

And in order that regard should be had to the Civil and religious usages of the said natives, be it enacted, that the rights and authorities of fathers of families and masters of families according to the same might have been exercised by the Gentu or Mahomedan law, shall be preserved to them respectively within their said families, nor shall any acts done in consequence of the rule and law of caste respecting the members of the said families only, be held and

adjudged a crime, although the same may not be held justifiable by the laws of England.

અને જ્યારે બીજા પ્રાન્તોને માટે કોર્ટો નીમાઈ ત્યારે તે કોર્ટો સંબંધીના કાયદામાં પણ એ કલમો પાછી ઉતારવામાં આવી. ન્યાયાધીશો પરદેશી અને પરધર્મી હોવાથી તેમની મદદને માટે હિન્દુઓના ખટલાઓમાં મદદ કરવાને પંડિતની તથા મુસલમાની કાયદામાં મદદ કરવાને મોલવીની નિમણુક કરવામાં આવી. આવી રીતની વ્યવસ્થા હતી તે વખતે હિન્દુના વારસા તથા બીજા કજીઆઓના સંબંધમાં પંડિતો સ્મૃતિઓમાંથી વ્યવસ્થા રજુ કરી તેના અર્થ કરતા અને તે પ્રમાણે ફેંસલાઓ આપવામાં આવતા હતા. અને આવા ફેંસલાઓ આધારભૂત થતા ગયા અને પછીથી Store obcesis નો નિયમ અમલમાં આવતો ગયો એટલે આવા ફેંસલાઓના લીધે મિલ્કત પ્રાપ્ત થતી ગઈ હોય તેના હક સ્થાપિત ગણાવા લાગ્યા. વખતોવખત ગવર્નર જનરલો તથા અધિકાર મુજબ ગવર્નરો પોતાના પ્રાન્તોના સંબંધી regulations એટલે નિયમો ઘડતા ગયા, પણ રીતસરની કાયદાપોથીઓ નહોતી તેથી ૧૮૩૩ની સાલમાં ઇન્ડિયન લૉ-કમિશન નીમવામાં આવ્યું અને તેમણે બધેની તપાસ કરી હિન્દુસ્તાનની સ્થિતિને લાયક કાયદા ઘડવાની યોજના તૈયાર કરી. આ કમિશનની મહેનતના અંગે પીનલ કોડ, ક્રિમિનલ પ્રોસીજર કોડ, પુરાવાનો કાયદો, સ્પેસિફિક રિલિફ ઍક્ટ, સિવિલ પ્રોસિજર કોડ વગેરે કાયદાઓ થયા. અને રેગ્યુલેટિંગ એક્ટમાં હિન્દુઓના સંબંધમાં હિન્દુ કાયદા તથા મુસ્લીમોના સંબંધમાં મુસ્લીમ કાયદા પ્રમાણે જે ન્યાય આપવાનું ધોરણ નક્કી કરવામાં આવ્યું હતું તેને તિલાંજલિ આપવામાં આવી. પરંતુ વારસાના પ્રકરણમાં દેશકાળને અનુસરીને કાંઈ પણ ફેરફાર કરવાની સૂચના થઈ નહિ અને સ્થિતિસ્થાપક ધોરણ ચાલુ રહ્યું.

હિન્દુશાસ્ત્રનો એક નિયમ છે કે કોઈપણ શખ્સ પોતાનો ધર્મ બદલીને બીજો ધર્મ અંગીકાર કરે તો તેની કૌટુમ્બિક મિલ્કત ઉપરનો તેનો હક નાબુદ થાય છે. ઈસ્ટ-ઇન્ડિયા કંપનીના સંબંધમાં ઇંગ્લિશ પાર્લામેન્ટે કેટલાક કાયદાઓ ઘડેલા તેના એક કાયદામાં એક કલમ ક્રિશ્ચિયાનીટીના ફેલાવા સંબંધમાં અમુક ખર્ચ કરવાની પરવાનગી આપનારી પણ હતી અને આવી રીતે ધર્મનો ફેલાવો કરતા કેટલાક હિન્દુઓ વટલીને ક્રિશ્ચિયન થયેલા તેમની મિલ્કતના સંબંધમાં ૧૮૫૦ની સાલમાં એક કાયદો બાંધવામાં આવ્યો, પણ હિન્દુ સ્ત્રીઓના વારસાના હક સંબંધી અથવા એની સામાન્ય સ્થિતિ સુધારવાને કાંઈ પણ

પ્રયત્ન કરવામાં આવ્યો નહિ.

હિન્દુ સમાજમાં સામાન્ય સ્થિતિ સંયુક્ત કુટુંબની છે. કુટુંબના વડીલની કેટલીક સત્તાઓ છે તેમ ફરજો પણ છે. એ સત્તાઓને રેગ્યુલેટિંગ એક્ટથી પણ મંજુર રાખવામાં આવી છે. અને ફરજો તે સંયુક્ત કુટુંબના સ્ત્રીસભ્યોના હકની અંતિમ સીમા ગણાવા લાગી. આવી ફરજોમાંની એક ફરજ સંયુક્ત કુટુંબના બધા અંગભૂતોના ભરણપોષણની ગોઠવણ કરવાની છે તેના આધારે સંયુક્ત કુટુંબનાં સ્ત્રીઅંગોને ફક્ત ભરણપોષણનો હક છે એ સિદ્ધાંત થયો. અને કેટલીક વખત અદાલતોમાં આવા હકને માટે કોઇ બાઇને જવું પડે તો ઘણી તુચ્છ રકમ આપવાની પ્રતિવાદીઓ તરફથી દલીલ કરવામાં આવવાના દાખલાઓ છે. બાર મહિને અઢાર મણ અનાજ અને પાંચ રૂપીઆનાં કપડાં બસ છે, એવી દલીલ મેં અમદાવાદની કોર્ટમાં એક વકીલની સાંભળેલી છે. કેટલાંક વર્ષો પછી મુંબાઇની હાઇકોર્ટે એક કેસમાં ઠરાવ્યું કે કોઇ હિન્દુ સંયુક્ત કુટુંબના અંગ તરીકે ગુજરી જાય તો તેની વિધવાને તેના મરનાર ધણીના હિસ્સાના ઉત્પન્નનો ⅓ ભાગ ભરણપોષણને માટે બાંધી આપવો જોઇએ. આ તો અવિભક્ત કુટુંબ અને મિલ્કતના સંબંધમાં બન્યું. પરંતુ કોઈ હિન્દુએ પોતાની જાતમહેનતથી મિલ્કત સંપાદન કરી હોય અને તેનો એકાદ દીકરો વિધવા મૂકીને ગુજરી જાય તો એનું ભરણપોષણ કરવાની એની ફક્ત નૈતિક જવાબદારી જ ગણાતી હતી અને તેવા આસામીના મરણ બાદ તેના વારસો આવી કોઇ જવાબદારી અંગીકાર કરતા નહોતા; પણ પાછળથી વળી હાઇકોર્ટ વિધવાઓની મદદે આવી અને જેઓને વારસો મળે તેમણે યોગ્ય ભરણપોષણનો બંદોબસ્ત કરવો જોઈએ એવા ફેંસલા થયા.

સંયુક્ત કુટુંબની વડીલોપાર્જિત મિલ્કત જે છેલ્લા પુરુષના હાથમાં આવી હોય ત્યારબાદ તેના વારસાની ગોઠવણ વખતે દીકરીઓનો કાંઇ હક પહોંચતો નથી. ફક્ત કુંવારી દીકરીઓના નિર્વાહ તથા લગ્નના માટે ગોઠવણ કરવી જોઇએ એવું નિર્ણિત થયું છે. દીકરીઓને બીજા દરેક કાયદા પ્રમાણે બાપની મિલ્કતમાં થોડો ઘણો વારસો મળે છે; ફક્ત હિંદુ લૉમાં જ તેમને બાતલ કરવામાં આવેલી છે અને તેને લીધે તેમની પરાધીન સ્થિતિ કાયમ થતી જાય છે. એક તકરાર એવી કરવામાં આવે છે કે દીકરીને જે વારસો મળશે તે પરાયા કુટુંબમાં જશે તેના જવાબમાં એમ કહી શકાય કે પરાયા કુટુંબના વારસામાંથી તમારી પુત્રવધૂને જે હિસ્સો મળશે તે તમારા કુટુંબમાં આવશે. એક બીજી

દલીલ એવી રજુ કરવામાં આવે છે કે સ્થાવર મિલ્કતના વિભાગો કરવામાં આવશે તેવા વિભાગોમાં દીકરીના હિસ્સે આવતા વિભાગથી વધુ ભાગલા પડવાના-મિલ્કતના ભાગ પાડવાની જુદી જુદી રીતો છે. દીકરીને કોઈ વારસો આપવાનો હોય તેની ઉચ્ચક કિંમત નક્કી કરીને રોકડ પણ આપી શકાય. હિંદુ શાસ્ત્રકારો અથવા પુરાણકારોએ પુત્રને બહુ ઉંચો હોદ્દો આપી દીધો છે. સ્વર્ગમાં જવું એ હિંદુનો આદર્શ છે અને અપુત્ર ગુજરનાર પુત્ર નામના નરકમાં જ સડ્યો રહેવાનો તેથી એ નરકમાંથી તારનાર પુત્ર અવશ્ય જોઇએ. એક પત્નીથી પુત્રોત્પત્તિ ન થાય તો બીજી અને ત્રીજી અથવા પુત્રેષ્ટી યજ્ઞ કરીને દેવતાઓનું સમાધાન કરીને પુત્રપ્રાપ્તિ કરવા તજવીજ કરવી. ઔરસ પુત્રના અભાવે પુત્રની છાયારૂપ પુત્ર મેળવવો, અને આવા કેટલીક જાતના પુત્રોનાં વર્ણન થયાં. એમાંનો એક દત્ત પુત્ર ગણાયો-અંગત સગાઓમાં પુત્રીને ઉંચું પદ છે અને પુત્રીના પુત્રને દત્તક લેવાને પિતાની ઘણી ઇચ્છા હોય એ સ્વાભાવિક છે. પણ કેટલાક પંડિતોએ એવો અભિપ્રાય આપ્યો કે દત્ત પુત્ર છાયારૂપ ત્યારે જ કહી શકાય કે એની જનક માને દત્તક લેનાર પિતા પરણી શકે તેવી સ્થિતિ હોય ત્યારે જ. અને પુત્રીને પિતા પરણી શકે નહિ તેથી માતામહ પુત્રીના પુત્રને દત્તક લઇ શકે નહિ. સારા નસીબે આ અભિપ્રાય આપણા પ્રાન્તમાં અમલમાં આવી શક્યો નહિ કારણ કે કેટલાંક કુટુંબોમાં પુત્રીના પુત્રોને દત્તક લેવાઇ ગયેલા હતા અને મિલ્કતના હકમાં પછીથી અંતરાય નંખાય નહિ. પુત્ર અભણ હોય, બદચાલનો હોય, મિલ્કત વેડફી નાખે એવો હોય તો પણ બધી મિલ્કતનો કબજો અને વહીવટ તેને મળે! દીકરી સુશીલ, આજ્ઞાધીન અને માબાપની સેવા કરતી હોય તેવી પુત્રીને વડીલોપાર્જિત સ્થાવર મિલ્કતમાંથી કાંઇ બક્ષીસ પણ આપી શકાય નહિ. આ પ્રથામાં સુધારો થવાની ખાસ જરૂર છે. કેળવાએલા માણસોએ આ સંબંધમાં ઝંડો ઉઠાવવાની જરૂર છે. સ્ત્રીઓની પરાધીન અવસ્થા બંધ થાય અને કેળવણીના પ્રચારથી તેઓ સ્વાશ્રિત બને અને ફરજિયાત લગ્નની વ્યવસ્થામાં છૂટ મૂકાય તો આ પ્રશ્નનો નિકાલ જરા સહેલાઇથી લાવી શકાય. ફરજિયાત લગ્નોને લીધે બાળસ્ત્રીહત્યાના દાખલા બનતા હતા તેનો પ્રતિબંધ કાયદાથી મુકાયો. દીકરીનો જન્મ થતાં લક્ષ્મીજી પધાર્યાં અગર પુત્રીરત્ન પ્રાપ્ત થયું એમ ન કહેતાં પથરો જન્મ્યો એમ સાધારણ રીતે કહેવાય છે. અને જે જાતિએ મહાપુરુષોને જન્મ આપ્યા છે તે જાતિનું આવી રીતે અપમાન થાય છે.

વિધવા સ્ત્રીઓ અગાઉ સતી થતી હોવાના દાખલા બનતા હોવાથી રાજા રામ-

મોહનરાયના પ્રયાસથી સતીનો રિવાજ ૧૮૨૯ની સાલમાં સરકારે બંધ કરાવ્યો. અમુક અમુક સંજોગોમાં સુધારા પક્ષ હિંદુ સ્ત્રીજાતિની અથવા દલિત જાતિના ઉદ્ધારના માટે કાંઈ પ્રયત્નો કરે છે ત્યારે ધર્મ ભયમા છે તેવો ખુમાટો કેટલાક Orthodox માણસો કરે છે અને મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરાનો તેમાં આશ્રય લે છે. આ ઢંઢેરામાં તો ફક્ત નીચેનો જ ફકરો છે:

"We do strictly charge and enjoin all those who may be in authority under us that they abstain from all interference with the religious belief or worship of any of our subjects on pain of our highest displeasure.

We know, and respect, the feelings of attachment with which natives of India regard the lands inherited by them from their ancestors, and we desire to protect them in all rights connected therewith, subject to the equitable demands of the state; and we will that generally, in froming and administering the law, due regard be paid to the ancient rights, usages and customs of India."

આ કથનનો કેવો ઉપયોગ થાય છે તે ૧૮૮૫ ના age of consent of Bill ની સામેની તકરારો અને તાજેતરના મંદિરપ્રવેશના બિલની સામેની ઝુંબેશથી આપણે સારી રીતે વાકેફ છીએ. Religion in danger એ બહુ સહેલી બૂમ છે અને એ બૂમથી અભણ અને અણવાકેફગાર માણસો દોરાય છે અને જો કોઇ પંથના ધર્મગુરુઓ આવી ઝુંબેશમાં ભાગ લેવા બહાર પડે તો એમના અનુયાયીઓનો ટોટો જ ન રહે.
કમાણી

કોઈ પણ કારણ વગર બલ્કે કોઇ કોઇ વખત લગ્ન વખતે પહેરામણી મારફત કરવાના હિંદુ પુરુષોએ એકથી વધુ પત્ની કરવાના દાખલાઓ છે. વિનાકારણે સ્ત્રીનો ત્યાગ કર્યાના પણ દાખલાઓ છે. પરંતુ સ્ત્રીએ તો હમેશ સ્વામીને આધીન જ રહેવું જોઇએ અને કાયદામાં નિર્દયતા Cruelty–મરણની બીક હોય તેવો માર-ગણવામાં આવે તેવું વર્તન ધણીનું ના હોય ત્યાં સુધી ધણીથી જુદું સ્ત્રીથી રહી શકાય નહિ. જ્યારે ધણી આવો નિર્દય હોય ત્યારે જ જુદી રહી શકે અને જુદું ભરણપોષણ માંગી

શકે. ધણીના લગ્નના હક પૂરા કરવાને એની ફરજ હતી અને આ હકના સંબંધમાં દિવાની કોર્ટથી હુકમનામા કરાવી શકાય. અને આવા હુકમનામાની બજવણીમાં સ્ત્રીને દિવાની જેલમાં પણ મોકલાવવામાં આવતી; પણ પાછળથી હાઈકોર્ટના જજ્જોના સૌજન્યથી એ કલમમાં ફેરફાર થયો અને હવે કેદમાં મોકલી શકાતી નથી. પણ કોઈ સ્ત્રીની સામે આવું હુકમનામું થએલું હોય અને તે પોતાના ધણીની સાથે ના રહે તો ભરણપોષણનો હક તેનો રહે નહિ. આવા સંજોગોમાં થએલું લગ્ન વિચ્છિન્ન કેમ ન થવું જોઈએ?

# Lady Vidyagauri



Mahaboobmiya I. Kadri

My acquaintance with Lady Vidyagauri Ramanbhai Nilkanth B. A. begins with the year 1889, when, we were both compititors for the High and Special school scholarships, and appeared at the examination in the Government High School, which was then housed in the building now occupied by the Government Middle School. I was then impressed with her genial manners, and, extremely obliging nature, and this impression has been further strengthened by what I have observed during close contact with her all these years.

My family has long connections with that of the late R.S. Mahipatram Rupram Nilkanth C. I. E. He and my late lamented grandfather Munshi Syed Abdulla Uraizee were colleagues at the P. R. Training College in the early eighties. My uncle Burhan-ud-din was a school-companion of the late Sir Ramanbhai and these circumstances brought several occasions of my meeting Lady (then Mrs.) Vidyagauri.

During the days of the Great war 1914-1918, I was her Joint Secretary in the Women's branch of the War and Relief Fund, Ahmedabad branch, and during the highly strenuous

work entailed by the holding of Fancy Fairs and Fetes, ladies' work parties, and looking after and providing comforts for British and Indian troops passing through Ahmedabad, also wounded and sick soldiers at the Military Hospital, I used always to admire her great industry, serenity of temper, and genuine desire to be of service and help in all deserving cases.

I specially remember one occassion, when we were both at our posts in Bhagubhai's Wanda for the greater part of one day and night and I was feeling quite exhausted and rather irritable. I asked Lady Ramanbhai how she was feeling. She smiled and said that she felt as if she was going to have fever, but, otherwise she was quite calm and serene in her temper.

Dishonest dealings and breach of regulations and of promises by merchants who had accepted stalls at the Fancy Fairs and Fetes often led me to be stern with them but Lady Ramanbhai had always a kind word for them and with sweet persuasiveness peculiar to herself she would bring everyone round to reason.

Mrs. Broomfield the then-President of the Women Branch of the War and Relief Fund often expressed her deep appreciation of Lady Ramanbhai's services.

After the Great War, I was previliged to work with her in some of her activities in connection with social reform work and have been always impressed with her zeal and sincerity.

For the past one and a half year we have been colleagues on the General Board of the Ahmedabad Municipality and though there have been occassions on which we have not seen

eye to eye on certain questions I have never had reason to doubt her sincerity.

Throughout her career Lady Ramanbhai has taken a keen interest in education in general and female education in particular. She has never betrayed any communal bias, and has approached all questions with a very fair and open mind.

I have read some of her literary works with great interest and am an admirer of her clarity of thought and fluency of expression.

In common with the large number of Lady Ramanbhai's friends and admirers I sincerely wish her a long life full of health and energy to continue her services to the community at large.



વિદ્યાબ્હેન ઈ. ૧૮૮૧માં
૫ વર્ષની વયે



વિદ્યાબ્હેન ઈ. ૧૮૮૮માં
૧૨ વર્ષની વયે



વિદ્યાબહેન • ઈ. ૧૮૯૩માં



વિદ્યાબહેન • ઈ. ૧૮૯૫માં

# લેડી વિદ્યાગૌરી અને ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળ



જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ

धन्यासि वैदर्भि गुणैरुदारैर्यया समाकृष्यत नैषधोऽपि।
इतः स्तुतिः का खलु चन्द्रिकायाः यदब्धिमप्युत्तरलीकरोति ॥

. . . . . . . . .

હે વૈદર્ભિ! તને ધન્ય છે કે તારા ઉદાર ગુણોથી નૈષધ (અહીંઆં ગુજરાત) આકર્ષાયું છે. અથવા તો જો ચન્દ્રિકા સમુદ્રને તરંગિત કરે તો તેમાં તેની સ્તુતિ શી કરવી (એ તો એનો સ્વભાવ જ છે.)

. . . . . . . . .

तापं लुम्पसि सर्वतो वितरसे मुक्ताफलं शुक्तिषु
क्षेत्रं सिञ्चसि किं च पल्लवयसि श्रीखण्डमुख्यान्द्रुमान् ।
क्षारं क्षारमिदं जलं जलनिधेरादाय जीमूत हे
विश्वं जीवयसि ब्रवीतु जगति प्रौढोऽपि कस्ते गुणान् ॥

હે મેઘ! તું તાપને દૂર કરે છે, સર્વત્ર છીપોમાં મોતી મૂકે છે, ખેતરોને જલથી સિંચે છે, વળી ચંદનનાં વૃક્ષોને પલ્લવિત કરે છે, સમુદ્રનાં ખારાં આ પાણી લઇને જગતને જીવાડે છે. જગતમાં કયો પ્રૌઢ પુરુષ પણ તારા ગુણોનું કથન કરે?

આ લેખનો મુખ્ય હેતુ લેડી વિદ્યાગૌરીના મણિમહોત્સવ પ્રસંગે, ગુજરાતી સ્ત્રી-કેળવણી મંડળ સાથેનો તેમનો સંબંધ અને તે સંસ્થાને તેમણે આપેલી સેવાનો અલ્પ પરિચય કરાવવાનો છે.

ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળની સ્થાપના તા. ૯-૫-૧૯૨૨ને દિવસે થઇ હતી. તેનો મુખ્ય ઉદ્દેશ ગુજરાતની સ્ત્રીઓમાં ઉચ્ચ કેળવણીના સંસ્કારો રેડીને તેમના નારી-

જીવનને પ્રફુલ્લિત કરવો એ હતો. આ ઉદ્દેશ પૂર્ણ કરવાને માટે મંડળ તરફથી શ્રી.લા.ઉ. ગુજરાત મહિલા પાઠશાળા નામની સંસ્થા ખોલવામાં આવી. જોકે આ સંસ્થા મંડળની સ્થાપના પહેલાં સ્થપાઈ હતી, પણ તેનો વહીવટ ગુજરાત કેળવણી મંડળને હસ્તક હતો. ગુજરાત કેળવણી મંડળને અનેક પ્રવૃત્તિઓ હોવાથી સ્ત્રીકેળવણીના કાર્ય તરફ તે જોઇએ તેવું ધ્યાન આપી શકે નહિ એવું તે મંડળના સભ્યોને જણાયું. આથી તે સંસ્થાનો વહિવટ બરાબર ચાલી શકે અને ઉચ્ચ સ્ત્રીકેળવણી યોગ્ય દિશામાં પ્રગતિ કરે તે હેતુથી, ગુજરાત કેળવણી મંડળે પ્રથમ એક અલગ મંડળ સ્થાપ્યું અને પછીથી આ મંડળે ગુજરાત કેળવણી મંડળથી સ્વતંત્ર રહીને કામ કરવાને માટે તા. ૯-૫-૨૨ ને દિવસે સંસારસુધારા હૉલમા તેની પ્રાથમિક સભા મેળવી અને મંડળના ઉદ્દેશ તથા નિયમો ઉપર ચર્ચા કરીને રીતસરનું બંધારણ મંજુર કર્યું. પછી તા. ૧૩-૮-૨૨ની બીજી સભામાં રીતસરનું કાર્યવાહક મંડળ નીમાયું. આ નવા મંડળને ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળ એવું નામ આપવામાં આવ્યું. આ મંડળની જ્યારથી સ્થાપના થઇ ત્યારથી જ લેડી વિદ્યાગૌરીનો તે સાથેનો સંબંધ છે. મંડળની સ્થાપનાના પ્રથમ વર્ષમાં જ ડૉ. સુમન્ત મહેતાની સાથે લેડી વિદ્યાગૌરીની મંત્રી તરીકે પસંદગી થઇ હતી; જોકે મંડળ તરફથી ચાલતી ગુજરાત મહિલા પાઠશાળા નામની સંસ્થા સાથેનો તેમનો સંબંધ તેથી પણ એક વર્ષ પહેલાંનો છે. મહિલા પાઠશાળાના ૧૯૨૦-૨૧ની સાલના રિપોર્ટમાં અધ્યાપકોની નામાવલિમાં લેડી વિદ્યાગૌરીનું ગુજરાતી ભાષાનાં માનદ અધ્યાપક તરીકે નામ જોવામાં આવે છે. અધ્યાપક તરીકે તેમણે કામ ઘણાં વર્ષો સુધી ચાલુ રાખ્યું છે; પણ તે ઉપરાંત મંડળની કાર્યવાહક સભાના મંત્રીઓ તરીકેની જવાબદારી પણ તેમણે માથે લીધેલી. તે સ્ત્રીકેળવણી તરફનો તેમનો પક્ષપાત સૂચવે છે. અનેક કૌટુંબિક મુશ્કેલીઓ અને વ્યવસાયો વચ્ચે કોઇપણ સંસ્થાનું જવાબદારીનું કામ માથે લેવાનું બહુ થોડાંઓથી જ બની શકે છે. શ્રી વિદ્યાબ્હેને તે ફરજ વિનાસંકોચે પ્રસન્ન હૃદયે સ્વીકારી છે અને તેને ઘણી જ સંતોષકારક રીતે પાળી છે. કોઇપણ ફરજ કે જવાબદારી સ્વીકારવી એ એક વાત છે અને તેને છેવટ સુધી ભક્તિપૂર્વક અનુસરવું એ જુદી વસ્તુ છે. ઘણાયે નેતાઓની સેવાવૃત્તિ નદીના પ્રવાહની માફક અખંડ વહેતી ભાગ્યે જ આપણે જોઇએ છીએ. શરૂઆતમાં તે પ્રવાહ ખૂબ જોશપૂર્વક ગર્જના કરતો વહે છે, પણ થોડા સમય પછી તે ગર્જના શાંત થઇ જાય છે અને તે પ્રવાહ પણ એકદમ ક્ષીણ થતો જોવામાં આવે છે. શ્રી વિદ્યાબ્હેનની સેવાનો વિચાર કરીએ છીએ ત્યારે

આપણને કંઈક જુદો જ ખ્યાલ આવે છે. તેમની સેવા એ અખંડ પ્રવાહવાળી છેઃ તે પ્રવાહમાં કદી પણ મંદ ગતિ જ નહિ, તેમ તેમાં મિથ્યા પ્રચંડ વાયુનો પ્રકોપ, સંક્ષોભ કે આંદોલન નહિ. તેની ગતિ સરળ અને એકધારી. તે પ્રવાહમાં સદૈવ ગંભીરતા અને ધીરતા જ નજરે પડવાની. આથી તે જલમાં નથી ક્ષીણતા કે શુષ્કતાનો ભય. તેમાં રહેલી અદ્‌ભુત શાંતિ અને પ્રસન્નતા જ તેની શક્તિનાં મૂલ્ય અંકાવવાને બસ છે. ખરેખર, શ્રી વિદ્યાબ્હેનનો સેવાપ્રવાહ ગુજરાતની ભૂમિમાં અદ્વિતીય, ધીરસલિલ, મંજુલ અને અવિભક્ત છે.

ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળની સ્થાપના પૂર્વે ગુજરાતમાં સ્ત્રીકેળવણીની શી સ્થિતિ હતી, તેનો ટૂંક ઇતિહાસ અહીંઆં આપવાની જરૂર છે. એ તો જાણીતી વાત છે કે દેશીઓને કેળવણી આપવાની સરકારની ફરજ છે એ બાબત તરફ પ્રથમ લક્ષ લૉર્ડ ઑક્લેન્ડના વખતમાં દોરાયું. તેના સમયમાં માધ્યમિક કેળવણી આપવાની યોજના લૉર્ડ મેકોલેની દેખરેખ નીચે વિચારાઇ. પણ આ કેળવણીની યોજના કેવળ પુરુષો માટેની જ હતી. સ્ત્રીકેળવણીનો તેમાં સમાવેશ નહોતો. ૧૮૫૪ના સર ચાર્લ્સ વુડના કેળવણીના ખરીતામાં લખવામાં આવ્યું છે કે 'હિંદુસ્તાનમાં સ્ત્રીકેળવણીનું મહત્ત્વ જેટલું અંકાય તેટલું ઓછું છે. કોઈ પણ પ્રજામાં સમગ્ર પ્રજાની બુદ્ધિ અને નીતિ પુરુષોની કેળવણીથી ખીલે તેના કરતાં સ્ત્રીકેળવણીથી વધારે ઝડપથી અને જોરથી ખીલે છે.' આ શબ્દો દ્વારા તે ખરીતામાં સ્ત્રીકેળવણીની આવશ્યકતા જણાવાઇ છે. આમ છતાં ત્યાર પછીનાં ૫૦ વર્ષોનો ઇતિહાસ જોઇએ તો કન્યાકેળવણીએ કોઇ પણ રીતે પ્રગતિ કરેલી નથી. કુમારી કાર્પેન્ટર ૧૮૬૬માં મુંબાઇ આવ્યાં ત્યારે જો કે કલકત્તા, મુંબાઇ, પુના વગેરે કેટલાંએક શહેરોમાં કન્યાશાળાઓ સ્થપાઇ હતી, પરંતુ તેમની દશા શોચનીય હતી—બહુ જ થોડી સંખ્યામાં છોકરીઓ નિશાળે જતી અને બાર વર્ષ પહેલાં તેમને ઉઠાડી લેવામાં આવતી. આ બાબત તરફ કુ. કાર્પેન્ટરનું લક્ષ ખેંચાયું, તેથી તેમણે એ સ્થિતિ સુધારવાને સરકારને ખૂબ આગ્રહ કર્યો. સ્ત્રીકેળવણીની આ દેશમાં અવગણના થતી જોઇને તેમનું હૃદય બહુ જ ખિન્ન થયું. તે દૃઢતાપૂર્વક માનતાં હતાં કે ભારતવર્ષની સ્ત્રીઓ જ્યાં સુધી કેળવણી પામશે નહિ ત્યાં સુધી આ દેશ જગતના બીજા દેશો સાથે યોગ્ય સ્થાન કદી મેળવશે નહિ! જનસમાજમાં આ વિચાર ઠસાવવાને તેમણે ખરા અંતઃકરણપૂર્વક યત્ન કર્યો. એમના આ પ્રયાસને લીધે મુંબાઇ શહેરમાં ફિમેલ નોર્મલ સ્કૂલ સ્થપાઈ. પછીથી સરકારે સ્ત્રીકેળવણીને આગળ વધારવાના પ્રયાસ કરવા માંડ્યા. છતાં ૧૯૦૬–૭

સુધીમાં તેમાં સંગીન પ્રગતિ થઈ નથી, એમ તે વખતના આંકડાઓ જોતાં માલૂમ પડે છે. ૧૯૦૬–૭માં હિંદુસ્તાનમાં કુલે ૧૨૫૦૦ નિશાળો, અંગ્રેજી શાળાઓ અને કૉલેજો હતી. હિંદુસ્તાનનાં કુલ ગામડાં તથા શહેરોની સંખ્યા ૫૩૫૦૦૦ ગણતાં શાળાઓની સંખ્યા દર સો ગામે ૨⅓ જેટલી આવી ગણાય. (જુઓ સમાજસુધારાનું રેખાદર્શન પૃ. ૧૯૪) ૧૯૧૪–૧૫માં તે સંખ્યા ૧૯૫૦૦ની થઇ. આમાં મોટાભાગે પ્રાથમિક શાળાઓનો જ સમાવેશ થાય છે. માધ્યમિક અને ઉચ્ચ કેળવણીની સ્ત્રીસંસ્થાઓ તો નહિ જ જેવી કોઇક સ્થળે હતી.

આ સમય દરમિયાન ગુજરાતની સ્ત્રીકેળવણીની સ્થિતિ બહુ જ પછાત હતી. ગુજરાતમાં સ્ત્રીકેળવણીનો ફેલાવો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને આભારી છે. આ સોસાઇટી ૧૮૪૮માં સ્થપાઈ. તેણે ગુજરાતી સાહિત્ય અને ભાષાનો પ્રચાર કરવાનો મુખ્ય ઉદ્દેશ રાખ્યો હતો. તે સમયે અમદાવાદ અને બહારગામ ધૂળિયા નિશાળો ચાલતી. નવી પદ્ધતિની પણ કેટલીક પ્રાથમિક શાળાઓ સ્થપાઇ. સને ૧૮૪૯માં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ છોકરાઓ અને છોકરીઓ માટેની મિશ્ર શાળાનો વહીવટ લીધો. તે વખતે શરૂઆતમાં ૧ છોકરી માત્ર હતી, જ્યારે છોકરાઓની સંખ્યા ૪૭ હતી. વર્ષ આખરે છોકરીઓની સંખ્યા પાંચ થઇ. સને ૧૮૫૧માં પ્રસિદ્ધ થએલા 'અમદાવાદના ઇતિહાસ'માં છોકરીઓની સંખ્યા ૧૮ની થએલી જણાવાઈ છે. સન ૧૮૫૦માં સોસાઇટીની મારફત શેઠાણી હરકુંવરબાઈની છોકરીઓ માટેની નિશાળ ખુલ્લી મૂકવામાં આવી. આ પ્રથમ કન્યાશાળા હતી. ત્યાર પછી રા. બ. શેઠ મગનભાઈની કન્યાશાળા ખોલવામાં આવી, અને પછી ૧૮૯૨માં રણછોડલાલ છોટાલાલ કન્યાશાળા ખુલ્લી મૂકાઈ. ત્યાર પછી દિવાળીબાઈ કન્યાશાળા સ્થપાઈ. સરકાર તરફથી ફીમેઇલ ટ્રેઇનીંગ કૉલેજ ઉઘાડવામાં આવેલી. તેનાથી સ્ત્રીશિક્ષિકાઓ તૈયાર કરવામાં આવતી. પછી મ્યુનિસિપાલિટીએ અમદાવાદ શહેરમાં છોકરાઓની નિશાળો સાથે છોકરીઓની નિશાળો ઉઘાડી. આ પ્રમાણે ગુજરાતના જિલ્લાઓ તથા એજન્સીઓમાં પ્રાથમિક સ્ત્રીશિક્ષણને વેગ મળવા લાગ્યો. આમ છતાં ૧૯૨૧ની સાલમાં ગુજરાતમાં લખી વાંચી જાણતી સ્ત્રીઓની સંખ્યા દર હજારે નીચે પ્રમાણે હતી: જિલ્લાઓમાં ૪૨, પાલણપુર એજન્સીમાં ૮, મહીકાંઠામાં ૯, રેવાકાંઠામાં ૧૩, કાઠીઆવાડમાં ૩૬ અને વડોદરામાં ૪૦. વડોદરા રાજ્યે કેળવણીનો કાયદો પોતાના રાજ્યમાં ફરજીયાત કરેલો હોવાથી હવે ત્યાંની પ્રાથમિક કેળવણીમાં ખૂબ

પ્રગતિ થઈ છે. પ્રાથમિક કેળવણીની દિશામાં ગુજરાતે કંઈક કર્યું કહેવાય; જો કે સંતોષકારક તો નહિ. કારણ કે તાજેતર બહાર પડેલા મુંબાઇ સરકારના કેળવણીવિષયક રિપોર્ટમાં ઇલાકાની સ્ત્રીકેળવણી વિષે એમ કહેવામાં આવ્યું છે કે તેનું પ્રમાણ ફક્ત ૨.૯ જેટલું છે. પણ ૧૯૨૧ સુધીમાં માધ્યમિક શિક્ષણમાં તો નહિ જેવો જ પ્રયાસ હતો. સરકાર તરફથી અમદાવાદ શહેરમાં એક જ કન્યાશાળા હતી. તે સિવાય વડોદરા, ભાવનગર તથા ગોંડળના દેશી રાજાઓએ પોતપોતાનાં મુખ્ય શહેરોમાં એક એક કન્યાઓ માટેની હાઇસ્કૂલ ખોલી હતી. તે વખતના આંકડાઓ ઉપરથી આપણને જણાઇ આવે છે કે માધ્યમિક કેળવણી ઘણી જ પછાત હતી. દર દશ હજારે અમદાવાદ શહેરમાં ૨૭ સ્ત્રીઓ લખી વાંચી જાણતી હતી. સુરતમાં ૨૪, ભરુચમાં ૧૧, ખેડામાં ૫ અને પંચમહાલમાં ૪, કાઠીઆવાડમાં ૮. માધ્યમિક શિક્ષણની જ્યાં આ સ્થિતિ હોય તો ઉચ્ચ કેળવણીનું તો કહેવું જ શું? ગુજરાતનાં પ્રથમ ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરનાર બે બ્હેનો તે શ્રી વિદ્યાબ્હેન અને અ. સૌ. શારદાબ્હેન છે. ૧૯૦૧માં તેમણે બી.એ.ની પરીક્ષા પાસ કરી. તે પહેલાં કોઇ પણ બ્હેન ગુજરાતમાં ઉચ્ચ કેળવણી શું છે તે જાણતું નહોતું. ૧૯૨૧ સુધીમાં પણ ઉચ્ચ કેળવણી લઇને બહાર પડેલી બ્હેનોની સંખ્યા ફક્ત આંગળીના વેઢે ગણાય એવી છે. ઉચ્ચ કેળવણી તરફ જનતાનું દુર્લક્ષ હોવાનાં અનેક કારણો હતાં. એક તો સ્ત્રીઓને અપાતી કેળવણી તે પુરુષોની દૃષ્ટિએ યોજાએલી હતી. તેથી ઘણાં માબાપો પોતાની છોકરીઓને તે કેળવણી આપવા ઇચ્છતાં નહોતાં. બીજું છોકરાંઓને અપાતી કેળવણીમાં માતૃભાષા અને તેના સાહિત્યને સ્થાન નહોતું. વળી તે કેળવણીનો અભ્યાસક્રમ લાંબો અને અવ્યવહારૂ હતો. સ્ત્રીજીવનની દૃષ્ટિએ જ સ્ત્રીકેળવણીનો વિચાર તેમાં કરવામાં આવ્યો નહોતો. મુંબાઇ ઇલાકાના કેળવણીમાં નિષ્ણાત ગણાતા પંડિતોનું ધ્યાન આ દિશામાં ક્યારનું યે ખેંચાયું હતું. મુંબાઈ યુનિવર્સિટીમાં કેળવણી લેવા આવનાર કન્યાઓની સંખ્યા ઘણી જ અલ્પ જોઇને તથા તે કેળવણીને ખામીવાળી વિચારીને તેમને એમ લાગ્યું કે જો સ્ત્રીજીવનને સંસ્કારી અને ઉન્નત બનાવવું હોય તથા જ્ઞાનથી સમૃદ્ધ કરવું હોય તો જુદી જ જાતની કેળવણીની સંસ્થા હોવી જોઇએ, કે જે સંસ્થા પ્રચલિત સંસ્થાના અનુકરણરૂપ હોય નહિ. આ વિચારનો પ્રથમ પડઘો પ્રો. કર્વેએ ૧૯૧૫ના ડિસેમ્બરની તા. ૩૦મીએ ભરાયલી નૅશનલ સોશીઅલ કૉન્ફરન્સ વખતે પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં પાડ્યો. આ ભાષણ પૂર્વે કોઇ અજ્ઞાત મિત્રે તેમની ઉપર

'ટોકીઓની જાપાનની સ્ત્રીઓની વિદ્યાપીઠ' એ મથાળાવાળી પુસ્તિકા મોકલી હતી. તે પુસ્તિકા વાંચીને ત્યાંની વિદ્યાપીઠ જેવી વિદ્યાપીઠ આ દેશમાં સ્થાપવાની તેમની ઇચ્છા થઇ. જાપાનની સ્ત્રીઓની વિદ્યાપીઠની યોજના મી. Naruseને આભારી છે. સ્ત્રીકેળવણીનો ઉદ્દેશ સમજાવતાં તેઓ લખે છે:—

Our aim in establishing the Women's University is neither to copy the higher institutions for women in America and Europe nor to rival the Men's University courses in this country. What we aim at is so to frame our schedules of study is to suit the mental and physical conditions of women at present, and to gradually raise the standard in accordance with general progress.' મી. Naruse જે ઉદ્દેશથી જાપાનની સ્ત્રીકેળવણીની સ્થાપના થઇ તે જ ઉદ્દેશથી પ્રો. કર્વેના પ્રયાસથી ૧૯૧૬માં પૂનામાં એક સંસ્થા સ્થપાઇ. ૧૯૨૦માં સર વિઠ્ઠલદાસે રૂ. પંદર લાખની ઉદાર બક્ષિસ તેને જાહેર કરી, આથી આ વિદ્યાપીઠ દ્વારા માધ્યમિક અને ઉચ્ચ સ્ત્રીકેળવણીને વેગ મળવા લાગ્યો. ગુજરાતમાં ઉચ્ચ સ્ત્રીકેળવણી મંડળનો પ્રચાર થાય તે ઉદ્દેશથી ૧૯૨૦ના ઑગસ્ટ માસમાં ગુજરાત કેળવણી મંડળે ગુજરાત મહિલા પાઠશાળા સ્થાપી. ૧૯૨૧માં તેનો સંબંધ પૂનાના ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ સાથે જોડવામાં આવ્યો. આ પાઠશાળાનું કાર્ય બરાબર રીતે ચાલે તે માટે તા. ૧૩–૮–૨૨ના રોજ પ્રથમ જણાવ્યા પ્રમાણે ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળ સ્થપાયું. આ મંડળ સ્થપાયું ત્યારે અમદાવાદમાં ફક્ત એક જ માધ્યમિક શિક્ષણ માટેની સરકારી નિશાળ હતી. તે ઉપરાંત અ. સૌ. શારદાબ્હેનના પ્રયાસથી ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ સાથે સંબંધ ધરાવનાર મહિલા વિદ્યાલય હતું. હાલમાં તો મ્યુનિસિપાલિટીએ પણ એક શાળા ખોલી છે, તથા પ્રાથમિક કન્યાશાળાઓમાં અંગ્રેજીના વર્ગો દાખલ કર્યા છે. વડોદરા, સુરત, ભાવનગર, રાજકોટ વગેરે ગુજરાતનાં શહેરોમાં પણ સ્ત્રીઓ માટે માધ્યમિક નિશાળો ઉઘડી છે. તેમાં કેટલીક પૂનાના વિદ્યાપીઠ સાથે અને કેટલીક મુંબાઈ યુનિવર્સિટી સાથે સંબંધ ધરાવે છે. વડોદરામાં ઉચ્ચ શિક્ષણ માટેની પાઠશાળા પણ છે. પણ અમદાવાદના ગુજરાતી સ્ત્રી-કેળવણી મંડળે ગુજરાતી બ્હેનોની ઉચ્ચ કેળવણીની જરૂરિયાત પૂરી પાડવાને સા. ઉ. મહિલા પાઠશાળાને સ્થાપીને સ્ત્રીઓની ઉચ્ચ કેળવણીને ખરેખર ઘણું જ ઉત્તેજન આપ્યું છે.

આ ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળ સાથેનો શ્રી વિદ્યાબ્હેનનો સંબંધ ટૂંકમાં જોઇએ. જ્યારથી આ મંડળ સ્થપાયું ત્યારથી જ તેના કાર્યમાં ઉત્સાહપૂર્વક રસ શ્રી વિદ્યાબ્હેને લીધો છે. તેની કાર્યવાહકમાં સભ્ય તરીકે તેઓ હતાં એટલું જ નહિ પણ જવાબદારીભરેલા હોદ્દાઓ સ્વીકાર્યા છે. મંડળે તેમની કાર્યદક્ષતા જોઇને જે જવાબદારીભરેલા હોદ્દાઓ તેમને સોંપ્યા છે, તેમાં ખરેખર ડહાપણ જ કરેલું છે એમ કહેવું જોઇએ. નાખૂદો હોશિયાર ન હોય તો પવનની પ્રતિકૂળ ગતિને લીધે વહાણ ખરાબે ચઢીને ડૂબી જાય છે. તેમ જો કોઇપણ સંસ્થાનો નેતા કુશળ અને બાહોશ ન હોય તો, તે સંસ્થા સત્વર નાશ પામે છે. વહાણના કપ્તાનમાં જેટલી સમયસૂચકતા, ખંત, ધૈર્ય, અપ્રતિમ કાર્યશક્તિ, ગંભીરતા વગેરે ગુણોની અપેક્ષા રાખવામાં આવે છે તેટલી સંસ્થાના સંચાલકની બાબતમાં પણ રાખવામાં આવે છે. ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળના ઇતિહાસમાં લેડી વિદ્યાબ્હેનનો જ ઇતિહાસ મોટે ભાગે છે. જ્યારથી તેઓ આ સંસ્થાની સાથે જોડાયાં ત્યારથી તે સંસ્થાને પોતાની જ સંસ્થા માની લીધી અને ચિવટથી તેની સંભાળ રાખવા લાગ્યાં. સંસ્થાની આર્થિક મૂંઝવણોથી નહિ કંટાળતાં અવિરત પરિશ્રમે મુશ્કેલીઓમાંથી માર્ગ શોધ્યો અને તે સંસ્થાને પ્રગતિના પંથે ચઢાવવાને ભગીરથ પ્રયત્ન કર્યો. સને ૧૯૨૨થી ૧૯૩૦ સુધી મંત્રી તરીકે તેમણે કામ કર્યું. અને ૧૯૩૦–૩૧માં શ્રી શારદાબ્હેનની સાથે મંડળે તેમને ઉપપ્રમુખ નીમ્યાં. પછીથી ૧૯૩૨–૩૩ થી તેમને પ્રમુખપદમાં નિયુક્ત કરવામાં આવ્યાં છે. આ રીતે ક્રમશઃ મંત્રી, ઉપપ્રમુખ અને પ્રમુખ તરીકે મંડળની કાર્યવાહક સભામાં રહીને તેમણે સંસ્થાને ઘણી સેવા આપી છે અને હજુ આપે છે. ભાગ્યે જ સંસ્થાની મૂંઝવણનો કોઇ પ્રશ્ન એવો હોય કે જેનો તેઓ પોતાની ધીર પ્રકૃતિ, દૃઢ સંકલ્પ અને કુશળ બુદ્ધિથી નિવેડો ન કરી શકે. આ ઉપરાંત મહિલા પાઠશાળાના માનદ અધ્યાપક તરીકે પણ તેમણે કેટલાંક વર્ષો સુધી કામ કર્યું હતું. ૧૯૨૧–૨૨માં ગુજરાતીના અધ્યાપક તરીકે, ૧૯૨૨–૨૩ અને ૧૯૨૩–૨૪નાં વર્ષોમાં માનસશાસ્ત્ર અને બાલમાનસના અધ્યાપક તરીકે, ૧૯૨૪–૨૫માં અંગ્રેજીના અને ૧૯૨૫–૨૬ થી ૧૯૩૦–૩૧ સુધી પાછાં માનસશાસ્ત્રના અધ્યાપક તરીકે અખંડિત સેવા મહિલા પાઠશાળાને આપી છે. તે તેમને માટે જેટલો ગૌરવનો વિષય છે તેથી વધારે પાઠશાળાને માટે પણ છે. વિદ્યાબ્હેનની આ સેવાની સરખામણીમાં ભાગ્યે જ બીજા કોઇની સેવાને સરખાવી શકાય.

જેમ ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળ સાથે તેમનો સીધો સંબંધ મંડળની સ્થાપનાના

સમયથી ચાલતો આવે છે, તેમ પૂનાની વિદ્યાપીઠ સાથેનો પણ તેમનો સંબંધ ઘણાં વર્ષોથી છે. પૂનાની વિદ્યાપીઠ અને સર વિઠ્ઠલદાસ સાથે થએલા કરાર અન્વયે સર વિઠ્ઠલદાસના કુટુંબ તરફથી નિમાએલા પ્રતિનિધિઓ માટે પાંચ બેઠકો નિયત કરવામાં આવી હતી. આમાંની એક બેઠક મેળવવાનું માન સદ્‌ગત સર રમણભાઈએ મેળવ્યું હતું. તેમના અવસાન પછીથી તે બેઠક માટે લેડી ઠાકરસીએ લેડી વિદ્યાબ્હેનને પસંદ કરેલાં. સમયની તથા સંજોગોની પ્રતિકૂળતા છતાં, સ્ત્રીકેળવણી માંટેની તેમની ધગશને લીધે તે આમંત્રણ તેમણે સ્વીકાર્યું અને ૧૯૨૯–૩૦ની સેનેટમાં ઠાકરસી કુટુંબના પ્રતિનિધિ તરીકે ગયાં, અને ૧૯૩૧–૩૨ સુધી તે કુટુંબના પ્રતિનિધિ તરીકે ચાલુ રહ્યાં. ૧૯૩૨–૩૩થી ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળના સભ્ય તરીકે ફેલો તરીકે ચુંટાઈને ગયાં. યુનિવર્સિટીની સેનેટમાં જ્યારથી શ્રી વિદ્યાબ્હેને પ્રવેશ કર્યો ત્યારથી તેમની વ્યવહારકુશળતા અને મિલનસાર સ્વભાવને લીધે સભ્યોનો એટલો બધો વિશ્વાસ સંપાદન કર્યો કે શ્રી શારદાબ્હેનની માફક તેમની પણ પ્રતિવર્ષે સેનેટ તરફથી સીન્ડીકેટ માટે તેમની ચૂંટણી બીનહરીફ થતી. હજુ પણ તેમણે પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખી છે. યુનિવર્સિટીએ સંગીતના બોર્ડ ઑફ સ્ટડીના સભ્ય તરીકે પણ તેમને ચૂંટયાં છે. સેનેટ અને સીન્ડીકેટની બેઠકોમાં કેટલાક અગત્યના પ્રશ્નોની ચર્ચામાં તેમણે તથા શારદાબ્હેને આગળ પડતો ભાગ લીધેલો. વર્નાક્યુલર ડીપ્લોમાની યોજનાને ફતેહમંદ પાર પડાવવામાં શ્રી વિદ્યાબ્હેન અને અ. સૌ. શારદાબ્હેનનો મુખ્ય ફાળો છે. તેમણે હતાશ નહિ થતાં વારંવાર એ પ્રશ્નને સેનેટમાં ચર્ચ્યો અને છેવટે બહુમતિથી તેને પસાર કરાવ્યો. સંગીતના અભ્યાસક્રમમાં મૌખિકની સાથે વાદ્ય ઉપર પણ વિદ્યાર્થિનીઓનો કાબૂ હોવો જોઈએ એ સિદ્ધાંત શ્રી વિદ્યાબ્હેને એવી સરસ રીતે રજૂ કરેલો કે જેથી નવા અભ્યાસક્રમમાં તેમની સૂચનાનુસાર વાદ્ય સંગીતને પણ સ્થાન મળ્યું. આ ઉપરાંત બીજા ઘણા ઠરાવોની ચર્ચામાં તેમણે અગ્રભાગ લીધેલો. વળી વિદ્યાપીઠની જુદી જુદી પરીક્ષાઓમાં ગુજરાતીના પરીક્ષક તરીકે પણ નીમાતાં. આ રીતે તેમણે વિદ્યાપીઠની અનેક રીતે સેવા કરી છે. શ્રી. વિદ્યાબ્હેન તથા શ્રી. શારદાબ્હેન વિદ્યાપીઠની સેનેટની બેઠકમાં જાય કે સીન્ડીકેટની બેઠકમાં જાય પણ તેઓ ગુજરાતી બ્હેનોનું હિત કદી પણ ભૂલતાં નહિ. પોતે ગુજરાતની સેવા કરવાને માટે જ આવે છે, તે એમની મુખમુદ્રા ઉપરથી સહેજે જણાઈ આવતું. ગુજરાત મહિલા પાઠશાળા તો પોતાની જ છે એટલે તેનું હિત એમને હૈયે હોય તે તો સ્વાભાવિક છે. પણ ગુજરાતની બીજી બધી સંસ્થાઓના



વિદ્યાબહેન · સને ૧૯૦૨માં ગ્રૅજ્યુએટ થયાં ત્યારે

હિતની દૃષ્ટિએ જ દરેક ઠરાવ તરફ જોતાં.

ગુજરાત મહિલા પાઠશાળા તરફ તેમણે માતાના પ્રેમથી હમેશાં જોયું છે અને જોતાં આવે છે. પાઠશાળાનાં વાર્ષિક પરિણામ જ્યારે જણાવાનાં હોય ત્યારે પણ સૌથી પહેલાં તે જાણવાને માટે જિજ્ઞાસા ધરાવતાં. જો પાઠશાળાનું પરિણામ સારું આવે, અગર કોઇ વિદ્યાર્થિની ઇનામ મેળવે તો જાણે પોતાની જ પુત્રીઓના વિજયથી તેમને આનંદ થાય એટલો આનંદ થતો અને થાય છે. એક રીતે કહીએ તો મહિલા પાઠશાળાની પ્રગતિ શ્રી વિદ્યાબ્હેનની તે માટેની ચીવટ અને કાળજીને આભારી છે. હમણાં જ મે મહિનાની તા. ૧૪ મીએ જ્યારે પૂનામાં સિન્ડીકેટની મિટીંગ ભરાઇ ત્યારે શ્રી વિદ્યાબ્હેન ત્યાં હાજર હતાં. બીજે દિવસે વિદ્યાર્થિનીઓની પરીક્ષાનું પરિણામ બહાર પડેલું હતું. તે વખતે સાંજના સમયે પોતે, જાતે આંખથી બરાબર જોઈ શકાતું નહોતું છતાં યુનિવર્સિટીની નોટીસ બોર્ડ આગળ ઊભાં રહીને પસાર થનાર વિદ્યાર્થિનીઓનાં નામ, એક પછી એક, વાંચતાં અને મહિલા પાઠશાળાનાં વિદ્યાર્થિનીઓ કયાં કયાં તેમાં પાસ થયાં હતાં તે પૂછતાં. જ્યારે એમાંનાં કોઇ વિદ્યાર્થિની આગળ નંબરે પાસ થયું હોય તો તેમનું હૃદય ઘણું જ આનંદમગ્ન થતું. કેટલો બધો સંસ્થા માટેનો પ્રેમ! ખરેખર આવી પ્રેમાળ વૃત્તિ થોડામાં જ હોય છે. યુનિવર્સિટીના બજેટની ચર્ચા વખતે પણ ગુજરાત મહિલા પાઠશાળા અને ગુજરાતની અન્ય સંસ્થાઓને અન્યાય ન થાય તે માટેની શ્રી વિદ્યાબ્હેન તથા સૌ. શારદાબ્હેનની લડત સારી પેઠે જાણીતી છે. કેટલીક વખત વિરોધ તીવ્ર બનતો હોય તો શ્રી વિદ્યાબ્હેનની હાજરી અને તેમની વ્યવહારકુશળતાને લીધે તે શાંત થઇ જતો અને છેવટે ગુજરાતની સંસ્થાઓને ન્યાય મળતો. શ્રી વિદ્યાબ્હેનનું વ્યક્તિત્વ જ એવા પ્રકારનું છે કે અન્ય પ્રાન્તના માણસો એમના પરિચયમાં આવતાં એકદમ તેમના તરફ આકર્ષાય છે અને તેમના ગુણના પૂજક બને છે. આવી વ્યક્તિ ગુજરાતમાં હોવા માટે ગુજરાતે ખરેખર મગરૂર થવું જોઇએ. શ્રી વિદ્યાબ્હેનનો મણિમહોત્સવ ઉજવવાનો પ્રસંગ ગુજરાતને આંગણે આજે મળ્યો છે, તે માટે હું પરમાત્માનો આભાર માનું છું. શ્રી વિદ્યાબ્હેનને વધુ આરોગ્ય અને દીર્ઘાયુષ્ય પરમાત્મા અર્પો એવી હું નમ્ર પ્રાર્થના આ પ્રસંગે કરૂં છું.

હજુ ગુજરાતને તેમની સેવાઓની ઘણી જરૂર છે. ઉચ્ચ સ્ત્રી કેળવણીરૂપી યજ્ઞનો આરંભ ગુજરાતમાં હમણાં જ થયો છે. તે યજ્ઞના યજમાન અને હોતા એમ ઉભયરૂપે

તેમણે આવશ્યક અર્ઘ્ય અને આહુતિઓ આપી છે, અને તેના ઝળાંઝળાં પ્રકાશનાં છે. તે યજ્ઞને લાંબા સમય સુધી ચાલુ રાખવાને શ્રી વિદ્યાબહેનની પ્રેરણાની જરૂર છે. પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય અર્પીને તેમની આ દિશાની સેવાને અમર બનાવો!

अध्वन्यध्वनि तरवः पथि पथि पथिकैरास्यते छाया ।
विरलःस कोऽपि विटपी यमध्वगो गृहगतः स्मरति ॥

માર્ગેમાર્ગે વૃક્ષો ઘણાં હોય છે, પણ મુસાફર ઘેર ગયા પછી પણ જે વૃક્ષને સંભારે એવું વૃક્ષ તો વનમાં એકાદ જ જવલ્લે મળી આવે. ગુર્જરીના ઉપવનમાં સુભાગ્યે કેટલાંક વૃક્ષો છે, તેમાંનાં એક લેડી વિદ્યાગૌરી છે એમ કહેવું એમાં અતિશયોક્તિ નથી.

# પાછલાં સાઠ વર્ષમાં વિધવા-વિવાહની પ્રગતિ



**ગટુલાલ ગો. ધ્રુવ**

છેલ્લાં સાઠ વર્ષ દરમિયાન વિધવાવિવાહના પ્રશ્ન તરફ આપણા સમાજની વૃત્તિમાં કેટલો અને કેવો ફેરફાર થયો છે અને એ દિશામાં કેટલું કાર્ય થયું છે તેની માહિતી આપવાનો આ લેખનો હેતુ છે.

હિન્દુસ્તાન સિવાય–અને તેમાં પણ ઊંચી ગણાતી જાતિઓ સિવાય—વિધવાવિવાહ પ્રતિબંધ દુનિયાની કોઈ પ્રજામાં નથી. પુરુષ પોતાની પત્નીના મૃત્યુ પછી ફરી લગ્ન કરે છે, તેજ મુજબ સ્ત્રી પણ પોતાના પતિના મૃત્યુ પછી લગ્ન કરે છે. સામાન્યરીતે ફરી પરણનાર સ્ત્રીઓની સંખ્યા ઓછી હોય છે, કારણ કે પુરુષને ગૃહવ્યવહાર ચલાવવા માટે સંતાનોના ઉછેરને માટે અને એવાં બીજા કારણો માટે ફરી લગ્ન કરવાની જરૂર વધારે પડે છે. નોકરીધંધાને અર્થે પુરુષને ઘર બહાર વિશેષ રહેવાની જરૂર પડે છે, તેથી ઘરની વ્યવસ્થા જાળવવા, પોતાની ઘરસંબંધીની દરરોજની જરૂરીઆતો પૂરી પાડવા, તેમજ બાળકોની સંભાળ રાખવા માટે પુરુષને ફરી પરણવાની જરૂર સ્ત્રી કરતાં વધારે પડે છે એ ખરૂં છે, અને તેથી જ દરેક દેશમાં વિધવા કરતાં વિધુરોનાં લગ્નો વધારે પ્રમાણમાં થાય છે. પરંતુ આપણા દેશની "ઊંચી" જ્ઞાતિઓ સિવાય વિધવા લગ્નનો પ્રતિબંધ, તેમજ ફરી લગ્ન કરનાર વિધવા પ્રત્યે તિરસ્કારની વૃત્તિ બીજા કોઈ દેશમાં જોવામાં આવતી નથી.

આપણા દેશમાં, જ્યાં નાનાં નાનાં બાળકોને માબાપ અગર વડીલો પોતાની ઇચ્છા અને સગવડ અનુસાર પરણાવી દે છે; જ્યાં ગુણ, વય અને સ્વભાવનાં અસંખ્ય કજોડાં જોવામાં આવે છે, ત્યાં પુરુષના મૃત્યુ પછી, કુમળી વયે વિધવા થયેલી બાળા, પોતાની સમજણની વયે પહોંચતાં પોતાની ઇચ્છાનુસાર ફરી લગ્ન કરે એ બહુ જ સ્વાભાવિક અને સાધારણ બનાવ ગણાવો જોઇએ એમ સાદી સમજથી વિચાર કરતાં તો લાગે છે.

છતાં વસ્તુસ્થિતિ તો એવી છે કે ઉપર ગણાવ્યા તે બધા સંજોગો છતાં એવી કોઈ વિધવા ફરી પરણે છે તો સમાજમાં હાહાકાર થઈ રહે છે, સમાજ તેને બંડખોર ગણી તેનો બહિષ્કાર કરે છે અને અનેક રીતે તેને કષ્ટ આપે છે.

આના કારણ વિષે વિચાર કરતાં એમ જણાય છે કે સમાજમાં વિધવા લગ્નનો કોઈ રાષ્ટ્રીય કે સામાજિક કારણસર પ્રતિબંધ થયા પછી એ પ્રતિબંધ તોડનાર પ્રત્યે, અનેક સદીઓના રૂઢ થયેલા સંસ્કારને બળે સમાજને ઘૃણા ઉત્પન્ન થાય છે. જે સમાજ સાઠ સિત્તેર વર્ષના વૃદ્ધ પુરુષનું ચૌદ પંદર વર્ષની કુમળી બાળા સાથેનું લગ્ન કાંઈપણ ક્ષોભ વિના ચલાવી લે છે, તે આઠ વર્ષની વયે વિધવા થયેલી બાળકીના સત્તર વર્ષની વયે ફરી થયેલા લગ્નથી શાથી ભડકે છે તે સમજવું બહુ મુસ્કેલ છે. સમાજનો થતા આઘાતનો આધાર ઘણી વખતે બનાવોની વિચિત્રતા, તેનાં દૂરગામી પરિણામો, સમાજના બંધારણને હાનિ કે નૈતિક ધોરણોની શિથિલતા ઉપર રહેતો નથી, પણ કેવળ પ્રણાલિકાભંગ ન સહન થવાને કારણે જ એવો આઘાત થાય છે એ સંઘમાનસ (mass psychology) નો વિચિત્ર નિયમ છે.

આપણા દેશમાં સમયના ફેરફાર અનુસાર વિધવા લગ્નનો પ્રચાર વધતો જશે તેમ-તેમ સમાજનો તે પ્રત્યેનો વિરોધ ઓછો થતો જશે અને કાલક્રમે વિધવા લગ્ન પ્રત્યે સમાજને કેવળ ઉદાસીન વૃત્તિ ઉત્પન્ન થઈ એવાં લગ્ન બીજાં સામાન્ય લગ્નો જેવાં જ ગણાશે એ નિ:સંદેહ છે.

અત્યારે શાળા પાઠશાળામાં ભણતાં યુવકયુવતીઓને વિધવાનું લગ્ન એ બહુ જ સ્વાભાવિક બનતો બનાવ તો જરૂર લાગે છે, પરંતુ સમાજનો તેના પ્રત્યેનો વિરોધ તેઓ સમજી શકતાં નથી, તેમજ પચાસ કે પચીસ વર્ષ ઉપર એવાં લગ્ન કરનારને ભોગવવાં પડતાં કષ્ટો અને મુસ્કેલીઓનો તેમને ખ્યાલ પણ આવી શકતો નથી, અને એવાં લગ્ન કરનારને મદદ આપવાનું કારણ પણ તેમનાથી સમજી શકાતું નથી. ખરી રીતે જોતાં એવાં લગ્નને મદદ આપવું જ ન જોઇએ. સ્ત્રી પુરુષો પોતે પોતાના સ્વાર્થ અને હિતને અર્થે ઇચ્છાનુસાર લગ્ન કરે તેમાં સમાજને કાંઈ લેવાદેવા ન હોવી જોઇએ. રોગી કે નબળાં બાળકો ઉત્પન્ન ન થતાં હોય, સમાજે ઠરાવેલા નીતિના નિયમોનો ભંગ ન થતો હોય અને સાર્વજનિક હિત અને સ્વાસ્થ્યને હાનિ ન થતી હોય એવાં કોઈપણ લગ્નપ્રત્યે સમાજને વિરોધ બતાવવાનું કે લક્ષ આપવાનું પણ કાંઈ કારણ નથી. એટલે ફરી લગ્ન કરનાર વિધવા પ્રત્યે, ફરી

લગ્ન કરનાર વિધુર કરતાં સમાજનું કોઈપણ રીતે વધારે ધ્યાન ખેંચવાની જરૂર તો જણાતી નથી. અને આવી જ સ્થિતિ, હાલની પ્રગતિ જોતાં આપણા દેશમાં પચીસ વર્ષમાં જરૂર આવશે.

સમાજમાં વિધવા સ્ત્રીઓને પડતાં અનેક કષ્ટો, કુટુંબમાં તેમની નિરાધાર અને અસહાય જેવી સ્થિતિ, આર્થિક પરતંત્રતા, જીવનના આનંદ અને રસનો સર્વથા નાશ, વિના વાંકે કુટુંબમાં અને સગાંસંબંધીમાં હલકી અવગણના, શારીરિક અને માનસિક કષ્ટો તેમજ સ્વાભાવિક વૃત્તિઓનો બળાત્કારે નિરોધ કરવાના વ્યર્થ પ્રયત્નને પરિણામે અનાચાર અને નૈતિક અધઃપતન—વગેરે પ્રત્યે સમાજના આગેવાનોની દૃષ્ટિ લગભગ એંશી વર્ષ ઉપર જવા માંડી હતી. પરિણામે બંગાળામાં પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરના અથાગ પરિશ્રમને અંતે સને ૧૮૫૬ની પચીસમી જુલાઈએ લૉર્ડ કેનિંગની કારકીર્દીમાં વિધવા વિવાહનો કાયદો ઘડવામાં આવ્યો.

આપણા દેશમાં વિધવાને પોતાના પતિના શબની સાથે બળી મરવાનો રિવાજ હતો. આ કૃત્ય વિધવાની સ્વેચ્છાનુસાર ન રહેતાં કુટુંબની પ્રતિષ્ઠાના પરિણામરૂપ ગણાવા લાગવાને લીધે સર્વવ્યાપક થઈ ગયું અને અસંખ્ય વિધવાઓને—ખાસ કરીને બંગાળામાં—તેમની ઈચ્છાવિરુદ્ધ તેમને અફીણનું કસુંબો કરી તેમના પતિની ચિતામાં બળાત્કારે હોમી દેવામાં આવવા લાગી. આ અમાનુષ રૂઢિને અટકાવવા કલકત્તામાં રાજા રામમોહનરાયે સને ૧૮૨૯માં લૉર્ડ વિલિયમ બેન્ટિન્કના વખતમાં કાયદો કરાવી એ કામને ગુન્હા જેવું ગણાવ્યું અને ત્યારથી સતી થવાનો રિવાજ બંધ પડ્યો. આ હકીકત હિંદુસ્તાનનો ઇતિહાસ શીખનાર પ્રત્યેક બાળક જાણે છે. પરંતુ પતિના શબ સાથે બળી જઈ પોતાની જિંદગીનો અંત આણનાર વિધવા કરતાં પણ જીવનપર્યંત અનેક પ્રકારના વિવિધ દુઃખ [illegible] પાછળની વિધવાનાં કષ્ટોનો તો અંત આવ્યો નહિ. વિધવાને ફરી પરણવાની રજા, શાસ્ત્ર, સમાજ અને સરકારના પ્રમાણભૂત ગણાતાં શાસ્ત્રનાં પ્રમાણોને અનુસરીને [illegible] કરવાની આવશ્યકતા [illegible] તો પણ તે તેમ કરી શકે નહિ [illegible] [illegible] સંતાન [illegible] અને [illegible] થઈ જાય. આ [illegible] કાયદો [illegible] કરવામાં [illegible]

આપણા સમાજમાં પ્રચલિત [illegible]

રાજ્યકર્તાને કાયદો ઘડવો પડે એ દુર્ભાગ્યની વાત તો છે જ, પરંતુ જે રિવાજથી સમાજના એક નિર્દોષ અંગને વિના વાંકે અતિશય સંતાપ અને દુઃખ ભોગવ્યા જ કરવું પડતું હોય અને જે રિવાજને સ્વાર્થ, અજ્ઞાન, અંધશ્રદ્ધા અગર સમાજના કલ્યાણની ભૂલભરેલી પણ અંતઃકરણની સાચી માન્યતાને કારણે દૂર કરવાનું બીજી કોઈ રીતે શક્ય જ ન હોય તેને કાયદાની મદદથી બંધ કરાવવા સિવાય બીજો ઉપાય જ નથી

આવા પ્રકારનો કાયદો બીજા દેશમાં કરાવવાનો હોય તો વિધવાની દયાજનક સ્થિતિ અને તેને થતા અન્યાય તેમજ લગ્નના પ્રતિબંધથી થતા ભયંકર અત્યાચારો અને નીતિભ્રષ્ટતા તરફ ધ્યાન ખેંચવામાં આવે અને સમાજને તેમજ રાજ્ય કરનારને તેની વાસ્તવિકતા જણાતાં કાયદો કરવામાં આવે. પરંતુ આપણા દેશમાં એ પદ્ધતિ ચાલી શકે નહિ. “આપણી દીન દુઃખી વિધવા બ્હેનો માટે મને અતિશય લાગણી તો જરૂર થાય છે જ: પરંતુ તેટલા જ કારણથી એ ક્રૂર રિવાજ દૂર કરવાનો કાયદો કરાવવાનું હું માથે ન લઉં. મેં મારી કલમ આ દિશામાં પ્રચાર કાર્ય અર્થે એટલા માટે વાપરવાનું માથે લીધું છે કે આપણા પવિત્ર શાસ્ત્રગ્રન્થોમાં વિધવા પુનર્વિવાહની સંમતિ સ્પષ્ટ શબ્દોમાં બતાવી છે.” આ પંડિત ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરના ઉદ્‌ગાર છે. અર્થાત્ કોઇ રિવાજ ગમે તેટલો અનિષ્ટ હોય, તેને પરિણામે અનેક પ્રકારની શારીરિક અને માનસિક વ્યથા ભોગવવી પડતી હોય, નીતિનો ધ્વંસ પણ થતો હોય છતાં તે દૂર કરવા માટે શાસ્ત્રોનાં પ્રમાણનું સમર્થન ન મળે ત્યાંસુધી તે દૂર કરાવવાનો પ્રયત્ન કરાય નહિ એવી આપણી મનોદશા હતી અને હજી પણ એવી જ મનોદશા ઘણે અંશે છે.

લગ્ન એ સમાજ માટે અત્યન્ત આવશ્યક છે અને તેની સામાજિક દૃષ્ટિથી, સર્વસામાન્ય હિતની અને સમાજનાં સ્વાસ્થ્ય અને ઉન્નત અવસ્થાની દૃષ્ટિએ યોજના થવી જોઇએ એ સત્ય છે, છતાં તે સામાજિક બંધન–સમાજને ટકાવી રાખવા માટેની સામાજિક સંસ્થા છે તેને ધર્મના સનાતન, શાશ્વત નિયમો જેટલું મહત્ત્વ આપવાને લીધે આપણી ઉપર જણાવી તેવી મનોવૃત્તિ થએલી છે.

પંડિત ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરની વિદ્વત્તા અને ધર્મશ્રદ્ધા વિષે બેમત હતા નહિ. બનારસના સંસ્કૃત વિદ્યાલયના તે મુખ્ય અધ્યાપક હતા. અત્યંત ધર્મિષ્ઠ, શ્રદ્ધાવાન બ્રાહ્મણ હતા એટલે તેમણે બહુ અભ્યાસ કરીને શાસ્ત્રમાં અમુક પ્રમાણો બતાવી સાબિત કર્યું કે વિધવાના લગ્ન માટે શાસ્ત્રની સંમતિ છે. આ પ્રમાણોને બળે તેમણે વિધવાલગ્ન કાયદેસર કરાવવાનો આગ્રહ

પ્રયત્ન કર્યો. પરિણામે વિધવાલગ્ન કાયદેસર ઠરાવવાનો કાયદો થયો. જૂના વિચારના ધર્મધુરંધરો તરફથી પ્રબળ વિરોધ કરવામાં આવ્યો, પરંતુ તે વખતના રાજ્યકર્તા અંગ્રેજ અધિકારીઓ હાલના કરતાં વિશેષ હિંમતવાળા, વધારે શુદ્ધ નિષ્ઠાવાળા અને વિશાળ હૃદયના હોવાથી એ કાયદો પસાર થયો. એ કાયદાનું બિલ દાખલ કરનાર મિ. ગ્રેનું નામ હિંદુસ્તાનની સામાજિક પ્રગતિના ઇતિહાસમાં અમર થઈ ગયું છે.

પરંતુ આ કાયદો માત્ર અનુમતિદર્શક (permissive) છે. અર્થાત્ જ્ઞાતિનો ત્રાસ, બહિષ્કાર, લોકનિંદા, પતિની માલમિલ્કતનો સર્વ હક્ક છોડી દેવાની તૈયારી વગેરે સહન કરવા જે વિધવા તૈયાર હોય તે જ તેવાં લગ્ન કરવાની હિંમત કરી શકે એવી વસ્તુ-સ્થિતિ છે. આ કાયદાથી અલબત્ત વિધવાને લગ્ન કરવાનો પ્રતિબંધ દૂર થયો છે, પરંતુ ઉપર જણાવ્યું તેવી અનેક પ્રકારની મુસીબતો વેઠવા તત્પર કેટલી ઓછી વિધવાઓ થઇ શકે? અને એ જ કારણથી કાયદો થયો ત્યારથી અત્યાર સુધીમાં, એટલે લગભગ એંશી વર્ષ થયા છતાં વિધવાવિવાહની સંખ્યા પ્રમાણમાં બહુ જ જૂજ છે.

આ કાયદામાં સુધારો કરી પોતાના ગત પતિની મિલ્કતના સંપૂર્ણ ભોગવટાનો જે હક સામાન્યરીતે વિધવાઓને હોય છે તે મિલ્કતનો ભોગવટો, જ્ઞાતિના ત્રાસનો અટકાવ અને બીજી કેટલીક સરળતા કાયદાની સહાયતાથી કરી આપવાનો પ્રયત્ન સ્વર્ગસ્થ બહેરામજી મલબારીએ વર્ષો સુધી કર્યા કર્યો હતો. સ્વ. મલબારીના હિંદુસમાજ સુધારા માટેના પ્રયત્નોની કદર હાલની પ્રજામાં પ્રમાણમાં બહુ જ ઓછી થઇ ગઇ છે. પોતે હિંદુ ન હોવા છતાં આપણા સમાજના અનિષ્ટ અને ક્રૂર રિવાજોથી તેમનું અંતઃકરણ અત્યંત દ્રવિત થતું હતું અને કલમના બળે અને અધિકારીઓમાં પુષ્કળ લાગવગને કારણે તેમણે જીવનપર્યંત સમાજના અનિષ્ટ રિવાજો દૂર કરવાનો—ઘણી વખત તો એકલે હાથે કેળવાએલા વર્ગનાં ઉપહાસ, અવરોધ અને નિંદા વેઠીને પણ—ભગીરથ પ્રયત્નો કર્યા છે. અને 'સંમતિવયનો કાયદો' એમના જ શુભ પ્રયાસનું પરિણામ છે. આપણી ઉગતી પ્રજાને સ્વ. મલબારીના જાહેર જીવનનો પરિચય દુર્ભાગ્યે બહુ જ ઓછો છે અને તેથી તેમનાં કાર્યોની કદર આજે નહિ જેવી જ થાય છે. સ્વ. મલબારીનો વિધવાવિવાહના કાયદામાં સુધારો કરવાનો પ્રયત્ન ફળીભૂત થયો નથી. પરંતુ ભવિષ્યમાં—અત્યારે ઉગતી પ્રજાની એ વિષયમાં મનોવૃત્તિ જોતાં—એવા કાયદાની જરૂર પણ ન પડે એ બનવા જોગ છે.

શાસ્ત્રની સંમતિએ હવે આવશ્યક મનાતું બંધ થવા માંડ્યું છે, અને ભવિષ્યની

પ્રજામાં વિધવાવિવાહ પ્રત્યેનો અવરોધ ઓછો થશે એટલું જ નહિ, પરંતુ બીજા સામાન્ય વિવાહ જેવું જ એ એક સામાન્ય કાર્ય ગણાશે. સમાજની આવી મનોદશા થવામાં અનેક કારણો સહાયભૂત થયાં છે. પરંતુ શ્રી ગાંધીજીના એ પ્રશ્ન પરત્વેના વિચાર અને ઉદ્‌ગાર તેમજ એ પ્રશ્ન બાબતની એમની સ્પષ્ટ માન્યતાથી સમાજની ઉછરતી પ્રજાની મનોવૃત્તિ બદલવામાં અતિશય મહત્ત્વની સહાયતા મળી છે એ નિર્વિવાદ છે.

છતાં આ પ્રશ્નમાં એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે. વિધવાનું લગ્ન એ નછૂટકે ગ્રહણ કરવા જેવો માર્ગ—અનીતિને માર્ગે જવા કરતાં સારૂં—નિરૂપાયે ગ્રહણ કરવાનો માર્ગ—એવી કાંઇક માન્યતા હજી પ્રચલિત છે. 'દેહલગ્નની વિધવા અને સ્નેહલગ્નની વિધવા' જેવા શબ્દો સમજ્યે વગર સમજ્યે વપરાય છે અને શ્રી ન્હાનાલાલ કવિએ પ્રચલિત કરેલાં અનેક અર્ધસત્યોમાંનું એક અર્ધસત્ય 'દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું સુખ નથી, સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી;' હજી સમાજમાં માનનારો વર્ગ મોટા પ્રમાણમાં છે. કોઇપણ વ્યક્તિને—સ્ત્રીને કે પુરુષને લગ્ન કરવું કે ન કરવું એ એની અંગત વ્યક્તિગત સ્વતંત્રતાનો પ્રશ્ન છે અને તેટલો જ વ્યક્તિગત સ્વતંત્રતાનો પ્રશ્ન વિધવાને લગ્ન કરવાનો હોવો જોઇએ. પ્રથમ લગ્ન કરનાર પુરુષ 'દેહલગ્ન' કે 'સ્નેહલગ્ન' જે કરતો હોય તે જ મુજબ વિધવા પણ લગ્ન કરી શકે છે; પત્નીના અવસાન પછી ફરીથી લગ્ન કરનાર પતિ 'સ્નેહલગ્ન'નો હોય તો તે 'પાપ' કરનાર ગણાતો હોય, તો જ 'સ્નેહલગ્ન'ની વિધવાને માટે પુનર્લગ્ન એ પાપ ગણાય. આપણા દેશમાં તો લાખ્ખો વિધવાઓનું પ્રથમ લગ્ન સ્નેહ-લગ્ન યે નથી હોતું અને દેહલગ્ન પણ નથી હોતું, એટલે તેનું સમજણની વયે થએલું લગ્નજ ખરૂં લગ્ન જણાય. આવી વસ્તુસ્થિતિમાં સ્નેહલગ્નની વિધવા અને દેહલગ્નની વિધવા એ શબ્દોની રમત માત્ર છે. વિધવાનું લગ્ન એ સોમાં પંચાણું વિધવા માટે સમાજના આપણા હાલના સંજોગોમાં સૌથી યોગ્ય, સ્વાભાવિક અને સર્વસામાન્ય હિતનું કાર્ય છે એવી માન્યતા પ્રચલિત થવાની જરૂર છે. એને મહત્ત્વ આપવાની પણ જરૂર નથી તેમ તેની પ્રત્યે ઉન્નત ભાવનાશીલતાનો કે મુરબ્બીપણાનો ડોળ કરી પરાણે સંમતિની વૃત્તિ બતાવવાની જરૂર નથી; પરંતુ બીજાં બધાં લગ્નો પ્રત્યે જેવી વૃત્તિ રાખવામાં આવે તેવી જ વૃત્તિ તેની પ્રત્યે દર્શાવવાની જરૂર છે. સમાજમાં આ વૃત્તિ કેળવવાનો પ્રયત્ન થવો જોઇએ.

બંગાળામાં જેમ પંડિત ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરે વિધવાવિવાહ માટે શાસ્ત્રની સંમતિનાં પ્રમાણ શોધી તે પ્રગટ કર્યાં તેજ મુજબ દક્ષિણમાં પંડિત વિષ્ણુ પરશરામ શાસ્ત્રીએ

અથાગ પ્રયત્ન કર્યો હતો. વિષ્ણુ શાસ્ત્રીએ તો પોતે જાતે વિધવા સાથે લગ્ન કરી પોતાની માન્યતાનો વ્યવહારમાં અમલ કરી બતાવવાની હિંમત કરી બતાવી. એ વિષ્ણુ શાસ્ત્રીની યાદગીરી માટે આપણા શહેરમાં એક ફંડ કરવામાં આવ્યું હતું. તેની વ્યવસ્થા કરવા માટે અમદાવાદના આગેવાન શહેરીઓની એક સભા તા. ૭ મી મે ૧૮૭૮ ને દિવસે ટ્રેનિંગ કૉલેજના મકાનમાં ભરવામાં આવી હતી. આ સભાનું પ્રમુખસ્થાન સ્વ. રા. બ. ભોળાનાથ સારાભાઈને આપવામાં આવ્યું હતું. આ અગાઉ બારચૌદ વર્ષ ઉપર શ્રી સત્યેન્દ્રનાથ ટાગોર, રા.બ. ગોપાળરાવ હરિ દેશમુખ, જગજીવનદાસ, રા.સા. મહીપતરામ વગેરેના પ્રયાસથી બાળવિધવાના લગ્નને ઉત્તેજન આપવા માટે એક સભા સ્થાપન થઈ હતી, પરંતુ તે પ્રયત્ન મંદ પડી ગયો હતો અને તેને ફરીથી જાગ્રત કરવાના હેતુથી આ સભા બોલાવવામાં આવી હતી. આ સભામાં ચર્ચવાના વિષયોમાં લગ્નવિચ્છેદ માટેના કાયદાનો વિચાર, વિધવાના પ્રથમ લગ્નનાં સંતાનોની વ્યવસ્થા વિશેનો વિચાર તથા આન્તરજ્ઞાતિય લગ્નો સંબંધી વિચારના પ્રશ્નોનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો. પરંતુ તે દિવસે આ બધા પ્રશ્નોનો વિચાર ન કરતાં "વિધવા પુનર્વિવાહ ઉત્તેજક મંડળી"ની સ્થાપના કરવામાં આવી. આ સભામાં પુનર્લગ્ન કરવા ઇચ્છતા નવ પુરુષોની અરજીઓ રજુ કરવામાં આવી હતી. માત્ર એક રૂપીઓ આપનારને આજીવન સભાસદ ગણવાનો સભામાં ઠરાવ કરવામાં આવ્યો, અને પુનર્લગ્ન કરવા ઇચ્છતાં સ્ત્રીપુરુષોની બહુ ચોકસાઈથી તપાસ કર્યા પછી જ સભા તરફથી લગ્ન કરાવવાની વ્યવસ્થા કરી આપવાનું ઠરાવવામાં આવ્યું, નવ વર્ષની વયે વિધવા થએલી એક બાઈએ પચીસ વર્ષની વયે એક ગૃહસ્થ સાથે પાંચ વર્ષ સુધી સંબંધ માંડ્યા પછી તેની સાથે વિધિપુરઃસર લગ્ન કરવાની ઇચ્છા જણાવી તેને સભા તરફથી મદદ કરવાની ના પાડવામાં આવી. આવી જાતનો નિયમ સભાએ આગળ ઉપર જાળવેલો જણાતો નથી. કોઈ સ્ત્રી પુરુષ ગેરકાયદે અને નીતિનિયમ વિરુદ્ધ સાથે રહેતાં હોય તેને વિધિપૂર્વકના લગ્નથી જોડી આપવામાં મદદ કરવી એ અયોગ્ય નથી એવી માન્યતા સભામાં પાછળથી જણાય છે. આ સભાની સ્થાપના અગાઉ લગભગ દસબાર વિધવાવિવાહ મુંબાઈ ઇલાકામાં દક્ષિણી અને ગુજરાતીઓમાં થયા હતા એવો ઉલ્લેખ આ સભાના હેવાલમાં કરેલો જણાય છે. પરંતુ આ સભા સ્થાપન થયા પછીનું પહેલું લગ્ન તા. ૨૭ મી ડીસેમ્બર ૧૮૭૮ને દિવસે નોંધાયેલું છે. તે પછીથી સભાના આશ્રય નીચે થયેલા દરેક લગ્નની વિગતવાર નોંધ કરેલી છે. ૧૮૭૮થી ૧૯૩૪ના

ડીસેમ્બર સુધીમાં એકંદર ૨૧૪ લગ્નો નોંધાયેલાં છે. એ લગ્નોની નોંધેલી હકીકત પરથી નીચે મુજબની માહિતી મળે છે. ૯૮ લગ્નો બ્રાહ્મણોનાં, ૪૦ લગ્નો વાણીઆનાં, ૩૪ લગ્નો જૈનોનાં, ૧૩ લગ્નો સોનીનાં ૯ લગ્નો પાટીદારનાં, ૮ લગ્નો ગરાસીઆનાં, ૬ લગ્નો નાગર-બ્રાહ્મણોનાં, ૧ લુહાણા, ૧ સુતાર, ૧ કંસારા, ૧ બારોટ, ૧ ઘાંચી અને ૧ ઠાકરડાનાં થયાં હતાં. આ લગ્નોમાં ૪૭ લગ્નો આંતરજ્ઞાતિય હતાં. (પેટા જ્ઞાતિઓમાં ૪૦ અને મુખ્ય જ્ઞાતિઓમાં સાત) લગ્ન કરનાર વિધવાઓમાં પંદર વર્ષની અંદર વિધવા થયેલી ૧૧૭, વીસ વર્ષની અંદર વિધવા થયેલી ૬૮ અને વીસ વર્ષની ઉપર ઉંમરે વિધવા થયેલી ૨૯ વિધવાઓ હતી.

આ આંકડાઓ ઉપરથી જણાય છે કે લગભગ સાઠ વર્ષ દર્મિયાન માત્ર ૨૧૪ લગ્નો થયેલાં છે એટલે કે વાર્ષિક સરાસરી ચારની પણ આવતી નથી. એ દૃષ્ટિએ જોતાં પ્રગતિ મંદ ગણાય. પંજાબમાં સર ગંગારામના ટ્રસ્ટના પ્રયાસથી વિધવાલગ્નની સંખ્યા બહુ જ ઝપાટાબંધ વધતી જાય છે. વિધવા પુનર્લગ્ન ઉત્તેજક સભા ગુજરાત સંસાર સુધારા સમાજ સાથે જોડી દેવામાં આવ્યા પછી-છેલ્લાં પાંચ વર્ષમાં-લગ્નની સરાસરી સંખ્યા વાર્ષિક આઠની આવી છે એ હકીકત નોંધવા જેવી છે. સમાજમાં વિધવા વિવાહ પ્રત્યેનો વિરોધ દિનપ્રતિદિન ઓછો થતો જાય છે, પુનર્લગ્ન કરનાર દંપતીને સમાજ તરફથી તિરસ્કાર અને અપમાન બહુ જ ઓછાં થતાં જાય છે અને નવા જમાનાનાં સ્ત્રીપુરુષોમાં વિધવાલગ્નની એક સામાન્ય બનાવ જેવી ગણનાની વૃત્તિ પ્રવેશ કરતી જાય છે એ અનુભવની વાત છે. આ ઉપરાંત ગુજરાત સંસાર સુધારા સમાજને દફતરે લગભગ ત્રણસો પુરુષોની વિધવા સાથે લગ્ન કરવાની માગણી કરતી અરજીઓ પડેલી છે. ઘણી ન્યાતોમાં કન્યાઓની અછત, કન્યાવિક્રય, સાટાંનો રિવાજ, લગ્નનાં અતિશય બોજારૂપ ખર્ચો એ આવી માગણીનાં કારણો છે, તેમજ શિક્ષિત વર્ગમાં વિધવાલગ્ન કરનારની સંખ્યા પ્રમાણમાં ઓછી છે એમ પણ સત્ય હકીકત છે. છતાં એ દિશામાં સમાજની મનોવૃત્તિ બદલાતી જાય છે એ નિર્વિવાદ છે અને શ્રી ગાંધીજીના અને તેમના બાહર કાર્યોના સહવાસમાં આવેલા અનેક યુવકો વિધવા સાથે લગ્ન કરવા તૈયાર છે એ પણ સત્ય વસ્તુસ્થિતિ છે. સુશિક્ષિત, સંસ્કારી વિધવાઓ રૂઢિબળથી ઉત્પન્ન થતી લજ્જા, લોક-નિન્દાનો ભય, જાહેરહિંમતનો અભાવ અને માર્ગદર્શક વ્યક્તિ તથા સંસ્થાઓના અભાવને લીધે હજી લગ્ન કરવા બહાર પડતી નથી તે કારણથી યોગ્ય, સંસ્કારી, શિક્ષિત યુવકોને

વિધવા સાથે લગ્ન કરવાની પોતાની ઇચ્છા અમલમાં મૂકવાનો અવકાશ મળતો નથી. આ દિશામાં વ્યવસ્થિત કાર્ય થવાની જરૂર છે.

મુંબાઇમાં વિધવા પુનર્વિવાહ ઉત્તેજક સભાની સ્થાપના સને ૧૮૬૫માં થઇ હતી. તે સભાના આશ્રય નીચે પ્રથમ લગ્ન સને ૧૮૬૬માં કરવામાં આવ્યું. આ અગાઉ એક ૧૮૬૨માં અને બીજું ૧૮૬૫માં એમ બે લગ્ન છાની રીતે કરવામાં આવ્યાં હતાં એવો ઉલ્લેખ સભાને દફતરે જોવામાં આવે છે.

સૌથી પ્રથમ ગુજરાતી પુનર્લગ્ન મુંબાઇમાં શેઠ માધવદાસ રુઘનાથદાસે બાઈ ધનકોર સાથે સને ૧૮૭૧ના મે માસની બીજી તારીખે કર્યું હતું. શેઠ માધવદાસ મુંબાઇના જાણીતા વેપારી હતા અને બાઈ ધનકોર મુંબાઇના માધવબાગવાળા પ્રસિદ્ધ શેઠ વરજીવનદાસ માધવદાસની ભત્રીજી થતાં હતાં એટલે એ લગ્નથી મુંબાઇની કપોળ જ્ઞાતિમાં તેમજ એકંદરે આખા ગુજરાતી હિંદુ સમાજમાં અતિશય હાહાકાર થઇ ગયો હતો. શેઠ માધવદાસે પોતે એ લગ્ન વિશે એક નાનકડું પુસ્તક લખ્યું છે તે ઉપરથી તેમને સમાજ તરફથી કેટલું સહન કરવું પડ્યું હતું અને કેટલી જાહેર હિંમત તેમણે દર્શાવી હતી તે જણાય છે. શેઠ માધવદાસે અમદાવાદની વિધવા પુનર્વિવાહ ઉત્તેજક સભાને, તે સભાના આશ્રય નીચે થનાર દરેક લગ્ન પ્રસંગે દંપતીને એકવીસ રૂપિયા ચાંલ્લાના આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી અને એ રકમ તેઓએ મૃત્યુ પર્યંત આપ્યા કરી હતી. શેઠ માધવદાસના પુસ્તક ઉપરથી જણાય છે કે તેમને લગ્ન વખતે બાઈ ધનકોરનાં સગાંવહાલાં તરફથી તોફાન ન થાય તે માટે મુંબાઇના પોલીસ કમિશ્નરની મદદ લેવી પડી હતી. પોલીસપાર્ટી લગ્ન વખતે હાજર રાખવી પડી હતી અને થોડા દિવસ સુધી પોતાના મકાનની ચોકી માટે પઠાણો રોકવા પડ્યા હતા. લગ્ન પછી તેમને તથા બાઇ ધનકોરને જ્ઞાતિબહાર તો અલબત્ત મૂકવામાં આવ્યા જ પરંતુ તે ઉપરાંત તેમની સાથે કોઇપણ પ્રકારનો જાહેર કે ખાનગી સંબંધ રાખનારને પણ જ્ઞાતિમાંથી બહિષ્કાર કરવાનું ઠરાવવામાં આવ્યું હતું, ગવર્નમેન્ટ હાઉસની એક પાર્ટીમાં શેઠ માધવદાસ અને તેમનાં પત્ની બાઈ ધનકોરને ઇજન ન મળે એવી તજવીજ શેઠ વરજીવનદાસના સંબંધીઓ તરફથી કરવામાં આવી હતી (અલબત્ત એ પ્રયત્ન વ્યર્થ ગયો હતો) અને મિસ મૅનિંગના માનમાં ગોઠવાયેલી એક પાર્ટીની વ્યવસ્થાપક સભામાં શેઠ માધવદાસનું નામ કમી ન કરવામાં આવે તો શેઠ વરજીવનદાસના સંબંધીઓએ છેક છેલ્લી ઘડીએ પાર્ટી માટે પોતાનો બંગલો ન વાપરવા દેવાની ધમકી

પણ આપી હતી. શેઠ માધવદાસને મદદ કરવામાં સ્વ. કરસનદાસ મૂળજી, કેખુશરો કાબરાજી, વિષ્ણુ પરશરામ શાસ્ત્રી (તે વખતે એ 'ઇન્દુપ્રકાશ'ના અધિપતિ હતા) અને ઈંગ્લેન્ડ જઈ આવેલા એક ભાટીઆ ગૃહસ્થ મથુરાદાસ લેરસી નાતના હતા. માધવદાસ ધનકોરનાં લગ્ન વખતે મુંબાઈનાં જાણીતા બસો આગેવાનો હાજર હતા પરંતુ તેમાંના કોઈને પરણનાર દંપતીનાં નામ જણાવવામાં આવ્યાં ન હતાં.

શેઠ માધવદાસે લખેલી ચોપડીમાં ધોરાજી (કાઠીઆવાડ)ના વકીલ દામોદરને પુનર્લગ્ન કર્યાં બદલ વેઠવી પડેલી મુશ્કેલીનો ઉલ્લેખ કરેલો છે. વકીલ દામોદરને પુનર્લગ્ન કર્યાને કારણે ત્યાંના હિંદુઓએ કેસ ન આપવાનો ઠરાવ કર્યો. આ ઉપરથી ધોરાજીના મુસલમાનોએ પોતાના કેસ માત્ર દામોદર વકીલને આપવાનો જ ઠરાવ કર્યો. જ્યારે વકીલ દામોદરે હિંદુઓના કેસ મફત લેવાનું જાહેર કર્યું ત્યારે તેને કેસ ન આપવાના ઠરાવનો એની મેળે ભંગ થયો!

અમદાવાદમાં પુનર્વિવાહ ઉત્તેજક સભા સ્થપાયા અગાઉ સને ૧૮૭૪ના ડીસેમ્બરની ચોવીસમી તારીખે વીસા શ્રીમાળી જૈન વિધવા જડાવનું પુનર્લગ્ન થએલું તે સંબંધી ફોજદારી કેસ થએલો તે જાણવા જેવો છે. બાઈ જડાવ સાંકડી શેરીમાં ગુસાપારેખની પોળમાં પોતાની સાસુના ભેગી રહેતી હતી. એ બાઈ બાર વર્ષની ઉમરે વિધવા થએલી અને ૨૪ વર્ષની વયે પોતાની જ્ઞાતિના શાહ લલ્લુ ખુશાલ સાથે લગ્ન કરવાનો તેણે નિશ્ચય કર્યો. સંસારસુધારાના તે વખતના આગેવાનોએ એ લગ્નની સર્વ તૈયારી કરી પરંતુ બાઈ જડાવના ઘર આગળ તેની જ્ઞાતિના અને બીજા માણસોનું એટલું મોટું ટોળું એકઠું થયું હતું કે તે બાઈને લગ્ન માટે ઘર બહાર નીકળવું અશક્ય થઈ પડ્યું. છેવટે મ્યુનિ. સેક્રેટરી રાવસાહેબ રઘનાથરાવ રા. સા. મહીપતરામની ગાડી ત્યાં લઈ ગયા અને ગાડી ઉપર પોલીસ સીપાઈને બેસાડી તે બાઈને લગ્ન માટે મોકલી દીધી. રાવ સાહેબ રઘનાથ અને તેના સાથે ગએલા શ્રી પિતાંબરદાસ ત્રિભુવનદાસ મહેતા ('હિતેચ્છુ'ના અધિપતિ) ઉપર બાઈ જડાવની સાસુએ ઘરપ્રવેશની ફરીઆદ માંડી હતી અને સીટી મેજીસ્ટ્રેટ મી. ફરનાન્ડીસે તેમનો તે માટે દંડ પણ કર્યો હતો! બાઈ જડાવ અને તેના પતિને જ્ઞાતિ બહાર અને મહાજન બહાર મૂકવામાં આવ્યાં એટલું જ નહિ પરંતુ નગરશેઠ પ્રેમાભાઈને વંડે મળેલી જાહેરસભામાં એવા ઠરાવ કરવામાં આવ્યા કે બાઈ જડાવ અગર તેના પતિ સાથે કોઈ પણ પ્રકારનો—ખાવાપીવાનો: ઘર ભાડે આપવાનો, વેપાર

ધંધાનો કે બીજો કોઇપણ જાતનો—સંબંધ રાખનારનો તે તે જ્ઞાતિઓએ બહિષ્કાર કરવો એટલુંજ નહિ પણ કોઇએ પોતાની કન્યાને સરકારી કે મ્યુનિસિપલ કન્યાશાળામાં ન મોકલવી તેમજ પ્રાર્થના સમાજમાં કોઇએ જવું નહિ! અલબત્ત આવા ઠરાવોનો અમલ થતોજ નથી પરન્તુ લોકોની મનોવૃત્તિનો આ નમૂનો છે. વ્યક્તિ પ્રત્યેના અણગમા માટે સંસ્થાઓના બહિષ્કારની વૃત્તિથી પર તો આપણે હજી પણ ઘણે અંશે થયા નથી એ અનુભવની વાત છે.

ઉપર જણાવેલી વિધવાવિવાહની પ્રગતિ સંબંધી માહિતી પરથી જણાશે કે એ દિશામાં જોકે કેટલુંક કાર્ય થયું છે છતાં ઘણું કાર્ય હજી કરવાનું છે. લોકોની મનોવૃત્તિ બદલાતી જાય છે છતાં લોકનિંદાનો ભય હજી ટળ્યો નથી. આ ઉપરાંત એવા પ્રશ્નોમાં સહાનુભૂતિની વૃત્તિ તીવ્ર હોવા છતાં ઘણા મનુષ્યોમાં—સારી રીતે કેળવાએલા સ્ત્રી-પુરુષોમાં પણ—એ પ્રશ્ન જ્યારે પોતાનો અંગત બનવાનો પ્રસંગ આવે છે—પોતાના પુત્ર કે પુત્રી કે નજીકનાં સંબંધી પુનર્લગ્ન કરવા તૈયાર થાય છે ત્યારે એ સહાનુભૂતિની વૃત્તિ બદલાઇ તીવ્ર વિરોધની વૃત્તિ જોવામાં આવે છે એ અનુભવ બહુ સામાન્ય છે. આપણામાં જડ ઘાલી બેઠેલી પ્રણાલિકાને અનુસરવાની વૃત્તિ અને પ્રતિષ્ઠાની ખોટી માન્યતાને લીધે આવી સ્થિતિ ઉત્પન્ન થાય છે. એટલે નવા જમાનામાં યુવકયુવતીઓ આ દિશામાં વધારે ઉત્સાહ, વધારે હિંમત અને આગ્રહથી કાર્ય કરશે તોજ એ પ્રશ્નનો સંતોષકારક ઉકેલ આપણે સહેલાઇથી કરી શકીશું. સમાજનો તીવ્ર વિરોધ હવે આપણે પ્રમાણમાં ઓછો વેઠવાનો છે એટલે આપણું કાર્ય એટલે દરજ્જે સરળ છે. સમાજનાં અયોગ્ય બંધનો દૂર કરી રાષ્ટ્રને ઉન્નત કરવાના પ્રયાસના શુભ કાર્યમાં આગેવાનીભર્યો ભાગ લેતાં સર્વ સ્ત્રીપુરુષોને આગ્રહપૂર્વક વિનંતિ છે કે તેઓ આ કાર્યમાં ઉત્સાહપૂર્વક મદદ કરે.

# ગામડાંની ગૃહિણીઓ



**પ્રો. શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી**
એમ. એ., એલએલ. બી.

કેટલા યે વખતથી આપણા સમાજસુધારકો શહેર તરફ જ નજર નાખતા આવ્યા છે. કોઈ પણ જાતની પ્રગતિ કે કેળવણીનાં મંડાણ હમેશાં શહેરથી જ શરૂ થયાં છે. તેથી શહેરના મૂળ પાયા સરખાં ગામડાં ઉપેક્ષાપાત્ર બનતાં ગયાં, ને ગ્રામવાસીઓની કેટલી યે સંગીન શક્તિઓનો ધીમેધીમે હ્રાસ થતો ગયો. જ્યાં નિરક્ષરતા ને અજ્ઞાનના થર ઉપર થર જામી ગયા હોય, જ્યાં ગરીબાઈ અને સાધનન્યૂનતા સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થતી હોય, અને જ્યાં પ્રગતિના માર્ગમાં આડે આવતા વહેમ અને ધર્માંધતા જેવા કેટલા યે અવરોધોનો સામનો કરવો પડતો હોય, ત્યાં સુધારકોને પણ ગામડાં તરફ મીટ માંડવાનું મન ન થાય તે સ્વાભાવિક છે. પણ સદ્‌ભાગ્યે, આ યુગપલટામાં દરેક પ્રદેશમાં સ્વાતંત્ર્યના ધ્વનિ ગુંજે છે, ને એ સ્વતંત્રતાનો પવન ગામડાંનાં અસંખ્ય કુટુંબોને પણ સ્પર્શતો દેખાય છે. ગ્રામ્યઉદ્યોગ અને ગ્રામ્યસુધારણાની પ્રવૃત્તિ હવે સરકારે તેમજ પ્રજાસેવકોએ ઉપાડી લીધી છે, અને ગામડાંની ઉન્નતિ વિના શહેરોની આબાદી શક્ય નથી, એ વાત હવે સૌને દીવા જેવી સ્પષ્ટ દેખાય છે.

આ ગ્રામ-સુધારણા પુરુષ તેમજ સ્ત્રી, ઉભયના જીવનની ઉન્નતિની અપેક્ષા રાખે છે, પણ આજે તો પુરુષજીવનની સમીક્ષા બાજુએ રાખી પુરુષનું અર્ધું અંગ મનાતી સ્ત્રીના જીવનનાં જ વિવિધ કર્તવ્યોને આપણે વિચારીશું.

સંયુક્ત કુટુંબની સંસ્થા હિતાવહ છે કે હાનિકારક છે એ વિષે ભલે હજુ ભિન્ન દૃષ્ટિઓ મતભેદ પોષ્યા કરે, પણ એટલું તો સ્પષ્ટ જ છે કે વીસમી સદીના આ વ્યક્તિવાદના વાતાવરણમાં એ સંયુક્ત કુટુંબની અભેદ્ય સાંકળ શિથિલ થતી જાય છે. ને તેથી કેટલી યે યુવાન પત્નીઓ પોતાના ઘરની સાર્વભૌમ સત્તા ભોગવતી પટરાણીઓનું સ્થાન

ભોગવતી થઈ છે. મોટે ભાગે ખેડૂતોથી વસાયલાં ગામડાંમાં હજુ પણ સાસુના સીતમ ને માવડિયા બનેલા ધણીના ધોખા ઓછા અંશે પણ ચાલુ જ છે; પણ તેમનો સામનો કરવા હવે વહુઘેલા વર અને સ્વતંત્ર સ્વભાવની પત્નીઓ બહાર પડતી જાય છે. બે ખેડુત ભાઈઓ ખેતી ભેગી કરતા હોય તો પણ તેમને પોતાની પત્નીઓના આગ્રહને વશ થઈને ચુલા જૂદા કરવા પડે છે. સંયુક્ત કુટુંબની ખામીઓ સામે પરસ્પર સહકાર, વિશાળ સ્નેહ અને અમાપ સહિષ્ણુતાની ભાવનાઓ કોઈ રજુ કરી શકે છે, પણ પ્રસ્તુત લેખ તેના ગુણાવગુણ તપાસવાનું યોગ્ય સ્થળ નથી. વિભક્ત કુટુંબના યે અનેક લાભો ભલે હોય, પણ તેની એક સ્વાભાવિક ખામી તો એ છે કે સદ્ભાવશાળી ને સ્નેહાળ સાસુના અભાવે, સ્વતંત્ર બનેલી વહુઓ વૃદ્ધાવસ્થાના અનુભવ અને માર્ગદર્શનથી વંચિત રહે છે.

હિંદુ સમાજમાં જીવનભર કુમારી ને એકલી રહેતી હોય તેવી પુખ્ત ઉંમરની સ્ત્રીઓ ભાગ્યે જ જોવામાં આવે છે, અને નાની બાળિકાઓ બાળલગ્નની પ્રથાને લીધે પરણ્યા પહેલાં વિવિધ ગૃહકાર્ય સંપૂર્ણરીતે ઉપાડવાને ભાગ્યે જ શક્તિમાન હોય છે, તેથી પ્રસ્તુત લેખમાં, ગૃહતંત્ર ચલાવતી કેવળ પરિણીત સ્ત્રીઓના—પછી ભલે તે સંયુક્ત કુટુંબમાં હોય કે વિભક્ત કુટુંબમાં; ભલે તે સધવા હોય કે વિધવા હોય—જ જીવનની વિવિધ બાજુઓ વિચારવામાં આવી છે.

આર્થિક મંદીના આ જમાનામાં કુટુંબવાળી સ્ત્રીઓને કુટુંબના નિર્વાહ અને ઉન્નતિ સાધવા માટે ધન તે સૌથી અગત્યની વસ્તુ થઈ પડે છે. ગામડાંમાં પણ મધ્યમ વર્ગમાં સ્વતંત્ર કે સંયુક્ત મહેનતથી કમાણી કરનાર સ્ત્રીઓ બહુ ઓછી હોય છે. સામાન્યતઃ પુરુષો તો ખેતી, વેપાર કે અન્ય કોઈ પ્રવૃત્તિ વડે પૈસો કમાઈ જાણે છે, તો સ્ત્રીઓએ પણ તેમની મર્યાદિત શક્તિઓ પ્રમાણે કમાણી કે કરકસરનાં વિવિધ સ્થાનો સંભાળથી સાચવવાં જોઈએ.

ગામડાંમાં, મધ્યમ કે પછાત વર્ગનો કોઈ પણ કુટુંબી ઘણુંખરું ભેંસ રાખે છે, ને કોઈ વખત તો સંજોગોવશાત્ તેમ કરવાની આવશ્યકતા જ જણાય છે. ભેંસોને સાચવવી ને તેમના દૂધ-ઘીની વ્યવસ્થા કરવી એ ગામડાની ભામિનીઓનું ભૂષણ મનાય છે. ગ્રામ-સ્ત્રીઓનો આ કર્તવ્યપ્રદેશ જ એવો છે કે તેઓ શહેરની સ્ત્રીઓ કરતાં આર્થિક બાબતમાં વધુ સ્વતંત્ર રહી શકે. પણ હવે તો વ્હાણાંની આ કસરત ગામડાંમાંથી યે ધીમેધીમે લુપ્ત થતી જાય છે. ગામડેગામડે હવે તો સંચા, ડેરી કે દૂધ ભરનારા થઈ

ગયા છે. રોકડા પૈસાની આશાએ ગામડાની એ ગોરીઓ વલોણાની તકલીફ ત્યજી દઈને હોંશેહોંશે પાણી ભેળવેલું દૂધ વેચી આવે છે, ને હાથમાં ખખડતા પૈસા જોઈ હરખાઈ જાય છે. હૉટેલ, પણ હવે ગામડાંમાં જામતી જાય છે, એટલે તેમણે પણ જે બાકી હતું તે પૂરૂં કરી ચોકખા દૂધ-ઘી વિષે વધુ વિષમ સ્થિતિ ઉત્પન્ન કરી છે. દૂધ જેવા પૌષ્ટિક તત્ત્વથી બાળકોને વંચિત રાખનાર, ને સ્વજનોને ય છાશ જેવા પાચક પીણાથી દૂર રાખનાર આ અનર્થકારી પ્રથા સત્વર પલટો માગે છે. ગમે તેમ તો યે, ઢોરના દૂધની આવકની વ્યવસ્થા સ્ત્રીઓ રાખે છે, ને ભેંસોના ખોળદાણાનું ખર્ચ કાઢતાં જે જૂજ બચત રહે તે વડે તેઓ આર્થિક સ્વાતંત્ર્યના પ્રદેશમાં ધીમાં પગલાં માંડે છે.

પણ ભેંસનું ઉત્પન્ન એક પ્રકારનું જ હોતું નથી. ભેંસો વિઆઈને જે પાડીઓ થાય, ને તેમની પાછી વખત જતાં જે મોટી ભેંસો બને, તે પણ વધારો પડતાં વેચાઈ જાય છે, ને તેમના માલિકને તેટલી ધનપ્રાપ્તિ કરાવે છે. પણ આ પૈસા તો ઘણુંખરૂં ઘરરખુ ગૃહિણીને ના જતાં પુરુષ જ તેની વ્યવસ્થા કરે છે. પણ દૂધની જ વાત કરીએ તો કાચા માલમાંથી તૈયાર થઈ શકે તેવી વાનગીઓ બનાવવામાં પણ ગામડાનો સ્ત્રી-વર્ગ બહુ અજ્ઞાન અને ઉપેક્ષા દાખવે છે, એમ કહેવું પડે. કુટુંબના રોજના વાપર કરતાં યે જ્યાં ભેંસો વધારે દૂધ આપતી હોય ત્યાં ઉદ્યોગની ખાતર તે વધારાના દૂધ-માંથી પેંડા, બાસુદી, શિખંડ જેવી મીઠી વાનગીઓ તૈયાર કરી શહેરમાં જો મોકલી શકાય, તો વિશેષ નફો મળી શકે. પણ હાલ તો કુટુંબના ઉપભોગ માટે પણ આવી વાનગીઓ બનાવવાના ખેડુતની સ્ત્રીઓને સાંસા છે, ત્યાં પારકા માટે તો વળી ક્યાંથી જ બને? આ દિશામાં વ્યક્તિગત પ્રયત્નો કદાચ બહુ મુશ્કેલીભરેલા મનાય, પણ ખેડુત-ના જ લાભ માટેની કોઈ સહકારી સંસ્થા તો જરૂર આ ઉદ્યોગ વડે થોડા નફાથી ને શુદ્ધ પ્રામાણિકતાથી યે સારી કમાણી કરી શકે. મંદ બજાર અને ઉદ્યોગની અરૂચિને કારણે ભેંસોની સંખ્યા કમી થતી જાય છે, ને તેથી ગામડાંમાં પણ ઉનાળામાં કોઈ કોઈ સ્થળે મોંમાગ્યા પૈસા ખરચવા છતાં યે દૂધ કે દહીં મળતું નથી. અને ક્વચિત્ તો આ-કાશપુષ્પવત્ જ થઈ પડે છે. ગ્રામવાસીઓ માટે આ પરિસ્થિતિ આધુનિક સુધારાગ્નિનું શોકચિહ્ન છે. દૂધનું વિજ્ઞાન ગામડાંમાં પ્રચાર પામી તેના અસંખ્ય ફાયદાઓ આપતું ક્યારે થશે?

કેવળ કમાણીની વાતોથી જ શા માટે અટકવું? ભેંસ વિના, ઢોરીઓ અને બીજા

નાના મોટા ઉદ્યોગો કે સ્ત્રી–ઉચિત મહેનત મજૂરી ને આવડતના પ્રદેશો સ્ત્રીને કમાણી કરાવી શકે. પણ જ્યાં આવી કમાણી કરવા માટે અભિરુચિ ન હોય કે અનુકૂળ સંયોગો ન હોય, ત્યાં પણ સ્ત્રીઓ યોગ્ય રીતે કરકસર તો કરી શકે જ. અને આ કરકસર કે યોગ્ય વ્યવસ્થાના મુદ્દાઓ પણ તેમને માટે ઓછા નથી. ગામડામાં શાક ઘણુંખરૂં દાણાથી વેચાતું લેવાય છે; ઘણી યે વખત પતાસાં, શ્રીફળ, ખજૂર ને મગફળી જેવા ખાદ્ય પદાર્થો કે કેરોસીન, સાબુ તથા સોડા જેવી વસ્તુઓ અજ્ઞાન સ્ત્રીઓ કપાસ, એરંડા કે ઘઉં બાજરી જેવાં દ્રવ્યો વડે ખરીદી લાવે છે; ને એવડી રીતે છેતરાય છે. પાસે પૈસા હોય તોપણ, ને દાણા કરતાં પૈસાથી જરૂરી ચીજ સસ્તી મળતી હોય તો પણ, તેમને આવી ખરીદીમાં આવતી ભારે ખોટનો કોઈ ખ્યાલ જ આવતું નથી. અને તેમને પોતાને તો ન હોય ચાલુ બજારભાવનું ભાન કે ન હોય હિસાબ ગણવા જેટલું આંકડા-જ્ઞાન! ખેતીની કિંમતી ઉપજ આમ કેટલેક અંશે સ્ત્રીઓના અજ્ઞાનથી સસ્તી રીતે ઘસડાઈ જાય છે.

પણ ખેડુતની ધણીઆણીની સૌથી સંગીન સેવાનો તેણે તૈયાર કરેલા ભેંસબળદના ખાતરમાં છે. ઉકરડે જઈ કેવળ છાણ ફેંકી આવવામાં જ તેની સર્વ ફરજ સમાપ્ત થતી નથી. પદ્ધતિસર તે છાણને વધુ રસકસવાળું બનાવાય તો તે ખેતરોની ફળદ્રૂપતાને ખૂબ વધારી શકે; અને આ માટે ગામડાની ખેડુતસ્ત્રીઓને ખાતરના વ્યવહારુ જ્ઞાનની જ નહિ, પણ તેના શાસ્ત્રીય સિદ્ધાંતોની યે આવશ્યકતા છે. આજે તો આ સોના સરખા છતાં સસ્તા ખાતરનો જોઈએ તેટલો વૈજ્ઞાનિક લાભ નથી ઉઠાવાતો. કોઈ ખેતીવિશારદે આ દિશામાં પોતાનું ધ્યાન દોરી ગામડે ગામડે ખાતરના શાસ્ત્રીય જ્ઞાનનો તથા તેને અંગે આવશ્યક તેવી વધુ કિંમતી વ્યવહારુ સૂચનાઓનો પ્રચાર કરવો જોઈએ.

આમ દૂધ–ઘીના પ્રદેશ ઉપર પ્રભુત્વ ભોગવતી મહિલાને ડેરીના વિજ્ઞાનમાં જેમ એક પગથિયું આગળ ચઢવાની જરૂર છે, તેમ ખાતરનું તથા ખાતર દ્વારા ખેતીને ઉપયોગી થઈ પડતાં ઢોરના (ભેંસ, ગાય, બળદ ઈ૦) ઉછેરનું જ્ઞાન પણ તેવું જ આવશ્યક છે. ચોવીસે કલાક પોતાનાં બાળક કે સહોદર સરખાં ઢોરના પાલનપોષણમાં તે ગાળે, છતાં ઢોરને માફક આવતા ખોરાકનું, તેની તંદુરસ્તીને વધારે તેવા મુદ્દાઓનું કે તેના પ્રાથમિક રોગોનું જ્ઞાન તેની સાચવનારી નહિ ધરાવતી હોવાથી કેટલાં યે ઢોર રોગનો ભોગ બને છે કે અકાળે મરણ પામે છે. પશુધનની વૃદ્ધિમાં ગામડાની સ્ત્રીઓએ જો

ગયા છે. રોકડા પૈસાની આશાએ ગામડાની એ ગોરીઓ વલોણાની તકલીફ ત્યજી દઇને હોંશેહોંશે પાણી ભેળવેલું દૂધ વેચી આવે છે, ને હાથમાં ખખડતા પૈસા જોઇ હરખાઇ જાય છે. હૉટેલ, પણ હવે ગામડાંમાં જામતી જાય છે, એટલે તેમણે પણ જે બાકી હતું તે પૂરૂં કરી ચોકખા દૂધ-ઘી વિષે વધુ વિષમ સ્થિતિ ઉત્પન્ન કરી છે. દૂધ જેવા પૌષ્ટિક તત્ત્વથી બાળકોને વંચિત રાખનાર, ને સ્વજનોને ય છાશ જેવા પાચક પીણાથી દૂર રાખનાર આ અનર્થકારી પ્રથા સત્વર પલટો માગે છે. ગમે તેમ તો યે, ઢોરના દૂધની આવકની વ્યવસ્થા સ્ત્રીઓ રાખે છે, ને ભેંસોના ખોળદાણાનું ખર્ચ કાઢતાં જે જૂજ બચત રહે તે વડે તેઓ આર્થિક સ્વાતંત્ર્યના પ્રદેશમાં ધીમાં પગલાં માંડે છે.

પણ ભેંસનું ઉત્પન્ન એક પ્રકારનું જ હોતું નથી. ભેંસો વિઆઇને જે પાડીઓ થાય, ને તેમની પાછી વખત જતાં જે મોટી ભેંસો બને, તે પણ વધારો પડતાં વેચાઇ જાય છે, ને તેમના માલિકને તેટલી ધનપ્રાપ્તિ કરાવે છે. પણ આ પૈસા તો ઘણુંખરૂં ઘરરખુ ગૃહિણીને ના જતાં પુરુષ જ તેની વ્યવસ્થા કરે છે. પણ દૂધની જ વાત કરીએ તો કાચા માલમાંથી તૈયાર થઇ શકે તેવી વાનગીઓ બનાવવામાં પણ ગામડાનો સ્ત્રી-વર્ગ બહુ અજ્ઞાન અને ઉપેક્ષા દાખવે છે, એમ કહેવું પડે. કુટુંબના રોજના વાપર કરતાં યે જ્યાં ભેંસો વધારે દૂધ આપતી હોય ત્યાં ઉદ્યોગની ખાતર તે વધારાના દૂધ-માંથી પેંડા, બાસુદી, શિખંડ જેવી મીઠી વાનગીઓ તૈયાર કરી શહેરમાં જો મોકલી શકાય, તો વિશેષ નફો મળી શકે. પણ હાલ તો કુટુંબના ઉપભોગ માટે પણ આવી વાનગીઓ બનાવવાના ખેડૂતની સ્ત્રીઓને સાંસા છે, ત્યાં પારકા માટે તો વળી ક્યાંથી જ બને? આ દિશામાં વ્યક્તિગત પ્રયત્નો કદાચ બહુ મુશ્કેલીભરેલા મનાય, પણ ખેડુત-ના જ લાભ માટેની કોઇ સહકારી સંસ્થા તો જરૂર આ ઉદ્યોગ વડે થોડા નફાથી ને શુદ્ધ પ્રામાણિકતાથી યે સારી કમાણી કરી શકે. મંદ બજાર અને ઉદ્યોગની અરૂચિને કારણે ભેંસોની સંખ્યા કમી થતી જાય છે, ને તેથી ગામડામાં પણ ઉનાળામાં કોઇકોઇ સ્થળે મોંમાગ્યા પૈસા ખરચવા છતાં યે દૂધ કે દહીં મળતું નથી, અને ક્વચિત્ તો અ-પુષ્પવત્ જ થઇ પડે છે. ગ્રામવાસીઓ માટે આ પરિસ્થિતિ આધુનિક સુધારાવૃત્તિનું સીમાચિહ્ન છે. દૂધનું વિજ્ઞાન ગામડામાં પ્રચાર પામી તેના અસંખ્ય ફાયદાઓ આપતું ક્યારે થશે?

કેવળ કમાણીની વાતોથી જ શા માટે અટકવું? ભેંસ વિના, રેંટીઓ અને બીજા

પુરુષ કરતાં વધુ સમર્થ રીતે સંભાળી શકે તેમ છે. આ બધી ફરજો અદા કરતાં એ ગ્રામસ્ત્રીઓને વધુ ભણેલી, ઉદ્યોગી ને ખડતલ થવું પડશે તે વાત ખરી છે. પણ તે ખડતલ-પણું તો સ્ત્રીસમાજમાં ધીમેધીમે આવતું જ જાય છે.

ગુજરાતનું સ્ત્રીજીવન હવે કોમળ મટી કંઈક કઠણ થતું જાય છે. સાહિત્યમાં તેમ સંસારમાં, આજે કેવળ પાણીપોચાં હૈયાંવાળી સ્ત્રીઓ પહેલાંના જેટલી નથી દેખાતી. ઊલટું, વર્તમાન સામાજિક ને રાજકીય જાગૃતિએ બતાવી આપ્યું છે કે ગુજરાતની 'ઘરરખુ ગૃહિણી' પણ પ્રસંગવશાત્ ધીર અને વીર, બંને બની શકે છે. તો આ સંક્રાન્તિસમયમાં કોમળતા—અતિકોમળતા—એ સમાન હક્ક માગતી ને જાગ્રત થતી સ્ત્રીઓનું પ્રધાન લક્ષણ તો ન જ ગણાય. કઠિનતા, ખડતલપણું અને શારીરિક તથા માનસિક બળની અપેક્ષા તેમનામાં આપણે સહજ રીતે જ રાખી શકીએ. બાળલગ્ન, આળસ કે ફેશનના કારણે હ્રાસ પામતી સ્ત્રીશક્તિ સર્વ દિશામાં પાણી બતાવે, ને સ્ત્રીઉચિત ઘરની ફરજો સમર્થ રીતે અદા કરે તો જ આપણો સંસાર વધુ રસકસવાળો ને આનંદજનક બને. શહેરની સ્ત્રીઓ પણ જો આવી શક્તિઓ પ્રગટાવવા તૈયાર થાય, તો પછી પ્રમાણમાં વધુ બળવાન ગામડાની ગૃહિણીઓએ પોતાનાં સર્વ કર્તવ્ય બજાવવા વધુ કટિબદ્ધ થવું જ જોઈએ.

ઉપરની સર્વ ચર્ચા ઉપરથી નિષ્પન્ન થતો એક બીજો વિષય તો કેવળ સ્ત્રીઓનો જ ઇજારો હોય તેવો છે; અને તે સ્વચ્છતાનો. ગામડાની ધૂળમાં, બાળકના ગંદવાડમાં, રસોડાના અંધકાર અને ઢોરના છાણની વચ્ચે જીવનાર સ્ત્રી કે પુરુષના સ્વચ્છતા વિષેના ખ્યાલ બહુ ઊંચા નથી હોતા. પણ હા, ગામડાંની સ્ત્રીઓને એકેક બાબતમાં સ્વચ્છતાનો ખ્યાલ છે, એમ કબૂલ કરવું પડે. કૂવાના પાણીમાં કે રસોડા—પાણીઆરાનાં વાસણોમાં તેમની સ્વચ્છતા પ્રશંસાપાત્ર છે. પણ આટલું કાંઈ બસ નથી. બાળકોનાં શરીર, રસોડાના ખાદ્ય પદાર્થો, ઘરનું આંગણું, ઓરડાના ખૂણાખાંચરા, કપડાં, ગોદડાં ને પથારીઓ તથા મોરીઓ અને ખાળકૂંડીઓ એ સૌ સ્વચ્છતાનાં જ ભૂખ્યાં છે. ખાદ્ય પદાર્થો ને આંગણાની સ્વચ્છતા ગામડાની સુંદરીઓ સહેલાઇથી સાધી શકે તેમ છે. પણ કપડાં તથા ખાળકૂંડી સંબંધી તો તેમના સ્વચ્છતાના આદર્શો બહુ ઉચ્ચ ન બને ત્યાં સુધી તો સ્વલ્પ સુધારાથી પણ સંતોષ માનવો પડે. કપડાંની મલિનતા માટે પશુપાલનનું કર્તવ્ય, રસોઇની પ્રવૃત્તિ, ગામડાના ધૂળવાળા રસ્તા ને અલ્પ સાધન પણ જવાબદાર હશે; છતાં થોડા ખર્ચે ને બહોળા પાણીએ તેઓ કપડાં સાફ કરવા ટેવાઈ જાય તો સ્વચ્છતાની બાબતમાં ઘણી

કિંમતી ફાળો આપવો હોય તો તેમણે પશુપાલનનું અને પશુરોગોનું પ્રાથમિક જ્ઞાન તો મેળવી લેવું જ જોઇએ.

અર્થશાસ્ત્ર, દૂધ–વિજ્ઞાન અને પશુપાલન ઉપરાંત સ્ત્રીઓ માટે એક વધારે અગત્યનો વિષય તે શારીર શાસ્ત્ર છે. મર્યાદાના અતિ ખ્યાલને લીધે શાસ્ત્રીય જાતિ-જ્ઞાન પુરુષ કે સ્ત્રીમાં અતિ અલ્પ હોય છે. સ્ત્રીઓને પોતાને પોતાની શરીરરચનાનું કે સ્ત્રી-શરીરનાં વિશિષ્ટ લક્ષણોનું ભાગ્યે જ ભાન હોય છે; ને તેથી દવાખાનાના સાધન વિનાનાં ગામડાંની કેટલીયે સ્ત્રીઓ ઘોર પરિસ્થિતિમાં આવી પડે છે. કેટલાંયે ગુપ્ત દરદો તેમને દર વર્ષે વધુ ને વધુ રીબાવી મરણની નજીક લાવે છે, હીસ્ટીરીઆ કે ક્ષયરોગ જેવા ભયંકર રોગો તેમને ભૂતપ્રેતના સ્વરૂપે જ દેખા દે છે, ને તાવ ઉધરસ જેવાં સામાન્ય દરદો દોરા-ધાગાથી કે મંત્રતંત્રથી જ મટાડી શકાય તેમ તેઓ માને છે. શરીરરચનાનું જ્ઞાન, મુખ્ય રોગોનું નિદાન ને તેના ઉપચારનું ભાન કુટુંબમાં સ્ત્રીઓને તેમજ અન્ય જનોને ઉપયોગી થઇ પડે છે. ડોશીઓનું દોકડાથી પતી જતું જૂનું વૈદક જ્યારે વિસારે પડે છે, ત્યારે વર્તમાન યુગનું સામાન્ય તબીબી જ્ઞાન કેટલીક ગામડાની સ્ત્રીઓએ તો મેળવવું જ જોઇએ; નહિ તો કોઇ વખત દૂર આવેલા શહેરના દવાખાને પહોંચતાં પહેલાં જ દરદી યમસદન પહોંચી જાય છે. અકસ્માતોની બાબતમાં આ હકીકત સંપૂર્ણ સત્ય છે. પ્રસૂતિના, સર્પદંશના કે આકસ્મિક દાઝવાના પ્રસંગે તેના તાત્કાલિક ઉપાયો નહિ જાણવાથી દરદીને પારાવાર ને કવચિત્ જીવલેણ નુકસાન થાય છે. હાલ તો સ્ત્રીઓને પદ્ધતિસર પાટાય બાંધતાં ના આવડતો હોય તેવી સ્થિતિ છે. આયુર્વેદનું પ્રાથમિક જ્ઞાન નહિ, તો છેવટ અકસ્માતમાંથી ને પ્રસૂતિમાંથી બચવાના તાત્કાલિક ઉપાયો તો સ્ત્રીઓએ જાણવા જ રહ્યા. વિશેષમાં બાળ-ઉછેર એ સ્ત્રીઓનું પવિત્ર ને ઉન્નત કર્તવ્ય ગણાય છે. પોતાની સંતતિની તંદુરસ્તી સાચવવા ને તેમને અનેક રોગોમાંથી મુક્ત રાખવા માટે પણ ગૃહિણીઓએ માનવશરીરનાં મુખ્ય દર્દો અને તેના ઉપાયો જાણી લેવા જોઇએ. હાલ તો પોતાની સુખાકારી માટે કે બાળકની માવજત માટે સ્ત્રીઓ પતિને પરાધીન રહે છે. ને શહેરના વૈદ-દાક્તરો ઉપર જ આધાર રાખે છે. આમાં તેમના અજ્ઞાન ને બેદરકારીની જ અવધિ છે!

સ્ત્રીઓ ઉપર જ આ બધાં કર્તવ્યોનો ભાર લાદવામાં કોઇને કદાચ પુરુષપક્ષપાત કે ઘોર ક્રૂરતા લાગે, પણ વસ્તુતઃ એ બધાં કર્તવ્યો સ્ત્રીઓ જ સંભાળે છે, ને તેઓ જ

પુરુષ કરતાં વધુ સમર્થ રીતે સંભાળી શકે તેમ છે. આ બધી ફરજ અદા કરવા એ ગ્રામસ્ત્રીઓને વધુ ભણેલી, ઉદ્યોગી ને ખડતલ થવું પડશે તે વાત ખરી છે. પણ તે ખડતલપણું તો સ્ત્રીસમાજમાં ધીમેધીમે આવતું જ જાય છે.

ગુજરાતનું સ્ત્રીજીવન હવે કોમળ મટી કંઈક કઠણ થતું જાય છે. સાહિત્યમાં તેમ સંસારમાં, આજે કેવળ પાણીપોચાં હૈયાંવાળી સ્ત્રીઓ પહેલાંના જેટલી નથી દેખાતી. ઊલટું, વર્તમાન સામાજિક ને રાજકીય જાગૃતિએ બતાવી આપ્યું છે કે ગુજરાતની ચતુર ગૃહિણીઓ પણ પ્રસંગવશાત્ ધીર અને વીર, બંને બની શકે છે. તો આ સંક્રાન્તિસમયમાં કોમળતા—અતિકોમળતા—એ સમાન હક્ક માગતી ને જાગ્રત થતી સ્ત્રીઓનું પ્રધાન લક્ષણ તો ન જ ગણાય. કઠિનતા, ખડતલપણું અને શારીરિક તથા માનસિક બળની અપેક્ષા તેમનામાં આપણે સહજ રીતે જ રાખી શકીએ. બાળલગ્ન, આળસ કે ફેશનના કારણે હ્રાસ પામતી સ્ત્રીશક્તિ સર્વ દિશામાં પાછી બતાવે, ને સ્ત્રીઉચિત ઘરની ફરજ સમર્થ રીતે અદા કરે તો જ આપણો સંસાર વધુ રસકસવાળો ને આનંદજનક બને. શહેરની સ્ત્રીઓ પણ જો આવી શક્તિઓ પ્રગટાવવા તૈયાર થાય, તો પછી પ્રમાણમાં વધુ બળવાન ગામડાની ગૃહિણીઓએ પોતાનાં સર્વ કર્તવ્ય બજાવવા વધુ કટિબદ્ધ થવું જ જોઈએ.

ઉપરની સર્વ ચર્ચા ઉપરથી નિષ્પન્ન થતો એક બીજો વિષય તો કેવળ સ્ત્રીઓના જ ઈજારો હોય તેવો છે; અને તે સ્વચ્છતાનો. ગામડાની ધૂળમાં, બાળકોના ગંદવાડમાં, રસોડાના અંધકાર અને ઢોરના છાણની વચ્ચે જીવનાર સ્ત્રી કે પુરુષના સ્વચ્છતા વિષેના ખ્યાલ બહુ ઊંચા નથી હોતા. પણ હા, ગામડાંની સ્ત્રીઓને એકેક બાબતમાં સ્વચ્છતાનો ખ્યાલ છે, એમ કબૂલ કરવું પડે. કૂવાના પાણીમાં કે રસોડા-પાણીઆરાનાં વાસણોમાં તેમની સ્વચ્છતા પ્રશંસાપાત્ર છે. પણ આટલું કાંઈ બસ નથી. બાળકોનાં શરીર, રસોડાના ખાદ્ય પદાર્થો, ઘરનું આંગણું, ઓરડાના ખૂણાખાંચરા, કપડાં, ગોદડાં ને પથારીઓ તથા મોરીઓ અને ખાળકૂંડીઓ એ સૌ સ્વચ્છતાનાં જ ભૂખ્યાં છે. ખાદ્ય પદાર્થો ને આંગણાની સ્વચ્છતા ગામડાની સુંદરીઓ સહેલાઈથી સાધી શકે તેમ છે. પણ કપડાં તથા ખાળકૂંડી સંબંધી તો તેમના સ્વચ્છતાના આદર્શો બહુ ઉચ્ચ ન બને ત્યાં સુધી તો સ્વલ્પ સુધારાથી પણ સંતોષ માનવો પડે. કપડાંની મલિનતા માટે પશુપાલનનું કર્તવ્ય, રસોડાની પ્રવૃત્તિ, ગામડાના ધૂળવાળા રસ્તા ને અલ્પ સાધન પણ જવાબદાર હશે; છતાં થોડા ખર્ચે ને બહોળા પાણીએ તેઓ કપડાં સાફ કરવા ટેવાઈ જાય તો સ્વચ્છતાની બાબતમાં ઘણી

પ્રગતિ થાય. પણ કેવળ કપડાં ધોવાની આવડતથી ધોવાની કળા હસ્તગત નથી થતી. પહેરણ, ખમીસ, કોટ, ચણીઆ, કબજા કે સાડી-સાલ્લા કરચલી ભાંગી સફાઈથી સૂકવવા માટે પણ એક જાતની આવડતની જરૂર છે. આ જમાનામાં જ્યાં ગૃહિણીઓના પતિઓ, પુત્રો કે ભાઈઓ સ્વચ્છ કે અક્કડ કપડાંના શોખીન હોય ત્યાં સ્ત્રીઓએ આ દિશામાં પણ પ્રવીણ થવું જોઈએ. હાલનો યુવાન ખેડુત કાટલે કપડે ને મેલા ફાળિયે ખેતરમાં કામ કરતો હોય છે, પણ બાકીનો વખત, ને તે પણ આરામના મહિનાઓમાં, તે સ્વચ્છ ને સભ્ય પોષાક જ પહેરવાનું પસંદ કરે છે. ગામડાંનાં હાલનાં બાળકો પણ હવે કોટ, ખમીસ, પાટલૂન ને ફ્રૉકથી અજાણ્યાં નથી રહ્યાં, ત્યારે તેમની માતાઓને કોટનો કૉલર કે ખમીસની બાંય પણ બરાબર સૂકવતાં ન આવડે, તો તે નિભાવી લેવા જેવું તો નથી જ. ગામડેગામડે કાંઈ ધોબી નથી હોતો, અથવા કુટુંબેકુટુંબે કપડાં વેચાતાં ધોવરાવવા જેટલી દ્રવ્યસંપત્તિ નથી હોતી.

સીવવામાં નહિ તો છેવટે સાંધવામાં પણ આવાજ અદ્યતન જ્ઞાનની સ્ત્રીઓ માટે આવશ્યકતા છે. નાની કીકી ફ્રૉકને ખીસું મૂકી આપવાની હઠ લે, અથવા તો નાનો બચુ ખમીસની બાંયના ગાજ કરાવવા જીદ્દે ચઢે, ત્યારે દરજીનું શરણ શોધવામાં પુષ્કળ પરાધીનતા ને અનેકગણી તકલીફ ભોગવવી પડે છે. કેવળ કસવાળાં કેડિયાં કે કાપડાંનો આ જમાનો નથી. સ્ત્રીઓ તો પુરુષ કરતાં યે શીવણકામની વધુ શોખીન હોય છે. તો પછી તેનું પ્રાથમિક ને આવશ્યક જ્ઞાન તો તેમણે મેળવી લેવું જ રહ્યું.

અક્ષરજ્ઞાન, રસોઈ, સીવણ, ભરતગૂંથણ જેવા બીજા અનેક વિચારો ગામડાની સ્ત્રીઓના હાથે ગંભીર ધ્યાનની ને વધુ પ્રવીણતાની રાહ જુએ છે. પણ આ બધા તરફ તો અંગુલિનિર્દેશ કરી છેવટે એક મહત્ત્વના વિષય ઉપર જ આવું.

ધાર્મિક વાતાવરણ ક્ષીણ થતું જવાથી આપણાં ભજનો અને પદો પણ વિદ્યમાન સ્ત્રીઓને કંઠેથી વિસારે પડતાં જાય છે. ગામડાની ગોરીઓને પણ ગાવાનો શોખ તો હોય છે જ: પણ તે શોખ ગાલિપ્રદાનભર્યાં લગ્નગીતો કે જૂની ચર્ચેડે ચાલી આવતા નવરાત્રિના ગરબા દ્વારા જ પૂરો પડે છે. કેળવાએલી સ્ત્રીઓએ કે પછી પુરુષોએ વર્તમાન યુગની વ્યાપક રોશનાથી ગીત, ગરબા ને ભજનોના પ્રદેશને પણ ઉજાળવો ઘટે છે. ગુજરાત-કાઠિયાવાડ તેના ગરબા–ગરબીઓ માટે પરપ્રાંતમાં યે મશહૂર છે ત્યારે પ્રસંગને અનુરૂપ, સામાજિક ત્રુટિઓને પ્રહાર દેતાં, ને મર્મોના હાસ્યથી છલકાતાં નિર્દોષ લગ્નગીતો કેમ

મેઘાણી કે રાયચુરાની સરળ પણ પ્રાસાદિક કલમ વડે પુનર્જીવન પામતાં જાય છે; અને કોઈ 'સુંદરમ્' કે 'પતીલ'ના હાથે કટાક્ષભર્યાં લોકગીતો ને ભજનો પણ સર્જાતાં જાય છે. ગામડાંમાં યે જો આવાં નવીન સત્ત્વવાળાં ગીત અને ભજનો પ્રચાર પામે તો ત્યાંની સુંદરીઓ પણ પ્રગતિરથના પૈડાંને વધુ ઝડપથી ચલાવી શકશે એ નિઃસંશય છે.

આ ઉપરાંત, હજુ ગામડાના સ્ત્રીજીવનને ઉપયોગી બીજા કેટલાયે ઉપયોગી પ્રશ્નો છણવા બાકી રહે છે. ગ્રામસ્ત્રીઓની અક્ષરકેળવણી, તેમના નાના ગૃહઉદ્યોગો, તેમના પ્રાપ્ત કરેલા અક્ષરજ્ઞાનને સાચવી રાખતાં ને સતેજ કરતાં સ્ત્રી-પુસ્તકાલયો, તેમની કલાદૃષ્ટિને પોષે તેવાં ઘરના શણગારોના નવીન નમૂનાઓ તથા તેમની અને તેમનાં બાળકોની નાનીમોટી જરૂરિયાતો પૂરી પાડે તેવી, સહકારી ધોરણે ને શુદ્ધ ભાવે ચાલતી સ્વદેશી દુકાનો: આ બધાંયે સ્ત્રીજીવનના કોઈ અભ્યાસીને સ્પષ્ટ થઈ પડે તેવાં હોય છે.

આમ વિવિધ પ્રકારે ગામડાનું સ્ત્રીજીવન જો ફૂલે ફાલે, તો કેટલીયે નકામી કુથલીઓ, ચાડીચુગલીઓ ને નિંદાઓ ઓછી થઈ જાય, સ્ત્રીઓની સંકુચિત દૃષ્ટિ દૂર થાય, તેમના અભ્યાસ, અવલોકન અને અનુભવ માટે તેમને વિશાળ પ્રદેશો સાંપડે, ને સાચી સંગીન પ્રગતિ થાય. આ પ્રગતિના પૂરમાં નાહીને ગામડાંની એ ગૃહરાણીઓ પોતાનું જીવન વધુ ઉન્નત ને રસિક બનાવે તથા જનસમાજને વધુ હિતકારક થાય એ જ ઈચ્છા સાથે અત્ર વિરમું છું.

# સંતતિનિયમન



**ડૉ૦ અમૃતલાલ હ. પટેલ**
ડી. પી. એચ. (ઇંગ્લેંડ)
ડી. ટી. એમ. એન્ડ એચ. વાય. (ઇંગ્લેંડ)

**સંતતિનિયમન**નો વાસ્તવિક અર્થ, મર્યાદિત સંખ્યામાં અને અનુકૂળ સમયે બાળકો ઉત્પન્ન કરવાં તે થાય છે. આવી જાતનું સંતતિનિયમન કરવાની ઇચ્છા મનુષ્યજાતિમાં સ્વાભાવિક છે અને તેમ કરવાનો મનુષ્યજાતિને કુદરતી હક્ક છે.

પ્રાચીન કાળમાં મનુષ્યજાત વધારેપડતી પ્રજોત્પત્તિ રોકવા માટે, તે જમાનામાં હસ્તી ધરાવતાં સાધનોનો ઉપયોગ કરતી હતી તે વાત પ્રાચીન સાહિત્યમાં મળી આવે છે. તેમાંનાં મુખ્ય સાધનો બ્રહ્મચર્ય, ગર્ભપાત, બાળહત્યા અને ગર્ભનિરોધક અથવા ગર્ભનાશક દવાઓ હતાં. હિંદુસ્તાનના વૈદકના ગ્રંથોમાં ગર્ભનો નિરોધ અને નાશ કરવાની દવાઓનું વર્ણન છે. સંતતિનિયમનના પક્ષમાં આ દેશના પ્રાચીન સાહિત્યમાં સ્પષ્ટ ઉલ્લેખ હોવાનું ખાસ કારણ એ છે કે પ્રાચીનભારતને વધારે જનસંખ્યાની બહુ જરૂરત હતી. મધ્યએશિયામાંથી ભારતવર્ષમાં આક્રમણ કરી વસનારી આર્ય પ્રજાને પોતાની સત્તા વધારવા ખાતર વધારે જનસંખ્યાની જરૂર હતી. વળી અગાઉના વખતમાં ઠેકઠેકાણે અનેક વિગ્રહો થતા હતા અને તે ઉપરાંત કૉલેરા, શીતળા ઇત્યાદિ રોગોને લીધે અને અનાવૃષ્ટિને લીધે અનેક મનુષ્યો મરણ પામતાં હતાં. આવા સમયમાં જગતને વધારે મનુષ્યોની જરૂર હતી. આવા સંયોગોમાં સંતતિનિયમનની તરફેણમાં બહુ સાહિત્ય ન મળે તો તે આશ્ચર્યકારક નથી.

પ્રાચીન સમયના કેટલાક મહાન પુરુષોએ સંતતિનિયમનના પક્ષમાં અભિપ્રાય દર્શાવેલ છે. આ વિષયમાં ગ્રીસ દેશના મહાન્ તત્ત્વવેત્તા ઍરીસ્ટૉટલનો અભિપ્રાય નીચે મુજબ છે:

"બાળકો ઉછેરવાં અને તેમનો નાશ કરવાની બાબતમાં એવો કાયદો હોવો જોઈએ કે ખોડ–ખાંપણવાળાં બાળકો ઉછેરવાં નહિ. વધારેપડતી સંખ્યામાં બાળકો ન કરવા

પામે તેટલા માટે તેમનો—પર્વત કે જંગલમાં છોડી દઈ—નાશ કરવાની પ્રથા. જો કાયદા મુજબ ચાલુ ન જ રાખી શકાય તો, દરેક દંપતિએ કેટલાં બાળકો ઉત્પન્ન કરવાં તે કાયદાએ નક્કી કરવું જોઈએ અને સંતતિનિયમન માટે એવા ઉપાયો યોજવા જોઈએ કે સ્ત્રીને રહેલા ગર્ભમાં, જીવ અને પાંચ ઇન્દ્રિયો ઉત્પન્ન થાય તે આગાઉ જ ગર્ભનો નાશ થઈ જાય. ગરીબાઈ અને તેને અંગે ઉત્પન્ન થતી લડાઈઓ, રાજદ્રોહ અને તેવી જ બીજી અનિચ્છનીય સ્થિતિઓ ઉત્પન્ન ન થાય તેને માટે દેશની પ્રજાની સંખ્યા હદ ઉપરાંત વધવી ન જોઈએ."

હાલના જમાનામાં સંતતિનિયમનની પ્રથા લગભગ દરેક દેશમાં ચાલુ છે. આ પ્રથાનો, અમુક વ્યક્તિઓ અથવા સંસ્થાઓ તરફથી વિરોધ હોવા છતાં તે લગભગ દરેક દેશમાં હસ્તી ધરાવે છે. દુનિયાના બે ત્રણ સુધરેલા દેશોમાં આ પ્રથાની વિરુદ્ધ કાયદાઓ ઘડવામાં આવ્યા છે છતાં તે દેશોની પ્રજાએ આ કાયદાના જવાબ તેનું ઉલ્લંઘન કરીને જ આપ્યો છે અને આવા દેશોમાં મનુષ્યજાતિનું જન્મપ્રમાણ વર્ષ પ્રતિ વર્ષ બેહદ ઘટતું જ જાય છે! આ વાત આપણને એમ બતાવે છે કે હાલની પ્રજાને સંતતિનિયમન માટે ઘણો પક્ષપાત છે. આ વાત સિદ્ધ કરવા અહીં એક દેશનો દાખલો આપવો, તે અસ્થાને નહિ ગણાય.

ફ્રેન્ચ સરકારે, પોતાના દેશનું જન્મપ્રમાણ દરવર્ષે બેહદ ઘટતું જવાથી સંતતિ નિયમનની હિલચાલ વિરુદ્ધ સખત કાયદો ઘડી, તે દેશમાં સંતતિનિયમન માટે વપરાતા સાધનો વેચવાની તથા તે વિષયનું સાહિત્ય પ્રસિદ્ધ કરવાની મનાઈ કરી છે છતાં તે દેશમાં જન્મપ્રમાણ વધ્યું નહિ એટલું જ નહિ પણ તે નિયમિત રીતે ઘટતું જ જાય છે, જે નીચેના આંકડાઓ પરથી જણાશે:

| વર્ષ | દર ૧૦૦૦ માણસની વસ્તીએ જન્મપ્રમાણ |
|---|---|
| ૧૮૮૦ | ૨૫ |
| ૧૮૯૦ | ૨૩ |
| ૧૯૦૦ | ૨૧ |
| ૧૯૧૦ | ૧૯ |
| ૧૯૨૦ | ૨૧ |
| ૧૯૩૦ | ૧૮ |

# સંતતિનિયમન



**ડૉ૦ અમૃતલાલ હ. પટેલ**
ડી. પી. એચ. (ઇંગ્લેંડ)
ડી. ટી. એમ. એન્ડ એચ. વાય. (ઇંગ્લેંડ)

**સંતતિનિયમન**નો વાસ્તવિક અર્થ, મર્યાદિત સંખ્યામાં અને અનુકૂળ સમયે બાળકો ઉત્પન્ન કરવાં તે થાય છે. આવી જાતનું સંતતિનિયમન કરવાની ઇચ્છા મનુષ્યજાતિમાં સ્વાભાવિક છે અને તેમ કરવાનો મનુષ્યજાતિને કુદરતી હક્ક છે.

પ્રાચીન કાળમાં મનુષ્યજાત વધારેપડતી પ્રજોત્પત્તિ રોકવા માટે, તે જમાનામાં હસ્તી ધરાવતાં સાધનોનો ઉપયોગ કરતી હતી તે વાત પ્રાચીન સાહિત્યમાં મળી આવે છે. તેમાંનાં મુખ્ય સાધનો બ્રહ્મચર્ય, ગર્ભપાત, બાળહત્યા અને ગર્ભનિરોધક અથવા ગર્ભનાશક દવાઓ હતાં. હિંદુસ્તાનના વૈદકના ગ્રંથોમાં ગર્ભનો નિરોધ અને નાશ કરવાની દવાઓનું વર્ણન છે. સંતતિનિયમનના પક્ષમાં આ દેશના પ્રાચીન સાહિત્યમાં સ્પષ્ટ ઉલ્લેખ હોવાનું ખાસ કારણ એ છે કે પ્રાચીનભારતને વધારે જનસંખ્યાની બહુ જરૂરત હતી. મધ્યએશિયામાંથી ભારતવર્ષમાં આક્રમણ કરી વસનારી આર્ય પ્રજાને પોતાની સત્તા વધારવા ખાતર વધારે જનસંખ્યાની જરૂર હતી. વળી અગાઉના વખતમાં ઠેકઠેકાણે અનેક વિગ્રહો થતા હતા અને તે ઉપરાંત કૉલેરા, શીતળા ઇત્યાદિ રોગોને લીધે અને અનાવૃષ્ટિને લીધે અનેક મનુષ્યો મરણ પામતાં હતાં. આવા સમયમાં જગતને વધારે મનુષ્યોની જરૂર હતી. આવા સંયોગોમાં સંતતિનિયમનની તરફેણમાં બહુ સાહિત્ય ન મળે તો તે આશ્ચર્યકારક નથી.

પ્રાચીન સમયના કેટલાક મહાન પુરુષોએ સંતતિનિયમનના પક્ષમાં અભિપ્રાય દર્શાવેલ છે. આ વિષયમાં ગ્રીસ દેશના મહાન્ તત્ત્વવેત્તા એરીસ્ટોટલના અભિપ્રાય નીચે મુજબ છે:

"બાળકો ઉછેરવાં અને તેમના નાશ કરવાની બાબતમાં એવો કાયદો હોવો જોઈએ કે ખોડ-ખાંપણવાળાં બાળકો ઉછેરવાં નહિ. વધારેપડતી સંખ્યામાં બાળકો ન જન્મ

વાસનાનું આકસ્મિક પરિણામ ન હોવું જોઇએ, પરંતુ તે કાર્ય વિચારપૂર્વક અને સઘળી જોખમદારી સમજીને કરેલા યત્નનું પરિણામ હોવું જોઇએ. આવા કાર્યને આપણે "રચનાત્મક સંતતિનિયમન" એવું નવું નામ આપીએ તો યોગ્ય ગણાશે.

રચનાત્મક સંતતિનિયમનના આદર્શ મુજબ વર્તનારા મનુષ્યોનો ઉદ્દેશ, "પ્રજોત્પત્તિ ન થવા દેવી" તે નથી. તેઓ એમ માને છે કે સ્ત્રીને એક વખત પ્રસૂતિ આવે પછી તેને સંપૂર્ણ રીતે તંદુરસ્તી પ્રાપ્ત થાય અને પહેલું બાળક ઓછામાં ઓછું પાંચ–છ વર્ષનું ન થાય ત્યાંસુધી બીજું બાળક થવા ન દેવું. પોતાની આર્થિક સ્થિતિને અનુસરીને અને સ્વમાનપૂર્વક જેટલાં બાળક ઉછેરી શકાય તેથી વધુ, એક પણ બાળક ઉત્પન્ન થવા ન દેવું. આ સિદ્ધાંત રચનાત્મક સંતતિનિયમનમાં માનનારાઓ સ્વીકારે છે.

રાજકીય દૃષ્ટિએ આપણે આ વિષયને વિચારીએ તો આપણને જણાશે કે અત્યારે જે દેશની માત્ર વસતી વધારે છે તે ઉન્નતિના શિખરે નથી પરંતુ જે દેશની પ્રજા ઓછી સંખ્યામાં હોવા છતાં શારીરિક અને માનસિક ઉન્નતિએ પહોંચેલી છે તે જ દેશ જગતમાં મોખરે છે.

જગતમાં જુદાજુદા ધંધો કરવાવાળાં દંપતીઓને ઉત્પન્ન થતાં બાળકોનું જન્મપ્રમાણ આ વિષયને અંગે બહુ વિચારવા યોગ્ય છે. આ જન્મપ્રમાણ નીચે મુજબ છે:—

| ધંધાદારીનું નામ | સરેરાશ જન્મપ્રમાણ |
|---|---|
| કોલસાની ખાણના મજુર | ૧૨૬ |
| ખેતીનું કામ કરનાર | ૧૧૩ |
| લોખંડના કારખાનામાં કામ કરનાર | ૧૧૦ |
| ધર્મોપદેશક | ૭૨ |
| શિક્ષકવર્ગ | ૭૦ |
| વૈદકનો ધંધો કરનાર વર્ગ | ૬૪ |

કોઇપણ દેશની પ્રગતિ માટે ઉપર મુજબનું જન્મપ્રમાણ દેશને હિતકર નથી. આ જાતનું જન્મપ્રમાણ તદ્દન ઉલટાવી નાખવું તે દેશને ખાતર જરૂરી છે. સંતતિના નિયમનના જ્ઞાનદ્વારા દેશના ગરીબવર્ગને ઘણી રાહત આપી શકાય. તેમ કરવાથી દેશની વસતી નિયંત્રિત રહે, બેકારી ઓછી થાય અને ગરીબ અને તવંગર વચ્ચેનું અંતર જે હાલમાં વધતું જાય છે તે પણ ઓછું થાય.

વૈદકની દૃષ્ટિએ જોઇએ તો. આપણને જણાશે કે ક્ષય, વાઇ, ઉપદંશ, પ્રમેહ અને ગાંડપણ વગેરે રોગોથી પીડાતાં સ્ત્રી–પુરુષો જો પ્રજા ઉત્પન્ન કરે તો તેમના બાળકોમાં કેટલાક રોગો ઊતરી આવે છે અથવા તેઓ સંપૂર્ણ રીતે તંદુરસ્ત રહી ન શકે. મનુષ્યજાતના હિતને ખાતર અને ખાસ કરીને ઉપર જણાવેલા રોગોથી પીડાતાં સ્ત્રી–પુરુષોની, કમનસીબ પ્રજાને ખાતર, આવા સ્ત્રી–પુરુષો સંતતિ પેદા ન કરે તેમાં જ તેમને અને દેશને ફાયદો છે. જર્મનીમાં તો આવાં મનુષ્યોને કાયદાથી સંતતિ ઉત્પન્ન કરવા દેવાની મનાઇ કરવામાં આવી છે એટલું જ નહિ પણ આવા રોગી માણસો, સંતતિ ઉત્પન્ન કરવાને માટે હમેશને માટે અશક્ત થાય તેટલા ખાતર તેમના પર શસ્ત્રક્રિયા પણ ફરજીઆત કરવામાં આવે છે. આવો કાયદો દરેક દેશમાં લાગુ પાડવો શક્ય નથી; આટલા કારણસર સંતતિનિયમનનાં આધુનિક વૈજ્ઞાનિક સાધનો આવાં મનુષ્યોને સંતતિ થતી રોકવામાં જરૂર ઉપયોગી થઇ શકે.

સંતતિનિયમનની આવશ્યકતા અને ઉપયોગિતા વિષે આટલું જાણવા પછી વાંચકવર્ગને આ કાર્ય માટે વપરાતા સાધનો વિષે વિશેષ જાણવાની જરૂર ઇચ્છા થાય. આટલા નાના લેખમાં સંતતિ નિયમનનાં સાધનોનું સંપૂર્ણ રીતે વર્ણન કરવું તે અશક્ય છે; પરંતુ તેમાંના ખરેખરા ઉપયોગી અને વિશ્વાસપાત્ર સાધનોનો ટુંકમાં ઉલ્લેખ કરવો જરૂરી છે.

સંતતિનિયમન માટે ખાવાની દવાઓથી કાંઇપણ ફાયદો થાય છે તે હજુસુધી પૂરવાર થયું નથી. અમુક દવા ખાવાથી ચોક્કસ રીતે સંતતિ થતી અટકે છે તેવો અભિપ્રાય હજુ કોઇ ડૉક્ટરે આપ્યો નથી. આટલા કારણસર ખાવાની દવાથી સંતતિનિયમન કરવાનો યત્ન કરવાની સલાહ હું કોઇને આપી શકતો નથી.

સંતતિનિયમન માટે વપરાતી, ડચ અથવા રેમ્સર પેસરી અથવા આ પેસરીના ઘાટને મળતી આવતી બીજી પેસરીનો ઉપયોગ બીજાં બધાં સાધનો કરતાં વધારે વિશ્વાસપાત્ર છે. કોઇપણ પેસરીની સાથે વીર્યનાં પરમાણુઓ નાશ કરવાવાળી દવા વાપરવાની ખાસ જરૂર હોય છે. આ દવાઓમાં ગ્લીસીરીન જેલી સૌથી શ્રેષ્ઠ ગણાય છે.

વિજ્ઞાનને આધારે શોધાયલાં ઉપરનાં સાધનો જરાપણ નુકસાનકર્તા નથી તેમજ તેમનો ઉપયોગ બંધ કર્યા પછી સ્ત્રીને પાછો ગર્ભ જરૂર રહી શકે છે.

આપણા કમનસીબે આ દેશમાં સંતતિનિયમનનું જ્ઞાન આપનારી અને તેને અંગે વપરાતાં સાધનોનો ઉપયોગ શીખવનારી સંસ્થાઓ (Birth Control Clinics) હજુ

સ્થપાયું નથી એટલા માટે, સંતતિનિયમન માટેનાં કોઈ પણ સાધનોનો ઉપયોગ કરતાં અગાઉ આ વિષય ઉપર વૈદકનું જ્ઞાન ધરાવનાર વ્યક્તિઓએ લખેલાં પુસ્તકો વાંચવાની જરૂર છે અને તે ઉપરાંત આ વિષયનું ખાસ જ્ઞાન ધરાવનાર ડૉક્ટરો અને નર્સોની આમાં સલાહ લેવી આવશ્યક છે.

સંતતિનિયમનથી મનુષ્યની શારીરિક અવનતિ થાય છે તેના પુરાવા હજુસુધી મળ્યા નથી. ઊલટું એમ માલમ પડ્યું છે કે જે દેશમાં સંતતિનિયમનનો પ્રચાર થયો છે ત્યાં પ્રજાની સ્થિતિ સુધરી છે. સંતતિનિયમનના ફાયદાના પુરાવા તરીકે હોલેન્ડ દેશનો દાખલો પ્રત્યક્ષ છે. તે દેશમાં ફક્ત એક સૈકાથી સંતતિનિયમનનાં સાધનો વપરાય છે અને તેને લીધે તે દેશની શારીરિક અને આર્થિક સ્થિતિ સુધરી છે.

નીતિશાસ્ત્રીઓ, ધર્મશાસ્ત્રીઓ અને આ દેશના કેટલાક નેતાઓનો એવો મત છે કે દેશના હિતને ખાતર સંતતિનિયમન જરૂરી છે, પરંતુ સંતતિનિયમન માટે બ્રહ્મચર્ય સિવાય અન્ય સાધનનો ઉપયોગ કરવો તેમાં પાપ માને છે અને તેનાથી દેશની અધોગતિ થશે એમ તેઓ કહે છે. એલોપેથીક વૈદકશાસ્ત્ર અનુસાર એકલા બ્રહ્મચર્યથી સંતતિનિયમન કરવું તે શક્ય અથવા વ્યવહારુ માર્ગ નથી.

આ ચર્ચાસ્પદ બાબતમાં ઇંગ્લેન્ડના બે મહાન્ ડૉક્ટરોના અભિપ્રાય આપી આ લેખ સમાપ્ત કરું છું. લૉર્ડ ડૉસન ઑફ પેન, એમ. ડી. (નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જના રાજ્યવૈદ્ય)નો અભિપ્રાય:

"સંતતિનિયમન હવે સિદ્ધ વસ્તુ છે. સંતતિનિયમનથી સારું કે ખરાબ પરિણામ આવે તોપણ હવે તો તે જગતને સ્વીકારવું જ રહ્યું. ઇંદ્રિયનિગ્રહથી સંતતિનિયમન શક્ય નથી અને શક્ય હોય તો પણ તે નુકસાનકર્તા છે.

સર આરબુથ નૉટલેન (મહાન્ બ્રિટિશ શસ્ત્રવૈદ્ય અને સ્ત્રીઓના રોગોના પ્રખર અભ્યાસી)નો અભિપ્રાય:

"તંદુરસ્તીને ખાતર સંતતિનિયમન કરવું તે સાધારણ અક્કલની વાત છે. જો લોકો સંતતિનિયમન માટે યોગ્ય ઉપાયો પસંદ કરે તો તે નુકસાનકર્તા નથી એટલું જ નહિ પણ તેનાથી નીતિનો આદર્શ દૃઢ થાય છે."

મર્યાદિત સંખ્યામાં સંતાનો ઉત્પન્ન કરવાં તે મતનો પક્ષ, જનસમાજ આસ્તે આસ્તે કરતો જાય છે તેમાં જરાપણ શંકા નથી.

જ્યારે હું ગરીબોના લત્તામાં ફરૂં છું ત્યારે ત્યાં વસતા લોકોનું દુઃખ મને કારી ઘા સમાન લાગે છે. ગરીબવર્ગની સ્ત્રીઓની ફક્ત એક જ વાંછના હોય છે કે યોગ્ય અને માન ભરેલી રીતે ઉછેરી શકાય તેટલી જ મર્યાદિત સંખ્યામાં તેમને બાળકો ઉત્પન્ન થાય!

જન્મથી જ દેખીતી રીતે દુઃખમાં સડવાને નિર્મિત બાળકો પેદા કરવાં તે ખરે-ખર ગંભીર પાપકર્મ છે. સંતાનોત્પત્તિ ઉપર નિગ્રહ રાખી કુટુંબને સુખી અને તંદુરસ્ત રાખવું તે ખરેખર પુણ્ય છે.

# નારીસમાજ ક્યાં ?



કેશવપ્રસાદ દેસાઈ

"જગત ઊંચું ચડે છે કે નીચું?"

વિદ્યાબ્હેનના જન્મદિવસનો મણિમહોત્સવ એટલે ગુર્જરસ્ત્રીજીવનના વિકાસનો રૌપ્યમહોત્સવ! આ પ્રસંગે ગુર્જરપંખિણીના પિંજરના સળીયા—એના બંધનની શૃંખલાના આંકોડા, કેવા અને કેટલા તૂટ્યા છે તે જોઈ જાણીને રાચવું જોઈએ. કવિવર ન્હાનાલાલના દેવર્ષિની માફક આપણે પૂછીએ કે (નારી) "જગત ઊંચું ચડે છે કે નીચું?"

એ ત્રણ દસકા ઉપર કન્યા એટલે કોઈ અનિચ્છનીય વસ્તુ હતી. સઘળી સ્ત્રીની એકમાત્ર પ્રાર્થના હતી કે "પ્રભુ મને કન્યા ના આપીશ." આ ત્રાસ અત્યારે જરૂર ઓછો થયો છે. કન્યાજન્મે આનંદિત થતી નવયુગની માતાઓ પણ અત્યારે છે. કન્યા વાંછની પરિણીતાઓ પણ આ યુગમાં નજરે પડે છે. આ વાંછના કન્યાના વિક્રય માટે નહિ, પણ કન્યાના પ્રેમ માટે છે. સ્ત્રીજીવનની આ પ્રાણપ્રતિષ્ઠા છે. નારીજીવનના ઉર્ધ્વગમનનું આ પ્રથમ પગથિયું છે.

કન્યા દૂધપીતી થતી હતી; કંઈક ગામની ભાગોળોએ થોરીયા ખોદતાં નવજન્મિત કન્યાનાં હાડકાં મળતાં હતાં; એ બધી વાતો હવે તો ઇતિહાસની વાતો થઈ ગઈ છે. આ પચ્ચીસીમાં એ ત્રાસકથા સાંભળી નથી. આપણા સમાજની માનવતા એટલી વિકસેલી કહી શકાય.

કન્યાશિક્ષણનો વિકાસ તો સર્વસુંદર કહેવાય તેવો છે. ત્રણ દસકામાં શિક્ષણપ્રમાણ કન્યાઓમાં ત્રણગણું થયું છે. પ્રથમ પંક્તિના ગુજરાતી દેશી રાજ્ય વડોદરામાં કન્યાઓ માટે પણ પ્રાથમિક શિક્ષણ ફરજિયાત થયું છે. સ્ત્રીસેવા કરનાર અમદાવાદના વનિતા વિશ્રામની પ્રથમ પચ્ચીસીના મહોત્સવ સ્ત્રીસમાજે ઉત્સાહથી ઉજવ્યા છે. મહિલા વિદ્યાલયોની

સ્થાપના સ્થળે સ્થળે થઇ છે. આર્ય કન્યાવિદ્યાલયો પણ સ્થપાયાં છે. આ સર્વ સંસ્થાઓ કન્યાઓમાં માધ્યમિક શિક્ષણનો પ્રચાર કરે છે. એકલડોકલ કન્યા મેટ્રીકમાં બેસતી તે સમય ચાલી ગયો છે. સંખ્યાબંધ કન્યાઓ મેટ્રીક અને શાલાન્ત પરીક્ષામાં પસાર થાય છે ટોળેટોળાં હાઇસ્કૂલો અને વિદ્યાલયોમાં ભણવા જાય છે. વિદ્યાર્થિનીઓ માટે નિવાસ-ગૃહો અસ્તિત્વમાં આવ્યાં છે. છોકરીને ભણીને શું કરવું છે એ પ્રશ્નો હવે ભાગ્યે જ પૂછાય છે. હવે તો છોકરીઓ માટે ભણવાની સંસ્થાઓ જ્યાં ન હોય ત્યાં ફરિયાદો થાય છે. વળી કોલેજોમાં–પાઠશાળાઓમાં–પણ કન્યાઓ ભણે છે. સ્નાતિકાઓ–ગ્રેજ્યુએટો–ગૃહિતાગમાઓ અને વૈદકવિશારદો પણ સ્ત્રીઓમાં છે. ઇંગ્લેંડ અને અમેરિકા સુધી શીખવા જવા ગુજરાતી કન્યકાઓ તૈયાર છેઃ સફળતાથી ત્યાં શીખીને પણ આવી છે. તેઓ વિદ્યાલયો અને પાઠશાળાની વ્યવસ્થા કરે છે. આમ આ પંખિનીઓને શિક્ષણરૂપ પાંખો આવી છે, તેમને હવે કોઇ પિંજરમાં રાખી શકે તેમ નથી. પિંજરના સળિયા અને સાંકળની કડીઓ વિદ્યાથી જરૂર છેદાતી દેખાય છે.

તે સાથે સંતોષની વાત એ છે કે શિક્ષિત કન્યકાઓ લગ્નથી વિમુખ નથી. આવી કન્યકાઓ માટે લગ્નમાં હોમાવાનું રહેતું નથી. આવી કન્યાઓને બળજબરીથી પરણાવી શકાતી નથી અને લગ્નની બાબતમાં સર્વત્ર બળજબરી ઓછી જ થતી જાય છે. બહુ શિક્ષણ પામેલાં ના હોય, તેઓમાં પણ ઓછી વધતી સંમતિ પરણનારની લેવાય છે. સ્વેચ્છા લગ્ન–પસંદગીનાં લગ્ન–પણ હવે નજરે પડે છે. લગ્ન પહેલાં કાંઇક સંવનન જેવું પણ દૃષ્ટિએ ચડે છે. જીવનના ભાગીદારને ઓળખી લેવા યત્ન થાય છે. સ્વેચ્છા સામાન્ય થાય, પ્રેમને પ્રાધાન્ય અપાય, એટલે જ્ઞાતિની સીમાઓ વિશાળ થાય કે તૂટે જ. આમ થયાનાં દૃષ્ટાંતો પણ ઓછાં નથી. બાળલગ્નો હવે સામાન્ય રહ્યાં નથી. "બકરી બાઇનો બેટડો" અને "વેંગણનો વરઘોડો" ગાવાનો સમય હવે ગયો છે. શુભ શારદા એક્ટ પણ આ પચ્ચાસીમાં જ આવ્યો છે. લગ્ન જેવી અગત્યની સામાજિક બાબતમાં થએલો વિકાસ ગુર્જર સમાજને જ્વલંત અને જીવંત બનાવશે.

જીવનકાર્યમાં, જીવનધ્યેયમાં, જીવનમિત્રોના કલહ હવે રહ્યા નથી. હવે તો જીવનની બે પાંખ જેવા દંપતી દૃષ્ટિગોચર થાય છે. આદર્શ સાધન માટે બેઉ એકબીજાને સાથ આપતાં જણાય છે. જીવનરથનું વહન કરતાં સમ પ્રગતિવાન આ બે ચક્રો ગુર્જર સમાજનું ધન્ય દર્શન છે.

પરંતુ લગ્નનાં આ વાજાં સાંભળી, સહચારની નોબતોના નાદ સાંભળી, કોઇએ એમ ના ધારવું કે અર્વાચીન ગુર્જરસમાજ વ્યક્તિમાત્ર માટે લગ્નજીવન ફરજીયાત માને છે. ના, તેવું કાંઇ જ નથી. આત્મવિકાસનો માર્ગ વ્યક્તિઓ પોતે જ પસંદ કરે છે. કૌમાર્યના—આજીવન કૌમાર્યના—જેમને અભિલાષ હોય તેમના માર્ગમાં સમાજના અંતરાય હવે રહ્યા નથી. ડોસો કે ડોશી, જેની ઇચ્છા હોય તે કૌમાર્યવ્રત સેવી શકે છે. અને તે યે ત્યાગવૃત્તિથી કે સાધુ સાધ્વી માફક નહિ, પણ સમાજમાં હરીફરીને, જીવનકાર્યમાં રચીપચીને. નારીજીવનના વિકાસમાં આ સીમાચિહ્ન અગત્યનું છે.

વિચાર, વાણી અને વર્તનનું પણ સ્વાતંત્ર્ય સ્ત્રીઓને લાધ્યું છે. પડદા અને મલાઝા તૂટવા માંડ્યા છે. જ્ઞાતિબંધન અનિષ્ટ છે એમ સ્ત્રીઓ હવે કહી શકે છે. વિધવાલગ્ન માટે બાધ હોવા ના જોઇએ એમ પણ વિના સંકોચે તેઓ જાહેર કરી શકે છે. અને તેથી યે વધારે અટપટી બાબતો, જેને વિષે ખાનગીમાં પણ વાત કરવી મુશ્કેલ હતી, તેવી બાબતો પણ સ્ત્રીઓ જાહેરમાં ચર્ચે છે. જાતીય પ્રશ્નો અને સંતતિનિયમનની બાબતો પણ સ્ત્રીઓ ચર્ચે છે. પોતપોતામાં યે ચર્ચે છે અને જાહેરપત્રોમાં યે. તે સંબંધી વ્યાખ્યાનો યે કરે છે અને લેખો યે લખે છે. વળી તેઓ જાતે ટેનીસ અને ક્રીકેટ જેવી રમતો રમે છે. સેંકડો ગુજરાતી બ્હેનો ક્રીકેટની મેચો જોવા જાય છે અને એરોપ્લેન ઉડાડવાનું સાહસ પણ કરે છે. જાહેર તખ્તા ઉપર શ્રીમતી હઠીસિંગ જેવી બ્હેનો નૃત્યપ્રદર્શન કરે છે. સરખી વયનાં કુમાર કુમારિકાઓ-મોટાં અને નાનાં રાસની રમઝટ લગાવે છે, નાટકના ખેલ ભજવે છે. પતિપત્નીના પાઠ સુદ્ધાં ભજવે છે અને સારો યે સમાજ હોંસે હોંસે તે જોવા જાય છે. ટુંકાં પાટલૂન ખમીસ અને ઉઘાડા માથા વાળી બેનો પણ દેખાય છે. ઇ.સ. ૧૯૦૦ની સાલ પછી આ કેટલો ફેરફાર! વર્તન, વાણી અને વિચારની સ્ત્રીઓ માટે આ કેટલી સ્વતંત્રતા!

જાહેરજીવનમાં સ્ત્રીઓ હવે વિનાસંકોચ વિચરે છે. છેલ્લી સત્યાગ્રહની લડતમાં સ્ત્રીઓએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. દેશસેવિકાઓ અને માંજારસૈન્યોએ પ્રજામાં પ્રતિષ્ઠા મેળવી હતી. સ્ત્રીમુખત્યારોએ સંતોષપૂર્વક નેતૃપદ ધારણ કર્યું હતું. દારૂની દુકાન ઉપર સ્ત્રીઓની ચોકી સખ્ત હતી. જેલમાં જતાં પણ સંખ્યાબંધ સ્ત્રીઓ ભય પામી ન હતી. સામાજિક દૃષ્ટિએ સ્ત્રીજીવનનું આ અંગ અતિ મહત્વનું છે. આ હિલચાલથી સામાજિક દૃષ્ટિ જરૂર વિશાળ બની છે.

સ્થાપના સ્થળે સ્થળે થઇ છે. આર્ય કન્યાવિદ્યાલયો પણ સ્થપાયાં છે. આ સર્વ સંસ્થાઓ કન્યાઓમાં માધ્યમિક શિક્ષણનો પ્રચાર કરે છે. એકલડોકલ કન્યા મેટ્રીકમાં બેસતી તે સમય ચાલી ગયો છે. સંખ્યાબંધ કન્યાઓ મેટ્રીક અને શાલાન્ત પરીક્ષામાં પસાર થાય છે ટોળેટોળાં હાઇસ્કૂલો અને વિદ્યાલયોમાં ભણવા જાય છે. વિદ્યાર્થિનીઓ માટે નિવાસ-ગૃહો અસ્તિત્વમાં આવ્યાં છે. છોકરીને ભણીને શું કરવું છે એ પ્રશ્નો હવે ભાગ્યે જ પૂછાય છે. હવે તો છોકરીઓ માટે ભણવાની સંસ્થાઓ જ્યાં ન હોય ત્યાં ફરિયાદો થાય છે. વળી કોલેજોમાં–પાઠશાળાઓમાં–પણ કન્યાઓ ભણે છે. સ્નાતિકાઓ–ગ્રેજ્યુએટો–ગૃહિતાગમાઓ અને વૈદકવિશારદો પણ સ્ત્રીઓમાં છે. ઇંગ્લેંડ અને અમેરિકા સુધી શીખવા જવા ગુજરાતી કન્યકાઓ તૈયાર છે: સફળતાથી ત્યાં શીખીને પણ આવી છે. તેઓ વિદ્યાલયો અને પાઠશાળાની વ્યવસ્થા કરે છે. આમ આ પંખિનીઓને શિક્ષણરૂપ પાંખો આવી છે, તેમને હવે કોઇ પિંજરમાં રાખી શકે તેમ નથી. પિંજરના સળિયા અને સાંકળની કડીઓ વિદ્યાથી જરૂર છેદાતી દેખાય છે.

તે સાથે સંતોષની વાત એ છે કે શિક્ષિત કન્યકાઓ લગ્નથી વિમુખ નથી. આવી કન્યકાઓ માટે લગ્નમાં હોમાવાનું રહેતું નથી. આવી કન્યાઓને બળજબરીથી પરણાવી શકાતી નથી અને લગ્નની બાબતમાં સર્વત્ર બળજબરી ઓછી જ થતી જાય છે. બહુ શિક્ષણ પામેલાં ના હોય, તેઓમાં પણ ઓછી વધતી સંમતિ પરણનારની લેવાય છે. સ્વેચ્છા લગ્ન–પસંદગીનાં લગ્ન–પણ હવે નજરે પડે છે. લગ્ન પહેલાં કાંઇક સંવનન જેવું પણ દષ્ટિએ ચડે છે. જીવનના ભાગીદારને ઓળખી લેવા યત્ન થાય છે. સ્વેચ્છા સામાન્ય થાય, પ્રેમને પ્રાધાન્ય અપાય, એટલે જ્ઞાતિની સીમાઓ વિશાળ થાય કે તૂટે જ. આમ થયાનાં દષ્ટાંતો પણ ઓછાં નથી. બાળલગ્નો હવે સામાન્ય રહ્યાં નથી. "બકરી બાંધ્યાનો બેટડો" અને "વેંગણનો વરઘોડો" ગાવાનો સમય હવે ગયો છે. શુભ શારદા એક્ટ પણ આ પચ્ચાસીમાં જ આવ્યો છે. લગ્ન જેવી અગત્યની સામાજિક બાબતમાં થએલો વિકાસ ગુર્જર સમાજને જ્વલંત અને જીવંત બનાવશે.

જીવનકાર્યમાં, જીવનધ્યેયમાં, જીવનમિત્રોના કલહ હવે રહ્યા નથી. હવે તો જીવનની બે પાંખ જેવા દંપતી દષ્ટિગોચર થાય છે. આદર્શ સાધન માટે બેઉ એકબીજાને સાથ આપતાં જણાય છે. જીવનરથનું વહન કરનાં સમ પ્રગતિવાન આ બે ચક્રો ગુર્જર સમાજનું ધન્ય દર્શન છે.

પરંતુ લગ્નનાં આ વાજાં સાંભળી, સહચારની નોબતોના નાદ સાંભળી, કોઈયે એમ ના ધારવું કે અર્વાચીન ગુર્જરસમાજ વ્યક્તિમાત્ર માટે લગ્નજીવન ફરજીયાત માને છે. ના, તેવું કાંઈ જ નથી. આત્મવિકાસનો માર્ગ વ્યક્તિઓ પોતે જ પસંદ કરે છે. કૌમાર્યના–આજીવન કૌમાર્યના–જેમને અભિલાષ હોય તેમના માર્ગમાં સમાજના અંતરાય હવે રહ્યા નથી. ડોસો કે ડોશી, જેની ઇચ્છા હોય તે કૌમાર્યવ્રત સેવી શકે છે. અને તે યે ત્યાગવૃત્તિથી કે સાધુ સાધ્વી માફક નહિ, પણ સમાજમાં હરીફરીને, જીવનકાર્યમાં રચી-પચીને. નારીજીવનના વિકાસમાં આ સીમાચિહ્ન અગત્યનું છે.

વિચાર, વાણી અને વર્તનનું પણ સ્વાતંત્ર્ય સ્ત્રીઓને લાધ્યું છે. પડદા અને મલાઝા તૂટવા માંડ્યા છે. જ્ઞાતિબંધન અનિષ્ટ છે એમ સ્ત્રીઓ હવે કહી શકે છે. વિધવાલગ્ન માટે બાધ હોવા ના જોઇએ એમ પણ વિના સંકોચે તેઓ જાહેર કરી શકે છે. અને તેથી યે વધારે અટપટી બાબતો, જેને વિષે ખાનગીમાં પણ વાત કરવી મુશ્કેલ હતી, તેવી બાબતો પણ સ્ત્રીઓ જાહેરમાં ચર્ચે છે. જાતીય પ્રશ્નો અને સંતતિનિયમનની બાબતો પણ સ્ત્રીઓ ચર્ચે છે. પોતપોતામાં યે ચર્ચે છે અને જાહેરપત્રોમાં યે. તે સંબંધી વ્યાખ્યાનો યે કરે છે અને લેખો યે લખે છે. વળી તેઓ જાતે ટેનીસ અને ક્રીકેટ જેવી રમતો રમે છે. સેંકડો ગુજરાતી બ્હેનો ક્રીકેટની મેચો જોવા જાય છે અને એરોપ્લેન ઉડાડવાનું સાહસ પણ કરે છે. જાહેર તખ્તા ઉપર શ્રીમતી હઠીસિંગ જેવી બ્હેનો નૃત્યપ્રદર્શન કરે છે. સરખી વયનાં કુમાર કુમારિકાઓ–મોટાં અને નાનાં રાસની રમઝટ લગાવે છે, નાટકના ખેલ ભજવે છે. પતિપત્નીના પાઠ સુદ્ધાં ભજવે છે અને સારો યે સમાજ હોંસે હોંસે તે જોવા જાય છે. ટુંકાં પાટલૂન ખમીસ અને ઉઘાડા માથા વાળી બેનો પણ દેખાય છે. ઇ.સ. ૧૯૦૦ની સાલ પછી આ કેટલો ફેરફાર! વર્તન, વાણી અને વિચારની સ્ત્રીઓ માટે આ કેટલી સ્વતંત્રતા!

જાહેરજીવનમાં સ્ત્રીઓ હવે વિનાસંકોચ વિચરે છે. છેલ્લી સત્યાગ્રહની લડતમાં સ્ત્રીઓએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. દેશસેવિકાઓ અને માંજારસૈન્યોએ પ્રજામાં પ્રતિષ્ઠા મેળવી હતી. સ્ત્રીમુખત્યારોએ સંતોષપૂર્વક નેતૃપદ ધારણ કર્યું હતું. દારૂની દુકાન ઉપર સ્ત્રીઓની ચોકી સખ્ત હતી. જેલમાં જતાં પણ સંખ્યાબંધ સ્ત્રીઓ ભય પામી ન હતી. સામાજિક દૃષ્ટિએ સ્ત્રીજીવનનું આ અંગ અતિ મહત્વનું છે. આ હિલચાલથી સામાજિક દૃષ્ટિ જરૂર વિશાળ બની છે.

સ્ત્રીઓ સાથે સંકળાએલા વ્હેમ ઓછા થએલા જોઇ શકાય છે. લગ્નક્રિયામાંથી રૂઢીઓ ઘણીયે ઓછી થઇ ગઇ છે. ઓરી અછબડા સાથે જોડાએલા વ્હેમ દૂર થયા છે. સીમંત અને કુલેકાના સમારંભો, વાળ ઊતરાવવાના વરઘોડા, અને એવી બીજી ઘણીયે બાબતો નજરે નથી પડતી. અને એથી યે વધારે તો સ્ત્રીનાં સૌભાગ્યચિહ્ન ગણાતાં વાળ અને બંગડી સાથે પણ સ્ત્રીઓ રમત કરી શકે છે–કરે છે. બૉબ્ડ વાળવાળી ગુજરાતણો ઓછી ઓછી પણ દેખાય છે. બંગડીઓ એક જ હાથમાં પહેરી બીજે હાથે ઘડિયાળ બાંધેલી બેનો પણ નજરે પડે છે. અંગ્રેજી ઢબની હોટલોમાં પુરુષ સાથે સ્ત્રીઓ પણ હોય છે. વટાળના વહેમ તેમણે દૂર કર્યા લાગે છે. પુનર્લગ્ન કરેલી વિધવાઓ ગૃહસ્થ કુટુંબોમાં સન્માનાય છે. આંતરજ્ઞાતિલગ્ન કરેલ દંપતી સમાજથી બહિષ્કૃત નથી.

વિદ્યાબ્હેન જેવા પ્રગતિપૂજક–સુધારક–ને તેમની ઊગતી જુવાની સમયની ગુજરાતની સામાજિક પરિસ્થિતિ સાથે અત્યારની સ્થિતિ સરખાવતાં આછો પણ સંતોષ થતો હશે. તેમણે કરેલી અનેક બાબતની પહેલ સમાજે સ્વીકારી લીધેલી જોઇને તેમને આનંદ થતો હશે. અલબત્ત, ઉપર દોરેલું ચિત્ર ગુજરાતના એકેએક ભાગને લાગુ પાડી શકાય તેટલી ધન્ય સ્થિતિ હજી નથી તે આપણે જાણીએ છીએ. મેં તો માત્ર ગુજરાતીઓના વિચારનાં વ્હેણ દર્શાવ્યાં છે અને પવન કઈ તરફનો છે તે જણાવવા યત્ન કર્યો છે. હજી યે ગુજરાતમાં જ્ઞાતિનાં અનિષ્ટ કેટલાં પ્રબળ છે તે હું જાણું છું. પરિણામે કન્યાવિક્રય અને વરવિક્રય, તેમ જ કજોડાં અને પ્રૌઢવિવાહ કેટકેટલા થાય છે તે પણ જાણું છું. વિધવાઓની કફોડી સ્થિતિ, તેમનાં દુઃખ અને તેઓ ઇચ્છે તોપણ પુનર્લગ્ન કરી શકે તેમ નથી તે પણ જાણું છું. લગ્નવિચ્છેદ ગમે તેટલા વિકટ સંજોગોમાં પણ થઇ શકતો નથી. હજુ સુધી સ્ત્રીઓને વારસાનો હક્ક નથી. મતાધિકારની પુરુષો સાથે સમાનતા નથી. શારદા એક્ટ જોઇયે તેવો નથી અને તેનો પણ ભંગ થયા કરે છે, તે પણ હું જાણું છું. છતાંયે હિંમતથી કહું છું કે ગુજરાતી નારીસમાજ આ પચ્ચીશીમાં ઘણો આગળ વધ્યો છે. અને આપણે સતત પ્રયત્ન કરીને વિદ્યાબ્હેનને પંચોતર વર્ષ થશે ત્યારે સ્ત્રીઓની બાકી રહેલી અસમાનતાઓ દૂર કરાવી પ્રગતિપંથે હજી યે આગળ વધી, તેમને આપણા કાર્યનો હિસાબ આપીશું. આ આપણું "ભવિષ્ય".

"ભવિષ્ય તો આદર્શની મૂર્તિ છે." આવા શુભ પ્રસંગોએ આપણે આદર્શો રચવા અને સેવવાના છે. નિરાશાથી નહિં, કંટાળીને નહિં, પણ આશા અને ઉત્સાહથી. સાચું

છે તેની હિંમતથી. કવિ ન્હાનાલાલ "ભવિષ્ય" પાસે કહેવડાવે છે કે:

"ઉત્સાહ છું, અભિલાષ છું, પ્રેરણા છું;
કલ્પના છું અદ્‌ભુત અમૃતની.
ટેકો છું પડતાનો, ઉદ્દીપન છું થાક્યાનું,
મોક્ષ છું મુમુક્ષુઓનું.
જગતની શક્યતાનો ભંડાર
વિશ્વના વિકાસનું કેન્દ્ર,
મનુષ્યનું દિવ્ય લોચન છું".

ગુર્જરસમાજનું ભવિષ્ય આદર્શો સાધે એજ મારી ઇચ્છા છે.

# શ્રીમતી વિદ્યાબ્હેન



બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

શ્રી વિદ્યાબ્હેન કવિ નથી: સુરુચિ અને સહૃદયતાવાળાં કવિતાભોગી છે ખરાં, કવયિત્રી નથી.

શ્રી વિદ્યાબ્હેન જે કોઇ જાહેર પ્રશ્ન પોતાના અભ્યાસ પરિચય અને મનનનો બનેલો હોય, તેના ઉપર સુશ્લિષ્ટ મનનીય ભાષણ તત્ક્ષણ અને સ્પષ્ટ નિખાલસ રીતે કરવાની શક્તિ ધરાવે છે, તથાપિ એઓ વક્તૃત્વ માટે લોકપ્રિય બને અને વખણાય એવાં વકતા નથી.

શ્રી વિદ્યાબ્હેન આગેવાનને આવશ્યક એવી અસાધારણ સાદી સમજ અને શીતોર્મિ તો ય સબળ તેમ બલપ્રદ લાગણીઓવાળાં છે, તથાપિ એઓને આગેવાની આકર્ષતી નથી, આગેવાની સ્વીકારવાને તેઓ રાજી નથી. સેવકસેવિકાઓની પાછલી હારો જ એમને પસંદ છે, અને એવી કોઇ હારમાં રહ્યે રહ્યે જ એઓ પોતાથી બનતી ઉત્તમ સેવા સમર્પી દે છે.

શ્રી વિદ્યાબ્હેનનાં જીવન અને શક્તિઓનો ઘણો મોટો હિસ્સો ગૃહજીવનની વ્યવસ્થોન્નતિમાં વપરાતો આવ્યો છે, વપરાય છે અને વપરાયા કરશે. ઘરમાંનાં ન્હાનાંમોટાં, સ્થાયી આગંતુક, માલેક અને વ્હાલાં વારસોથી માંડીને છેક ગઈ કાલ રાખેલ નવાસવા નોકર લગીના તમામને, પોતપોતાને ફાવતા ઉદ્યોગવિકાસવિરામાદિમાં સુખી કરવાં, એ ગૃહિણીધર્મમય જ એમનું જીવન એટલું બધું થઇ ગયું છે, કે દેશ અગર દુનિયાની કોઇ પણ હાકલ આ એમના નિયત નિત્યકર્મના કરતાં વધારે ઉચ્ચ કર્તવ્ય હોઇ શકે એવો કોઇ પણ પ્રશ્ન—અરે એવી શંકા પણ—એમના ચિદાકાશમાં સંભવતી નથી. . . .

ગૃહિણીધર્મ એટલે પત્નીધર્મ, માતાધર્મ, શિક્ષિકાધર્મ, સખીધર્મ, સેવિકાધર્મ, વ્યવહારધર્મ—એકબીજામાં ઓતપ્રોત, એકહારે એકબીજા વચ્ચે ઘસારા ટક્કર આદિ ન થવા પામે

એમ નિત્યકર્મ લેખે બજાવ્યા કરવાની પણ હાથોટી અને કલા છેઃ માણસને સાધ્ય કલાઓમાંથી બીજી એકે આના કરતાં મુશ્કેલ કે ઊંચી નથી. આ કલામાં શ્રી વિદ્યાબ્હેન એટલાં તો પારંગત થઇ ગયાં છે કે તેમાંથી વખત કહાડીને પણ પોતાને ખાસ આકર્ષક જાહેર સેવાઓમાં એઓ સ્થાયી અને ઉત્સાહી ઉદ્યોગે સારો ફાળો પણ વર્ષોથી આપતાં આવ્યાં છે. ઈશ્વર એમને લાંબું આયુષ્ય આપો અને એમની આ જાહેર સેવાઓ વધવા–ખીલવા પામો ! જૂની નવી બે ય જાતની ભાવનાઓના સારભાગને જીવનમાં યથાયોગ્ય ઘટાવવામાં વિરલ વિજય મેળવી બંને તડનાં એકસરખાં વિશ્વાસપાત્ર સેવકસેવિકા આપણા દેશની હાલની સ્થિતિમાં એટલાં તો ઓછાં છે, કે શ્રી વિદ્યાબ્હેન અમદાવાદ અને ગુજરાતની પ્રવૃત્તિઓમાં વધુ વધુ આગળ આવવાં જ જોઇએ.

# માનવંતાં લેડી રમણભાઈની સ્તુતિમાં બે બોલ



મિસિસ પીરોજા બરજોરજી એન્જિનિયર

માનવંતાં બ્હેન વિદ્યાબ્હેનની ડાયમંડ જ્યુબિલી અમદાવાદની જુદી જુદી સંસ્થાઓ જેની અંદર એ ભલાં બ્હેન ટ્રેઝરર, પ્રેસીડંટ, સેક્રેટરી અને સભાસદ તરીકે ખંતથી કામ કરી રહ્યાં છે તે તરફથી ઉજવાનાર છે, અને જુદાજુદા લેખકો લેખ લખી ગ્રંથ અર્પણ કરનાર છે, તો મ્હારે પણ એક લેખક તરીકે નહિ તો એક સભાસદ તરીકે એ માનવંત ભલાં બ્હેન માટે બે બોલ લખવા એવી ફરજ સમજી ફૂલ નહિ ને ફૂલની પાંખડી એ બ્હેનને અર્પણ કરૂં છું.

લેડી વિદ્યાબ્હેન લગભગ પચ્ચીસ ઉપર સંસ્થાઓમાં ચાલુ કામ કર્યાં જાય છે, તે દરમ્યાન એ બ્હેનને કોઇ પણ દિવસ થાક લાગ્યો છે, યા "મને ફલાણું કામ કરવું ગમતું નથી" એવી રીતના શબ્દો બોલતાં સાંભળ્યાં નથી, અથવા કોઇનું પણ દિલ દુખાવ્યું હોય યા કોઇને કાંઇ પણ સંજોગમાં માઠું લગાડયું હોય એવું જાણવામાં આવ્યું નથી. જ્યારે પણ જઇને એમની પાસે ઊભા રહીએ ત્યારે નાતજાતના તફાવત વગર સારી સલાહ આપીને એક "સેવાની દેવી" માફક મદદ કરી છે.

એ માનવંતા બ્હેન સાથે મને કાંઇ ઘણો નિકટ સંબંધ નથી, પણ જે કાંઇ છે તે લેડીઝ ક્લબના કામ પૂરતો જ છે. સંસ્થાઓનાં કામમાં એ બ્હેન એટલી બધી કાબેલિયત ધરાવે છે કે એમની સાથના કામ કરનારાઓને ઘણું ઓછું જોવું પડે છે. એક સાધારણ સ્ત્રી યા પુરૂષને વ્યાજની, કમીશનની, પ્રીમિયમની ઝાઝી સમજણ હોતી નથી. પણ એ માનવંતા બ્હેન તો એ સર્વ પોતાની યાદદાસ્તમાં ઘણું ઝીણવટથી રાખી શકે છે. હિસાબનું કામ તો સૌ કોઇ જાણે છે કે અઘરૂં છે. વ્યાજ બારીકીથી તપાસવાં, જમા ખર્ચ કરવો તથા બેંકોના પૈસા ભરાવવા, ગવર્નમેન્ટ લોનો, મ્યુનિસિપલ ડીબેન્ચર્સ-

એ સર્વેની વહીવટ કરવાની એમની તીવ્ર બુદ્ધિ, અને અથાક ગ્રાહ્યશક્તિ અને સુરેખ પદ્ધતિ ખરે જ વખાણને પાત્ર છે.

તેઓ પોતાના કિંમતી વખતનો ભોગ આપી સમાજનાં કામોમાં મચ્યાં રહે છે અને હમેશાં તેની કલ્પના તેમના દિલમાં રમ્યાં કરે છે.

ખોદા એ માનવંતાં પરમાર્થી બહેનને લાંબું આયુષ્ય આપે અને સદા તંદુરસ્તી ભર્યાં રાખે એવી જ દુવા છે.

# પૂજ્ય વિદ્યાબ્હેન–ગુજરાતની એક અદ્વિતીય સ્ત્રીશક્તિ



**દેવદત્ત ઈ. ત્રિપાઠી**

'That which especially distinguishes a high order of man from a low order of man, that which constitutes human goodness, human nobleness, is surely not the degree of enlightenment with which men persue their own advantage; but it is self-forgetfulness; it is self-sacrifice; it is the disregard of personal pleasure, personal indulgence, personal advantage, remote or present, because some other line of conduct is more right.'

—J.A. Froude

વિદ્યાબ્હેન કોણ તેની ઓળખાણ આપવી એટલે ધોળા દહાડે સૂરજને દીવો ધરી બતાવવા બરાબર. વિદ્યાબ્હેન એટલે એક સ્ત્રીશક્તિ, એક ચુસ્ત સંસારસુધારક, એક અગ્રગણ્ય સમર્થ વ્યક્તિ.

સંસારસુધારાના કાર્યમાં વિદ્યાબ્હેનનો ફાળો ઘણો છે; ઘણાંખરાં તેમનાં કાર્યો જનતાની જાણમાં આવતાં જ નથી; તે તો આડંબર વિના અને મૂંગે મોંએ સેવા કર્યા જ કરે છે. એમણે કેટલીએ હિંદુ સ્ત્રીઓ મુસલમાન થતી, ક્રીશ્ચીઆન થતી અથવા બીજો કોઇ ધર્મ સ્વીકારતી અટકાવી છે; જો કે તે ધર્મમાં એટલે કે આડંબર અને ધતીંગમાં માનતાં નથી, પણ ધર્મ એટલે નીતિરીતિ અને પવિત્રતામાં તે માને છે. કોઇ સ્ત્રી પોતાના ગુજરાનને કારણે, પતિના દુઃખને લીધે અથવા બીજી કાંઇ સાંસારિક વિટંબણાને લીધે બીજો કોઇ ધર્મ સ્વીકારતી હોય તો તે તેના દુઃખને સાંભળે છે અને તેને તે દુઃખમાંથી મુક્ત કરી ધર્મભ્રષ્ટ થવામાંથી ઉગારે છે.

સંસારસુધારાનું એક અંગ એ પુનર્લગ્ન છે. પુનર્લગ્ન હિંદુ સમાજને એક આશીર્વાદરૂપ છે તે આપણે અનાથાશ્રમોમાં જઈશું ત્યારે ખ્યાલ આવશે. અનાથાશ્રમોના બાળકોની સંખ્યા ઘણી મોટી જોવામાં આવે છે; એનું કારણ આપણે જાણીએ છીએ કે છાની રીતે ઘણાં કુકર્મો થાય છે તેનું આ પરિણામ છે. જો અનાથાશ્રમ જેવી સંસ્થા ન હોય તો આ બધાં બાળકોની હત્યા જ કરવામાં આવત. વિદ્યાબ્હેન પુનર્લગ્નના કાર્યમાં સતત મહેનત કરી રહ્યાં છે; તેમનો તે કાર્ય કરવામાં એવો હેતુ નથી કે દરેક વિધવાએ પરણવું જ જોઈએ, પરંતુ તેમનું માનવું એમ છે કે જ્યારે વિધવા સ્ત્રી છાની રીતે કુકર્મ કરે અને હત્યાઓ કરે તેના કરતાં તે પુનર્લગ્ન કરી ફરીથી ગૃહસંસાર માંડે તે સારું છે કે જેથી વધારે અનીતિ અને કુકર્મ થતાં અટકે.

૧૯૩૨માં લખનૌમાં "ઑલ ઇન્ડીઆ વીમેન્સ કોન્ફરન્સ" ભરાઈ હતી; તેના પ્રેસીડેન્ટ તરીકે વિદ્યાબ્હેનને નીમવામાં આવ્યાં હતાં; તે વખતે ડૉ. રેડીએ વિદ્યાબ્હેનનો પરિચય કરાવતાં જે સુંદર શબ્દો કહ્યા હતા તે વિદ્યાબ્હેનના સંસારસુધારાના કાર્યનું અને સ્ત્રીકેળવણીના કાર્યમાં તેમના પરિશ્રમનું સૂચન કરે છે તે હું અહીં ઉતારું છું:

"Lady Nilkanth has justified in her person the demand of women to equality with men as she had educated herself even after marriage and was the first lady graduate of the University from Gujrat, and the social work is not an eye-wash as she is still connected with almost all the social works in her province."

ઑલ ઇન્ડીઆ વિમેન્સ કોન્ફરન્સના પ્રેસીડેન્ટ તરીકેનું તેમનું ભાષણ ઘણું વિદ્વત્તાભર્યું અને મનનીય છે, તેમાં સ્ત્રીઓએ શું શું કરવાનું છે અને તે કામ કેવી રીતે પાર પાડી શકાય તેનું સૂચન છે.

"ધન્ય ધન્ય સાધ્વીના જીવનને રે લોલ,
હૃદય નિત્ય હરિનું ધ્યાન, અજપ જાપ જપતી તે."

આ રાસ મોટો છે, આખો યાદ નથી, તેથી તેની પહેલી કડી જ ઉતારી છે. તેમાં સાધ્વી સ્ત્રીના ગુણોનું વર્ણન છે. આ આખો રાસ મને તો એમ જ લાગે છે કે તે

પૂજ્ય વિદ્યાબ્હેન માટે જ ન લખાયો હોય! વિદ્યાબ્હેનના આ સઘળા સદ્‌ગુણોનો તેમાં સમાવેશ થાય છે.

મ્હને એક પ્રસંગ યાદ આવે છે. હું પ્રાર્થનાસમાજમાં એક રવિવારે ગયો હતો. બધા ભક્તજનો શાંત બેઠા હતા. વિદ્યાબ્હેનના આવવાની વાટ જ જોવાતી હતી. છના ટકોરા થયા એટલે વિદ્યાબ્હેન બારણામાંથી અંદર દાખલ થયાં. અનાથાશ્રમનાં બાળકો પણ હાજર હતાં. બાળકોએ વિદ્યાબ્હેનને જોયાં એટલે "બા આવ્યાં, બા આવ્યાં" એવા શબ્દો તેમના મુખમાંથી સ્વાભાવિક રીતે જ નીકળી ગયા. મને થયું કે "સત્ય છે! બાળકો તમે ઘણાં ભાગ્યશાળી છો કે આવાં માતા મેળવી શક્યાં છો." આ શબ્દ "બા આવ્યાં" એ તે સમય પછી ઘણા કાળ સુધી મારા કર્ણની અંદર તેનો ધ્વનિ સંભળાયા કરતો હતો. ખરેખર, વિદ્યાબ્હેન એ અનાથ બાળકોનાં બા જ છે.

બીજો પ્રસંગ મ્હને એ યાદ આવે છે કે જેનું ઋણ હું હજી સુધી વાળી શક્યો નથી અને જે વાળવા હું દિનપ્રતિદિન પ્રયાસ કરૂં છું તે નીચે મુજબ છેઃ—

મને ૧૯૩૪ના જુલાઇ માસમાં મેનેન્જાઇટીસની અસર થઇ હતી; હું સરખેજ મ્હારા વતને હવાફેર માટે ગયો હતો. મારી સ્થિતિ ગંભીર હતી. પૂજ્ય વિદ્યાબ્હેનને આની જાણ થતાં તરતજ અમદાવાદથી દાકતર દોડાવ્યો. તેમને તે જ દિવસે મુંબાઈ જવાનું હતું. દાકતરને એમ કહીને મોકલ્યો કે તમે જઈ એના સમાચાર આવી તેમને કહો પછી હું મુંબાઈ જઈશ. દાકતર મારે ઘેર આવ્યા, મને ઇન્જેકશન આપ્યું અને વિદ્યાબ્હેને તેમને મોકલ્યા છે તથા તેમને જઇને સમાચાર કહેવાના છે, પછી તે મુંબાઇ જશે; એમ દાકતર મ્હારા પિતાજી સાથે વાત કરતા હતા; મેં પથારીમાં સૂતા સૂતા સાંભળ્યું. મને તે વખતે એમ થયું કે "ધન્ય છે આવાં માતાને!" આ તો એક મારો પોતાનો જ દાખલો છે પરન્તુ એવાં પરોપકારનાં કાર્યો એમણે કેટલાં યે કર્યાં છે.

વિદ્યાબ્હેનના બંગલે આપણે જોઈશું તો એકાદ માણસ તો બેઠું જ હોય; કોઇને કાંઈ મદદ જોઇતી હોય; કોઇ સ્ત્રીને ખાવાપીવાની હાડમારી હોય વિગેરે વિગેરે માટે. વિદ્યાબ્હેન તે માણસને પાસે બેસાડે, તેની વાત નિરાંતે એકચિત્તે સાંભળે, તેને આશ્વાસન આપે અને મદદ પણ કરે. મેં એમ પણ જોયું છે કે વિદ્યાબ્હેનને ત્યાં દુઃખી માણસ રોતું આવે તે હસતા મોઢે પાછું ઘેર જાય, તેને કાંઇ ને કાંઇ મદદ તો કરે જ. તેમણે કોઇ પણ વખત એમ નથી કહ્યું કે "હું કામમાં છું માટે અમુક વખતે આવજો"

તે તો ગમે તે કામમાં ન હોય, ભલેને પછી જમતાં હોય તોપણ નિરાંતે તે દુખીઆના શબ્દો સાંભળે છે અને દિલાસો આપે છે.

ત્રીજો પ્રસંગ એ યાદ છે કે:—એક ગરીબ છોકરો મારી ઑફિસમાં સ્કૉલરશિપ માટે આવેલો. મેં ટ્રસ્ટફંડની ચોપડી જોઇ પરંતુ કોઇપણ એવું ટ્રસ્ટફંડ ન હતું કે જેમાંથી એને સ્કૉલરશિપ મળી શકે. તે છોકરો રડી પડ્યો અને મને કહેવા લાગ્યો કે તે આગળ અભ્યાસ નહિ કરી શકે. મને વિચાર સ્ફૂર્યો કે પૂજ્ય વિદ્યાબ્હેન પાસે તેને મોકલું. મેં તેને મોકલ્યો, છોકરો જઇ આવ્યો અને મને કહ્યું કે આપણને બન્નેને કાલે સવારે બોલાવ્યા છે. સવારે અમે ગયા. વિદ્યાબ્હેને છોકરાને સવાલ કર્યો: "તું ક્યાં રહે છે?" છોકરાએ જવાબ આપ્યો કે, "હું મંદિરમાં રહું છું અને વાસણ ઉટકી તથા રસોઇ કરી મારું ગુજરાન ચલાવું છું". વિદ્યાબ્હેને કહ્યું "સ્વાશ્રયી થવું એમાં કાંઇ ખોટું નથી" પછી છોકરો ગયો. હું ઊભો રહ્યો. વિદ્યાબ્હેને કહ્યું "દેવદત્ત, એને કપડાં અપાવજો." કેટલી બધી દયા!

વિદ્યાબ્હેનમાં મેં ડોળદમામ તો જરાય ન જોયો. ઘણા માણસોમાં તે વિશેષ પ્રમાણમાં હોય છે; એકાદ બે સંસ્થાઓમાં કામ કરવાનું હોય તેમાં તો જાણે કેટલાયે કામમાં ગુંચવાઇ ગયા હોય એવો આડંબર રાખે; આવતી કાલે ક્યાં જવાનું કેટલા વાગે જવાનું વગેરે નોંધે; પરંતુ વિદ્યાબ્હેનને તો તેમાંનું કાંઇ પણ નહિ. તે તો કોઇ દિવસ મિટિંગ નોંધે જ નહિ, ફક્ત યાદ રાખે; છતાં પણ મને સાંભરતું નથી કે કોઇ પણ મિટિંગમાં તે ગેરહાજર રહ્યાં હોય: ફક્ત માંદગી અથવા બહારગામ જવાના કારણથી જ.

વિદ્યાબ્હેન સાદાઇમાં તો ઘણાં અનુકરણ કરવા યોગ્ય છે; કોઇ વખત રસોઇઓ ન આવ્યો હોય તો પોતે મ્યુનિસિપલ મિટિંગમાંથી અથવા બીજી કોઇ અગત્યની મિટિંગમાંથી થાક્યાંપાક્યાં આવ્યાં હોય તો યે હાથે જ રસોઇ કરી છોકરાંઓને જમાડે અને પછી પોતે જમે. તેમની પુત્રીના પુત્રનું દફતર સાંધતાં મેં એમને જોયાં છે. આટલી બધી તો એમની સાદાઇ છે!

અમદાવાદની લગભગ પચ્ચીસ સંસ્થાઓ સાથે પૂજ્ય વિદ્યાબ્હેન પ્રેસિડેન્ટ, સેક્રેટરી, ટ્રેઝરર વા મેમ્બર તરીકે જોડાયલાં છે. સઘળી સંસ્થાઓના ઉત્કર્ષ માટે તે અથાગ મહેનત વેઠે છે અને સાથ આપે છે.

પ્રભુ તેમને તંદુરસ્તી અને લાંબુ આયુષ્ય બક્ષે! એ જ નમ્ર પ્રાર્થના!

# ગુજરાતનું અણમોલું રત્ન



ગોકળદાસ કુબેરદાસ મહેતા

ટ્રેનિંગ કૉલેજમાં શિક્ષણની પરીક્ષામાં સારા માર્ક મેળવનારને મહિપતરામ ચંદ્રક આપવામાં આવતો હતો. તે ચંદ્રકમાં મહિપતરામભાઈના કુટુંબના જીવનમાં ઉતરેલાં બે સૂત્રો હતાં.

(૧) "કરો કર્તવ્ય ના ઠરી", (૨) "આ શરીર પરોપકાર માટે છે". આજે ચાર ચાર પેઢીઓ થયા છતાં આ સૂત્રોનું પાલન થતું જ આવ્યું છે. મહિપતરામભાઈ ગુજરાતની કેળવણીના આદ્ય પ્રણેતા તેમજ સમાજ સુધારાનું બી રોપનાર હતા. સ્વર્ગસ્થ સર રમણભાઈ સમાજસુધારક અને સાહિત્યકાર હતા. બંને મહાપુરુષોના સંસ્કાર વિદુષી વિદ્યાબ્હેનમાં ઓતપ્રોત થએલા છે. વિદ્યાબ્હેન કેળવણીકાર, સાહિત્યકાર અને સાચાં સમાજસુધારક છે.

જ્યારે કેળવણીની શરૂઆત હતી ત્યારે ભોળાનાથ સારાભાઈના કુટુંબે અમદાવાદમાં સારી નામના મેળવી હતી. સ્વ. ગોપીલાલભાઈએ પોતાનાં સંતાનોની કેળવણીમાં ભેદભાવ રાખ્યો ન હતો. જેમ ગુજરાતમાં પ્રથમ સ્ત્રીગ્રૅજ્યુએટ થવાનું માન શ્રી શારદાબ્હેન અને શ્રી વિદ્યાબ્હેનને ઘટે છે તેમ ઉચ્ચ સ્ત્રીકેળવણીના આદ્યપિતા તરીકે ગોપીલાલભાઈનું નામ હમેશાં યાદ રહેશે. પિતાને પગલે ચાલી પોતાની પાંચ પુત્રીઓને ગ્રૅજ્યુએટ બનાવી. એટલું જ નહિ પણ બે પુત્રીઓને કેળવણીના વધુ અભ્યાસ માટે પરદેશ મોકલી સાચા કેળવણીકાર તરીકે વિદ્યાબ્હેને પોતાનું નામ અમર કર્યું છે.

કેળવણી ઘરથી જ શરૂ થવી જોઈએ. એ નિયમ પ્રમાણે નાનપણથી પોતાનાં બાળકો માટે વિદ્યાબ્હેન ખૂબ કાળજી રાખતાં. "વિદ્યા વિનયથી શોભે છે" એ સૂત્રને તેમણે ધ્યાનમાં રાખી પોતાનાં સંતાનોને તૈયાર કર્યાં છે. બચપણમાં બાળકોને રુચિકર

થઇ પડે તેવી ધાર્મિક કેળવણી પણ આપતાં. એક વખતે તેમનાં સૌથી નાનાં પુત્રી કુમારી તરંગિણીબ્હેનને મેં ૬–૭ વર્ષની ઉમરે પૂછેલું કે વિદ્યાબ્હેન તમને પ્રાર્થના કરાવે છે? તેમણે હા કહી. મેં કહ્યું, તમે શી પ્રાર્થના કરો છો? ઉત્તર મળ્યો કે સવારસાંજ પથારીમાં સૂતાં અને ઊઠતાં 'હે પ્રભુ! તું મને ડાહી કરજે' એમ બોલું છું. બાળક પાસે આનાથી વધારે શું આશા રાખી શકાય? પાશ્ચાત્ય કેળવણીથી રંગાએલાં કેટલાંક કુટુંબો ઢબછબમાં ખોટું અનુકરણ કરતાં દૃષ્ટિગોચર થાય છે. વિદ્યાબ્હેન અને તેમના કુટુંબની સાદાઇ, વ્યવસ્થા, સદ્‌ગુણ ખરેખર અનુકરણીય છે.

હું તેમના કુટુંબના બાળકોને શિક્ષણ આપવા જતો. એક વખત શનિવારે સાંજના પાંચેક વાગે હું ગયો. કોઇ સ્નેહીને ત્યાં લગ્નપ્રસંગ હોવાથી ત્યાં જવાને બહાર ગાડી ઊભેલી તેમાં આખું કુટુંબ બેસવા જતું હતું, તરતજ વિદ્યાબ્હેને ભાઇ સુશ્રુતકુમારને ભણી લેવા કહ્યું અને કલાક પછી ગાડીમાં બેસી આવવા કહ્યું. આખું કુટુંબ ગયું અને તે ભાઇ નિરાંતે અભ્યાસમાં ગુંથાયા. માતા પ્રત્યેનું આજ્ઞાધીનપણું અને બાળકનો સંયમ મને અત્યારે પણ યાદ આવે છે.

ઘરના નોકર ચાકરો પ્રત્યે, હાથ નીચેના માણસો પ્રત્યે તેમનું વર્તન અતિશય માયાળુ લાગે છે. નોકરચાકરો પોતાનાં દુઃખ તેમની પાસે વર્ણવી પોતાના હૈયાનો ભાર ઓછો કરી વિદ્યાબ્હેન પાસેથી સાંત્વન મેળવી શકે છે. પુષ્કળ કામ છતાં તેઓ કદી થાકેલાં માલમ પડતાં નથી. તેમનો ચહેરો હમેશાં ગંભીર અને શાંત માલમ પડે છે.

સ્વ. રમણભાઇ જાહેરકામોમાં એટલા બધા ગુંથાએલા રહેતા હતા છતાં તેમનો ઘરસંસાર એટલો કલ્લોલવંતો હતો કે બીજાને અદેખાઇ આવે.

હમેશાં સવારે અને બપોરે પોતાનાં ૭ સંતાનો સાથે બેસી માતાપિતા ચાહનાસ્તો લેતાં. રમણભાઇ બહાર ગયા હોય તો તેમની રાહ જોવાતી. સવાર સાંજના ભોજન માટે પણ આવો જ પ્રબંધ હતો. બહારથી થાક્યાપાક્યા ઘેર આવી બાળકોને હડધૂત કરતા, ધમકાવતા કેટલાક પુરુષોને આ દૃશ્ય જોવા જેવું ખરૂં.

સંસાર શોભન પત્ની એટલે વરસતી વાદળી; તે જે પાઇ શકે તે જ પતિ પી શકે, એ મતલબનું કવિશ્રી નાનાલાલે કહ્યું છે. સ્વ. રમણભાઇએ રાઈના પર્વતના અર્પણની પંક્તિઓમાં સ્વાનુભવ જ વ્યક્ત કર્યો છે...

...જે પુષ્પનાં દલ ખોલીને રજસ્થૂળને રસમય કરે...

જાહેરજીવનમાં રમણભાઇનાં પોતે સદૈવ સાચા અર્થમાં સહચરી રહ્યાં છે. જ્યારે જરૂર પડી ત્યારે તેમણે રાજ, રાષ્ટ્ર કે સમાજને વણમાગી સેવા અર્પી છે. ગયા મહા-યુદ્ધ વખતે સરકારની પડખે રહી વિદ્યાબ્હેનના કુટુંબે બનતી સેવા કરી હતી.

રાષ્ટ્રના રણાંગણે અર્પેલી સેવા ગુજરાતથી ક્યાં અજાણી છે? અનેક સંસ્થાઓ સાથે જોડાઇ, સક્રિય સેવા આપી અબળા નહિ પણ આદર્શ વિદુષી તરીકે વિદ્યાબ્હેને બોધપાઠ આપ્યો છે.

સ્વ. રમણભાઇએ મરતાં સુધી અમદાવાદ મ્યુનિસિપાલિટી અને મહિપતરામ અનાથાશ્રમની અનેકવિધ સેવાઓ કરી છે. વિદ્યાબ્હેને પણ સ્વામીના મરણ પછી તેમનાં આદરેલાં અધૂરાં રહેલાં કાર્ય પૂરાં કરવામાં વૃદ્ધ ઉમરે કમર કસી છે.

જાહેરસેવાનાં કાર્યોને ઉણપ ન આવે તેટલા માટે તેમણે વિધવા જીવનનો ખૂણો ન પાળતાં સ્વ. રમણભાઇના મરણ પછી થોડા જ વખતમાં બધાંની અજાયબી વચ્ચે મ્યુનિસિપલ મિટિંગમાં હાજરી આપી હતી. મારા એક મિત્રે ઉનાળામાં હવા ખાવા ગએલા ત્યાંથી એક પત્ર વિદ્યાબ્હેનને પતિના શોકના સમયમાં લખેલો તેમાં જણાવેલું કે "શોકને દૂર કરવા થોડો સમય તમો અહીં આવી રહો." વિદ્યાબ્હેને જવાબ આપ્યો કે "હવે તો બાકીનું જીવન અમદાવાદમાં રહી તેમનાં અધૂરાં રહેલાં કાર્યોને પૂરાં કરવાનાં છે. સ્વર્ગસ્થે એટલાં બધાં કાર્યો ખેડેલાં છે કે મારાથી વધુ વખત નિવૃત્ત રહી શકાય નહિ એટલે વૈધવ્ય શોક પણ થોડો જ વખત ગાળવાની છું."

હિંદુ સમાજમાં સ્ત્રીની હડધૂત દશા વિદ્યાબ્હેનના કોમળ હૃદયને ખૂબ આઘાત પહોંચાડે છે. મહિપતરામ અનાથાશ્રમના મંત્રીપદેથી તેમણે અનેક અસહાય વિધવા તેમજ ત્યજાએલી બ્હેનોના આશીર્વાદ લીધા છે.

એક મનુષ્ય પોતાની પુત્રીના લગ્નને માટે જેટલી કાળજી ન રાખે તેથી વધુ કાળજી તેઓ આશ્રમમાં ઉછરેલી બાળાઓનાં લગ્ન કરવામાં રાખે છે. પરિણામે ભૂતકાળમાં આશ્રમ-ની બાળાને કોઈ લેવા તૈયાર થતું નહિ, તે આજે સારા ઘરની શોભારૂપ થઇ પડી છે.

અમદાવાદમાં ગુજરાત પુસ્તકાલય પરિષદનું પ્રથમ અધિવેશન સર મનુભાઈના પ્રમુખપણા હેઠળ થયું હતું. છેલ્લે દિવસે પ્રમુખશ્રીના માનમાં પોતાને બંગલે સ્નેહભોજન રાખ્યું હતું. અચાનક નજીકના સગામાં મરણ થતાં શ્રી હીરાલાલ પારેખે પ્રેમાભાઈ હૉલમાં ટેબલ પાર્ટીની તજવીજ કરવા માંડી. વિદ્યાબ્હેનને ખબર પડતાં લોકાપવાદને ઘોળી પી

તેમણે નક્કી કરેલા ક્રમ પ્રમાણે પોતાને બંગલે મેમાનોનું સ્વાગત કર્યું.

જાહેરજીવનમાં મનુષ્યને કેટલાક ખાસ ગુણો કેળવવા પડે છે. તેમાં સહિષ્ણુતા ખાસ જોઇએ. વિદ્યાબ્હેનમાં સહિષ્ણુતા એટલી બધી દૃષ્ટિગોચર થાય છે કે સંખ્યાબંધ સંસ્થાઓમાં કામ કરવા છતાં કદી પણ તેમણે કડવાશ ઉત્પન્ન કરી નથી. ગર્લ્સ ગાઇડ મહિલા મંડળના ગરબા મોતીબાઇ હૉલમાં રાખવામાં આવ્યા હતા. હૉલ પ્રેક્ષકોથી ભરાઈ ગયો હતો. કામ શરૂ થયા પછી એક સારા કુટુંબનાં બ્હેન વખત વીત્યા પછી આવ્યાં. તેઓ આવેશમાં આવી તોછડાઇથી વિદ્યાબ્હેનને કહેવા લાગ્યાં કે: "આ તમારો કારભાર કેવો? તમારાથી ના થાય તો છોડી દો, અમો હવે ક્યાં બેસીશું!" એમ કહી મન ફાવે તેમ બોલવા લાગ્યાં. હું વિદ્યાબ્હેન પાસે જ ઊભો હતો. તેઓ કંઇ પણ ઉત્તર આપ્યા સિવાય ચૂપ જ રહ્યાં અને તેમને જગા કરી આપી.

આ પ્રસંગે મને એક ખાસ વસ્તુ જોવાની એ મળી કે વિદ્યાબ્હેન દરેક કાર્ય પોતાની જાતે કરતાં હતાં. સ્ટેજ પર આવનાર બાળકોને પોશાક પહેરાવવો, કેવી જાતનો અભિનય કરવો એવી ઝીણી ઝીણી બાબતોની પણ પોતે જાતે જ કાળજી રાખતાં.

૬૦ વર્ષની વૃદ્ધ ઉંમરે પણ તેમની નવું જાણવાની જીજ્ઞાસાવૃત્તિ લુપ્ત થઇ નથી. ગયા કારતક માસમાં મેં અને ભાઇ કેશવ હ. શેઠે મારી જ્ઞાતિનું સ્ત્રીકલા પ્રદર્શન ભરેલું, તેમાં નમૂનાનાં પરીક્ષક તેઓ હતાં. શુણપાટના દોરામાંથી ગુંથી તૈયાર કરેલો એક નાનો ગાલીચો તેમના જોવામાં આવ્યો. થોડા દિવસ બાદ તેમણે મારી પાસે તે ગાલીચો કેવી રીતે તૈયાર કર્યો છે, તે જોવા માગ્યો. મેં મુંબાઇથી મંગાવી તેમને બંગલે મોકલી આપ્યો. ગાલીચો પાછો આપતાં મને કહ્યું કે "તે જોઇ અમે બીજો સરસ બનાવ્યો છે."

મારી જ્ઞાતિના પ્રદર્શન પ્રસંગે એક સોનેરી સૂચના મને મળી. કળા અને નૃત્યના સંબંધમાં અમારી જ્ઞાતિમાં ચકચાર ચાલી હતી. જાહેર પેપરો વાંચી એક મુલાકાત પ્રસંગે તેઓએ મને કહ્યું કે, "ટીકાખોરો પ્રત્યે દુર્લક્ષ રાખી તમે તમારૂં કાર્ય કર્યો જજો."

વિદ્યાબ્હેનના જીવનમાં લેખની શરૂઆતમાં દર્શાવેલાં બે સૂત્રો ઓતપ્રોત થએલાં છે. ૪૦ વર્ષ સુધી સ્વદેશ, સમાજ તથા સાહિત્યની સતત સેવા કરનાર, અનેક સંસ્થાઓ દ્વારા સ્ત્રી જાતિનો ઉદ્ધાર કરનાર વિદ્યાબ્હેન એ ખરેખર ગુજરાતનું અણમોલું રત્ન છે. પરમકૃપાળુ પ્રભુ તેમની "शतं जीव शरद:" પૂરી કરો એ જ અભ્યર્થના!

# ગુજરાતી બ્હેનોમાં આગેવાની-ભર્યો ઓદ્ધો ભોગવતી લેડી વિદ્યાગૌરી નીલકંઠ



એડનવાલા

તે જગતબાપનાં આપણે સર્વે કેટલાં આભારી છીએ; તે માયાળુ બાપે આપણે માથે વિદ્યાસંપન્ન સન્નારી વિદ્યાબ્હેનને સરજાવી અજ્ઞાનતાની દરિદ્રતાને મોટે ભાગે દૂર કરી છે.

લગભગ અડધી ઉમર કરતાં પણ બહુ વધારે વર્ષો થયાં હમારે એમનાં સાથે સ્નેહ સંબંધ છે; જ્યારથી સરસ્વતી માતાનાં ચઢતાં મંદિરમાં એઓએ પગલાં ભરવા માંડ્યાં ત્યારથી હું એમને જોતી અને વખાણતી આવી છું; નાની વયથી જ એઓએ માતાપણું-ગૃહરાણીપદ અને સાથેસાથ જ સરસ્વતી માતાનાં મંદિરમાં ઊંચી નિસરણીએ ચઢવા માંડ્યું. જેમ જેમ એ પરીક્ષાઓ પાસ કરે, તેમ તેમ જાણે હમારે ત્યાં કંઇ પાનનાં વહાણો આવતાં હોય એવી અમને ખુશાલી લાગે. આજે તે વિદ્યાનો એ બ્હેને જે રીતે પ્રચાર કર્યો છે, તેનાં ઉત્તમ ફળો નિપજાવવા પામ્યાં છે, એ જોતાં તે વખતની અમારી ખુશાલીને મજબૂતી મલે છે-મલતી રહી છે, અને હવે પછી પણ પરમેશ્વરની કૃપાથી લાંબો કાળ મલતી જ રહે એ તે જગતબાપ પાસે અમારી માંગણી છે, તે એ ફળીભૂત કરો.

લેડી વિદ્યાબ્હેનનો સ્વભાવ અતિઆનંદી, માયાળુ, પ્રેમાળ, નિઃસ્વાર્થી અને સામાને જોઇતી સહાયતા આપવાને સદા જ ઉત્કંઠીત રહે એવો છે. એ કેટલીક સંસ્થાઓમાં સહાયતા પૂરે છે, ખરે મને કામ કરે છે, ઉલટ ઉમંગ લઇ વ્યવસ્થાપૂર્વક કામને પાર ઉતારે છે, એ સઘળું જોતાં અને સાંભળતાં રહેતાં આપણાં હૈયાં ખુશાલીથી ઉછળતાં થાય છે:

નાનાં કામની કે પછી મોટાં કામની કોઇબી મંડળી મલી હોય ત્યાં વ્યવસ્થાપૂર્વક તેને પાર ઉતારનાર એ બ્હેન છે. કવચિત એવું બને કે તે મંડળમાં હાજરી આપતાં એમને ખોટી થઈ હોય તો મેં જોયું છે કે તે તમામ કામ જ્યાંનું ત્યાં જ પડતું રહે, સભામાં

બાલેને બીજે એમનાં જ જેવી જ્ઞાનપદની પદિએ પહોંચેલાં બ્હેનો દાખલ થાય—સિવાય કે એમનાં બ્હેન શારદા મહેતા—પણ સહુ અકળાતાંનાં ન દેતાં જેવી રીતે. તેવામાં એ વિદુષી બ્હેનનું આગમન તો, સુક્કા પડેલા કંઠનો, વરસાદ માટે ટળવળતી બપૈયાને વરસાદનું મીઠું, ટાઢું પાણી મળતાં જે આનંદ પ્રગટે તેવો જ આનંદ અંતરમાં સહુને પ્રગટે. અને કામ પણ એઓ પૂરું કરી દઈ, જેવાં હસતાં શાંત વદને આવે, તેવાં જ શાંત વદને, હસતે મુખે કાગળિયાં સમેટી, જાણે હમણાં જ એક નાની કુમારી નિશાળમાં પાસ થયાની રૂડી ખબર લઈ ઘેર જતી હોય એવા ચપળ પગલે ઘર તરફનો રસ્તો લેતાં મેં દીઠાં.

બ્હેન વિદ્યાગૌરીને, એમને વિદ્યાદાન દેનાર એમના સ્વર્ગસ્થ પતિ સર રમણભાઈ નીલકંઠે તેમનાં પાછળ પોતે ઉપાડેલાં તમામ કામો પૂરાં કરવા માટે જાણે કે ભળાવ્યાં છે; એટલું જ નહિ પણ કેળવણી લઈને એકલા ઘરમાં બેસી ન રહેતાં, એઓ બ્હેન તેનો લાભ ગલી ગલીએ, શેરી, મોહલ્લે ઘણીએ બાઈઓને આપી તેમનાં જીવન સુધાર્યાં છે.

પરમેશ્વર એમને લાંબુ આયુષ્ય આપો અને એમનાં જ પગલે ચાલનારી એમની સુપુત્રીઓને તેમજ સુપુત્રોને એ મહા સરસ્વતીનાં જેવી મહાશક્તિ બક્ષો.

# ગુજરાતી બ્હેનોમાં આગેવાની-ભર્યો ઓદ્ધો ભોગવતી લેડી વિદ્યાગૌરી નીલકંઠ



એડનવાલા

તે જગતબાપનાં આપણે સર્વે કેટલાં આભારી છીએ; તે માયાળુ બાપે આપણે માથે વિદ્યાસંપન્ન સન્નારી વિદ્યાબ્હેનને સરજાવી અજ્ઞાનતાની દરિદ્રતાને મોટે ભાગે દૂર કરી છે.

લગભગ અડધી ઉમર કરતાં પણ બહુ વધારે વર્ષો થયાં હમારે એમનાં સાથે સ્નેહ સંબંધ છે; જ્યારથી સરસ્વતી માતાનાં ચઢતાં મંદિરમાં એઓએ પગલાં ભરવા માંડયાં ત્યારથી હું એમને જોતી અને વખાણતી આવી છું; નાની વયથી જ એઓએ માતાપણું–ગૃહરાણીપદ અને સાથેસાથ જ સરસ્વતી માતાનાં મંદિરમાં ઊંચી નિસરણીએ ચઢવા માંડયું. જેમ જેમ એ પરીક્ષાઓ પાસ કરે, તેમ તેમ જાણે હમારે ત્યાં કંઇ પાનનાં વહાણો આવતાં હોય એવી અમને ખુશાલી લાગે. આજે તે વિદ્યાનો એ બ્હેને જે રીતે પ્રચાર કર્યો છે, તેનાં ઉત્તમ ફળો નિપજાવવા પામ્યાં છે, એ જોતાં તે વખતની અમારી ખુશાલીને મજબૂતી મલે છે–મલતી રહી છે, અને હવે પછી પણ પરમેશ્વરની કૃપાથી લાંબો કાળ મલતી જ રહે એ તે જગતબાપ પાસે અમારી માંગણી છે, તે એ ફળીભૂત કરો.

લેડી વિદ્યાબ્હેનનો સ્વભાવ અતિઆનંદી, માયાળુ, પ્રેમાળ, નિઃસ્વાર્થી અને સામાને જોઇતી સહાયતા આપવાને સદા જ ઉત્કંઠીત રહે એવો છે. એ કેટલીક સંસ્થાઓમાં સહાયતા પૂરે છે, ખરે મને કામ કરે છે, ઉલટ ઉમંગ લઇ વ્યવસ્થાપૂર્વક કામને પાર ઉતારે છે, એ સઘળું જોતાં અને સાંભળતાં રહેતાં આપણાં હૈયાં ખુશાલીથી ઉછળતાં થાય છેઃ

નાનાં કામની કે પછી મોટાં કામની કોઇબી મંડળી મલી હોય ત્યાં વ્યવસ્થાપૂર્વક તેને પાર ઉતારનાર એ બ્હેન છે. કવચિત એવું બને કે તે મંડળમાં હાજરી આપતાં એમને ખોટી થઈ હોય તો મેં જોયું છે કે તે તમામ કામ જ્યાંનું ત્યાં જ પડતું રહે, સભામાં

માતૃમન્દિરની બ્હેનો, પ્રાણેપ્રાણ પરાધીન;
પાળેલા પ્રાણીના જેવાં ભાગ્ય ભોગવતી દીન!

વિશાળતા લોપી બનેલ વ્હેંતિયો,—
નથાયલો ધર્મ બજારૂ—વેઠીઓ:
પરાવલમ્બી સદ્વૃત્તિ આંધળી,
વિકાસની વેલ થીજેલ—પાંગળી:

જ્ઞાન ને દાન સેવાના, 'વાડા' સંકૂચિત ચણ્યા;
ટૂંકી દૃષ્ટિ, મહાભેદો આશ ને શ્વાસમાં વણ્યા:

વહે જનો બોજ અસાર આયુનો,
વહે જનો વેગ વિલોકી 'વાયુ'નો:
ન મર્મ ના હેતુ હિતાર્થ જાણતા;
ન ઉમદા જીવનલ્હાણ માણતા:

કૂપમંડૂકિયા સ્થિતિ જમાનાજૂની ભોગવે;
અંતે કો સાહસો ખેડે ઉલ્કાપાત થતો ભવે!

પુરાણ-'ધારા' સ્થિતિચુસ્ત થોરશા,
ત્રિવિધ તાપો, બળતા બપોરશા;
જળાશયો જેમ સડે છ બન્ધથી,
સડે પ્રજા 'શાસ્ત્ર'તણા ઘમંડથી:

યાત્રાળુ ઉન્નતિવાંછુ દેખી દુર્ભેદ્ય ડુંગરો,
પન્થ ઝંખે વિસામાનો, સહી સંસાર ઠોકરો:

સમાજને મંગલયોગ તે સમે,
ઊગી મધુરી અમરાઈની ઝમે;—
લચેલ બે વેલ હુંફાળ સર્વદા,—
સુદંત **વિદ્યા** સહ બ્હેન **શારદા**:

# વિદુષી વિદ્યાબ્હેનના મણિમહોત્સવે



**કેશવ હ. શેઠ**

જીર્ણ ત્હોયે નવાં નિત્યે, સોણલાં ભૂતકાળનાં;
વિરાજે સ્વપ્નરેખામાં, વિદ્યા,—વસન્તકાલનાં:

સુહાગિયા સાભ્રસરિત—કાંઠડે,
પ્રશસ્ત સંસ્કારસ્ફટિક આંગણે—
—ગુણાનુરાગી ગુજરાત તીરથે,
લચી ઘટાટોપ લતા રુચીર એ:

સંસ્કારે શીલ ચારિત્ર્યે, પી ગંગોદક જ્ઞાનનાં;
અનોખા ગૌરવે મ્હેકી સુગન્ધી પ્રાણપ્રાણમાં: —૮

૨

સમાજ તે વેળ હતો સચેત ના,
અવાક્ વેઠે રૂઢિબદ્ધ વેદના;
'પ્રણાલિ'ને અંજલિ-અર્ઘ્ય આલતો,
'પ્રવાહ'માં ગાડરસંઘ ચાલતો:

નીતિ-આચારને નામે, થાતી કુંઠિત શક્તિઓ;
લોકવ્હેવારની સામે, હોમાતી કૈંક વ્યક્તિઓ:

પ્રચન્ડ વંટોળ ઉડે 'રિવાજ'ના,
કંઇક નાવિક બુડે જહાજના:
તરંગ ડ્હોળાયલ સિન્ધુ ઉછળે,
અઘોર ઊંડા વમળે પ્રજા ઢળે:

માતૃમન્દિરની બ્હેનો, પ્રાણેપ્રાણ પરાધીન;
પાળેલા પ્રાણીના જેવાં ભાગ્ય ભોગવતી દીન!

વિશાળતા લોપી બનેલ વ્હેંતિયો,—
નથાયલો ધર્મ બજારૂ—વેઠીઓ:
પરાવલમ્બી સદ્વૃત્તિ આંધળી,
વિકાસની વેલ થીંજેલ—પાંગળી:

જ્ઞાન ને દાન સેવાના, 'વાડા' સંકૂચિત ચણ્યા;
રૂંઢી દૃષ્ટિ, મહાભેદો આશ ને શ્વાસમાં વણ્યા:

વહે જનો બોજ અસાર આયુનો,
વહે જનો વેગ વિલોકી 'વાયુ'નો:
ન મર્મ ના હેતુ હિતાર્થ જાણતા;
ન ઉમદા જીવનલ્હાણ માણતા:

કૂપમંડૂકિયા સ્થિતિ જમાનાજૂની ભોગવે;
અંતે કો સાહસો ખેડે ઉલ્કાપાત થતો ભવે!

પુરાણ-'ધારા' સ્થિતિચુસ્ત ઘેરશા,
ત્રિવિધ તાપો, બળતા બપોરશા;
જળાશયો જેમ સડે છ બન્ધથી,
સડે પ્રજા 'શાસ્ત્ર'તણા ઘમંડથી:

ચાત્રાણ ઉન્નતિવાંછુ દેખા દુર્ભેદ્ય ડુંગરો,
પન્થ ઝંખે વિસામાનો, સહી સંસાર ઠોકરો:

સમાજને મંગલયોગ તે સમે,
અમો મધુરી અમરાઈની ઝમે;—
લચેલ બે વેલ હુલ્લાળ સર્વદા,—
સુહંત વિદ્યા સહ બ્હેન શારદા:

૩

ખુશ્બો ખીલેલ પુષ્પોની, કિંવા ધૂપસળી તણી,
સંચરે દૂરસુદૂરે, ને આકર્ષે નિજ ભણીઃ

મુસાફરો એમ સુવાસ પામતા,
શ્રમિત સંતપ્ત જનો વિરામતા;
સદૈવ વિદ્યા રસવેલ—માંડવે,
પ્રફુલ્લતા ચેતનશીલ છાંયડેઃ

પાંગરેલી પુરુષાર્થે, મિઠ્ઠી જે શક્તિમંજરી,
પરાર્થે ફેરવા કાજે, વિદ્યાસુવાસ સંચરીઃ

દલીત ને દીન પિડીત આંગણે,
સમાજ સાહિત્ય સ્વધર્મ શિક્ષણે,
સ્થળે સ્થળે—સાર્વજનિક મંડળે,
પ્રશસ્ય કલ્યાણક ફૂલડે ફળે!

સુધાનાં સિંચને એવી, સાઠ શરદો નિર્ઝરી;
હજી યે સજ્જ સેવાર્થે, વિદ્યા અમૃત વલ્લરીઃ

મહોત્સવો આજ રચાય એમના,
પ્રજા પીશે અમૃતસ્મૃતિ—ચેતના;
સુરો મહાઘોષ ભરે ચહુ દિશે,—
શૂચિ 'શતં જીવ શરદો'-શુભાશિષે.

# સ્ત્રીકેળવણી



મીસ સારા પૉલ

પૂજ્ય વિદ્યાબ્હેનના હીરક મહોત્સવ પ્રસંગે એઓશ્રીને ભેટ કરવાના ગ્રંથ માટે શિક્ષણને લગતો એક લેખ લખવાની મને રાજેશ્રી પ્રાણલાલ દેસાઇ તરફથી આજ્ઞા થઇ. એ ગ્રંથ માટે નીચેનો 'સ્ત્રી કેળવણી'નો લેખ લખતાં મને અત્યંત આનંદ થાય છે. ઉચ્ચ કેળવણી પામેલાં વિદ્યાબ્હેને આદર્શ ગૃહિણીપદ પ્રાપ્ત કરી ઉત્તમ પ્રકારે સમાજસેવા બજાવી છે, એટલુંજ નહિ, હજુએ સમાજની ઉન્નતિના કાર્યનાં અનેક ક્ષેત્રોમાં પોતાનો પૂરેપૂરો હિસ્સો આપી રહ્યાં છે. પ્રભુ એઓશ્રીને દીર્ઘાયુ અને સશક્ત રાખો કે જેથી એ સેવા દેશને સતત મળતી રહે.

સ્ત્રી કેળવણી એ કોઇપણ સમાજને માટે જીવન મરણનો પ્રશ્ન છે. જ્યાં સ્ત્રી કેળવણી નથી ત્યાં સમાજની અધોગતિ છે; જ્યાં સ્ત્રી કેળવણી છે ત્યાં સમાજની ઉન્નતિ છે. જો માતા કેળવાએલી હશે તો બાળકોને યોગ્ય કેળવણી મળશે અને એ બાળકો પુખ્ત વયે નાગરિક તરીકે સમાજમાં પોતાનું સ્થાન લઈ શકશે અને સમાજની ઉન્નતિમાં પોતાનો યોગ્ય ફાળો આપી શકશે. પણ જો માતાને અજ્ઞાનતાના અંધારામાં રાખી હશે તો એ સમાજની જરૂર દુર્દશા થશે.

બાળક દુનિયામાં અવતરે છે ત્યારે તેનામાં બીજ રૂપે અનેક શક્તિઓ રહેલી હોય છે. આ શક્તિઓના વિકાસ માટે જો બાળકને અનુકૂળ વાતાવરણ મળે તો તેનામાં રહેલાં બીજનો ફણગો ફૂટશે, તે ઉગશે, ઘટાદાર વૃક્ષ બનશે અને ફૂલ તથા ફળ આવશે. પણ જો તેના વિકાસ માટે યોગ્ય વાતાવરણ નહિ મળે તો એ શક્તિઓ હમેશને માટે દબાઇ રહેશે. કેળવણી એ દરેક માનવીનો જન્મસિદ્ધ હક્ક છે અને દરેક વ્યક્તિનો સંપૂર્ણ વિકાસ થાય એવી કેળવણી આવશ્યક વસ્તુ છે.

અત્યારે આપણા દેશમાં સામાન્ય રીતે અપાતી સ્ત્રી કેળવણીમાં પુનર્ઘટના કરવાની ખાસ જરૂર જણાય છે. સ્ત્રી અને પુરુષને કેવા પ્રકારની કેળવણી અપાવી જોઇએ એનો આધાર સમાજમાં એ બંનેનું કર્તવ્ય શું છે તે ઉપર છે. સમાજમાં સ્ત્રી અને પુરુષનાં કર્તવ્ય એક સરખાં છે કે જુદાં? એટલું તો સ્પષ્ટ છે કે બંનેએ નાગરિક તરીકે પોતાની ફરજ બજાવવાની છે. ત્યારે નાગરિક તરીકે સ્ત્રીની ફરજ શી છે? સ્ત્રીની પવિત્ર ફરજ ગૃહિણી બનવાની છે. ભવિષ્યની પ્રજા ઉત્પન્ન કરી તેને લાયક કેળવણી આપવાનું કાર્ય સ્ત્રીનું છે. બાળજીવનના મહત્ત્વના સમયમાં બાળક માતાના ખોળામાં, તેના સહવાસમાં જ હોય છે. એ પાંચ છ વર્ષનું થાય ત્યાં સુધી તો માતા એને પરમ પ્રિય, એનું સર્વસ્વ હોય છે. આ સમયમાં બાળક સંસ્કારો ગ્રહણ કરે છે. બાળકના મન ઉપર કેવા સંસ્કારો પડશે એનો આધાર માતા ઉપર અને એણે જમાવેલા ઘરના વાતાવરણ ઉપર રહે છે. ઘરનું વાતાવરણ સંસ્કારી કેમ બનાવવું, બાળજીવનનો સંપૂર્ણ વિકાસ કેમ સાધવો એનો આધાર માતાની કેળવણી ઉપર રહે છે. સ્ત્રીને એવી કેળવણી મળવી જોઇએ કે તે ગૃહિણી તરીકેની પોતાની પવિત્ર ફરજ ઉત્તમ રીતે અદા કરે અને નવરાસને વખતે સમાજની બીજી કંઈ સેવા કરે.

ગૃહિણી બનવાનો પ્રશ્ન આપણી સ્ત્રીઓને માટે મુશ્કેલ પ્રશ્ન નથી. આપણો દેશ એવો ભાગ્યશાળી છે કે એમાં સ્ત્રીઓની સંખ્યા કરતાં પુરુષોની સંખ્યા વધારે છે. ગયા મહાન વિગ્રહને પરિણામે પાશ્ચાત્ય દેશોમાં બહુ જ કફોડી સ્થિતિ ઉપસ્થિત થઇ છે. કોઇ દેશમાં પુરુષોની સંખ્યા કરતાં સ્ત્રીઓની સંખ્યા ત્રણ ગણી તો કોઇમાં પાંચ ગણી છે. પરિણામે પરિણીત જીવનનો લાભ તો થોડી જ સ્ત્રીઓને મળી શકે છે. આથી સ્વતંત્ર જીવન ગાળી શકાય એ માટે એ સ્ત્રીઓ ઉચ્ચ કોટિની કેળવણી લીધા પછી જુદાં જુદાં ક્ષેત્રોમાં ઝંપલાવે છે.

જીવનનિર્વાહને માટે કેળવણી લેવી એ સામાન્ય રીતે આપણી સ્ત્રીઓનું ધ્યેય નથી જ, તેમ છતાં જો કોઇ સ્ત્રીને એવી અંતર્પ્રેરણા થાય કે અવિવાહિત રહીને મારાથી સમાજસેવા ઉત્તમ રીતે થઇ શકશે તો ભલે તે સ્ત્રી ઉચ્ચ કોટીની કેળવણી લે અને પવિત્ર જીવન ગાળી સમાજસેવા બજાવે. ઉચ્ચ કેળવણી પામેલી સ્ત્રી આગેવાનો, સાહિત્યકારો. કેળવણીકારો, ડૉક્ટરો વગેરેની સમાજને ખાસ જરૂર છે અને એ સ્ત્રીઓના આત્મભોગ માટે સમાજ હમેશાં આભારી રહેશે. પણ એ જુજ વર્ગ બાદ કરતાં બાકીની

સ્ત્રીઓ માટે કેળવણીનો એવો પ્રબન્ધ થવો જોઇએ કે માધ્યમિક કેળવણી પૂરી થતાંમાં જ સ્ત્રીને પોતાના કાર્યક્ષેત્રનું પૂરેપૂરૂં ભાન થાય અને પોતાને માથે આવતી ફરજો બજાવવાને માટે તે તૈયાર થાય.

આ દૃષ્ટિએ શાળાઓના ચાલુ અભ્યાસક્રમમાં કેટલાક ફેરફારો આવશ્યક છે. સ્ત્રીકેળવણીમાં શારીરિક કેળવણીનું સ્થાન ઘણું ઊંચું હોવું જોઇએ. આધુનિક જમાનામાં વધતી જતી જીવનની જરૂરીઆતોને લીધે અને શહેરોમાં સંકડામણને પરિણામે તેમજ કેટલાએક સામાજિક બંધનોને લીધે છોકરીઓનો શારીરિક વિકાસ સાધી શકાતો નથી. છોકરીઓના શરીરના તમામ અવયવો સપ્રમાણ ખીલે તે માટે શારીરિક કેળવણી નિયમિત અપાવી જોઇએ. અંગકસરતોમાં અમુક વયે શારીરિક વિકાસને ઘટતા ફેરફારો થવા જોઇએ. જેમકે યુવાવસ્થામાં શરીર ખીલીને સુંદર ભરાવદાર બને છે અને અંગેઅંગમાં કોમળતા અને સૌંદર્ય જામી રહે છે એટલું જ નહિ પણ એ અંગોના સુંદર વલણ અને હલનચલન દ્વારા અંતરૂભાવ પ્રદીપ્ત કરવાની પ્રેરણા થાય છે ત્યારે કલામય કૃતિદ્વારા શારીરિક અને માનસિક વિકાસ સધાવો જોઇએ. એ વખતે નૃત્ય, જુદીજુદી કોમળ કૃતિઓ સાથે ગરબા, રાસ વગેરેને શારીરિક કેળવણીમાં ખાસ સ્થાન અપાવું જોઇએ.

સ્ત્રી કેળવણી પ્રત્યે હજુ પણ જેટલું જોઇએ તેટલું લક્ષ અપાતું નથી. ૧૧, ૧૨ વર્ષ એટલે યુવાવસ્થાની શરૂઆતમાં જ્યારે છોકરીઓમાં બહુ જ ભારે શારીરિક ફેરફારો થવા માંડે છે તે વખતે તેમના ઉપર ઘરમાં તેમજ શાળામાં ભારે બોજો આવી પડે છે. એ વખતે ઝડપથી થતા શારીરિક વિકાસને પરિણામે લોહીમાં રહેલાં રાતાં કણ (haemoglobin) ઓછાં થાય છે. એ રાતાં કણ શરીરના અવયવોને પ્રાણવાયુ (oxygen) પહોંચાડે છે. એથી શરીરમાં સ્ફુર્તિ આવે છે, અંગઅંગમાં નવું બળ પ્રસરી જાય છે. જેટલા પ્રમાણમાં પ્રાણવાયુ ઓછો તેટલા પ્રમાણમાં શરીર બળ ઓછું રહે છે. છોકરીઓના ચહેરા ઉપર આ ફેરફારથી ફિક્કાશ માલુમ પડે છે અને વધુ કોમળતા આવે છે એટલું જ નહિ પણ લોહીમાં રહેલો ક્ષાર પણ આ વખતે કમતી થાય છે. એથી હાડકાં પોચાં પડે છે અને છોકરાઓના જેવા સંગીન બનતાં નથી. આ કારણથી યુવાવસ્થા દરમ્યાન એટલે ૧૨ થી ૧૮ વર્ષ સુધી છોકરીઓને શારીરિક તથા માનસિક થાક ઝટ લાગે છે. ગણિત જેવા વિષયથી એમને વધારે શ્રમ પડે છે. બહુ લાંબો વખત ચિત્તની એકાગ્રતા ટકાવી શકતાં નથી. માટે સહેલાઇથી ઉપાડી શકાય એથી વધારે બોજો એમના ઉપર

નહિ પડે એ માટે માબાપોએ તેમજ શિક્ષકવર્ગે ખાસ કાળજી લેવી જોઇએ.

સાહિત્ય પ્રત્યે એ વખતે છોકરીઓને વિશેષ પ્રેમ ઉત્પન્ન થાય છે. કેટલીક બાળાઓ લાગણીઓના આવેશને લીધે કાવ્યો તરફ દોરાય છે, ત્યારે કેટલીક પ્રેમરસથી અને વીરરસથી ભરપુર નવલકથાઓ તરફ દોરાય છે. આ સમયમાં જ્યારે એમના જીવનમાં નવચેતન સ્ફુરતું હોય અને અત્યાર સુધી ગુપ્ત રહેલી ભાવનાઓના ઝરણાં જોસભેર વહેતાં હોય એ વખતે સુંદર આદર્શોથી ભરપુર કાવ્યો અને કથાઓ તરફ એમનું લક્ષ ખેંચવું એ ખાસ ઇચ્છવા યોગ્ય છે. આ સમયમાં જીવનના આદર્શો ઘડાય છે. યુવતીનું જીવનનાવ ભર દરિયે હોય છે. સેંકડો માર્ગો તેની આગળ ખુલ્લા હોય છે. કયો માર્ગ પસંદ કરવો તેનો આધાર જે નિર્ણય પર તે આવે છે તે ઉપર રહે છે. કોઇકવાર તો એ નાવ ડામાડોળ થતું જણાય છે. કિનારો દેખાતો નથી, દિશાની સમજ પડતી નથી. તેવે કટોકટીને પ્રસંગે સારા સુકાનીની જરૂર પડે છે. માતા, શિક્ષિકા અથવા દૃઢ મનવાળી સખી સુકાની બની એ નાવને કિનારે પહોંચાડી શકે છે. પણ જો યુવતિ પોતે ઉચ્ચ આદર્શો તરફ નજર રાખી, દૃઢ મનથી આત્મશ્રદ્ધા રાખી, હિંમતભેર આગળ હંકારશે તો જરૂર જયવંતી નીવડશે. આવા ઉચ્ચ આદર્શો માટે યોગ્ય સાહિત્ય હાથ ધરવાની જરૂર છે. યુવતીના વાચનને યોગ્ય માર્ગે દોરવું એ વડીલોની ખાસ ફરજ છે.

આ સમયમાં તમામ કોમળ પ્રેરણાઓ અને તેમાંથી ઉપસ્થિત થતી કોમળ ભાવનાઓ અને લાગણીઓ કેળવાય છે. ખાસ કરીને માતૃભાવના અને એની સાથે ગાઢ સંબંધ ધરાવતી બીજી કેટલીક ભાવનાઓ દેખાય છે. એ વખતે "બાલ માનસ" (Child Psychology) "બાળ ઉછેર", "માંદાની માવજત" વગેરે વિષયોમાં એ ખૂબ જ રસ લેશે અને એવા વિષયો એના જીવનમાં એને બહુ ઉપયોગી થઇ પડશે. સાથે "ગૃહવિજ્ઞાન" (Domestic Science), "શારીરશાસ્ત્ર અને જુદાં જુદાં અવયવોનું કર્તવ્ય" અને "જાતીય શિક્ષણ" (Sex Education) પણ આપવાની ખાસ જરૂર છે. સ્ત્રીએ ઉત્તમ ગૃહિણી બનવાનું છે તો જે વિષયના શિક્ષણથી કુટુંબને સાદો અને પૌષ્ટિક ખોરાક મળે અને તેમનું આરોગ્ય સચવાય તેવા વિષય સંબંધી એટલે "ગૃહવિજ્ઞાન" સંબંધી જેટલું કહીએ એટલું ઓછું છે. દરરોજના ખોરાકમાં કયાં કયાં શાક, કઠોળ, દૂધની વસ્તુ વગેરે આપવી જોઇએ કે જેથી શરીરના બંધારણ અને ટકાવ માટે જે જે તત્ત્વોની જરૂર છે તે તે પુરતા પ્રમાણમાં મળી રહે, એ રસોઇ શાસ્ત્રના વિષયનો

ગૃહવિજ્ઞાનમાં સમાવેશ થાય છે. એ ઉપરાંત ઘરની સંભાળ અને વ્યવસ્થાને લગતી ઘણી એક બાબતો ગૃહવિજ્ઞાનમાં આવી જાય છે.

આ સમયમાં છોકરીઓમાં કલ્પનાના વિકાસ સાથે સૌંદર્ય ભાવના ખીલે છે, સૌંદર્ય તરફ તેઓ વધારે આકર્ષાય છે, તેવે વખતે કલાના વિષયો દ્વારા આ ભાવના ખીલવવાની યોજના થવી જોઇએ. ચિત્રકામ, ભરતકામ, સંગીત અને એવા ઉપયોગી કલાના વિષયોને સ્ત્રીઓની સંસ્થામાં મહત્ત્વનું સ્થાન અપાવું જોઇએ. એ સાથે સાહિત્યમાં આવતા સૌંદર્ય-ચિત્રોથી પણ એ ભાવનાનો વિકાસ થઇ શકે છે.

જો સ્ત્રીઓમાં રહેલી નૈસર્ગિક વલણોને યોગ્ય માર્ગે દોરવી આવો વિકાસ સાધી શકાય તો એથી સ્ત્રીઓને જરૂર લાભ થશે. પોતાનાં ઘર સુવ્યવસ્થિત, સુઘડ અને સુંદર રાખશે જેથી ઘરમાં આવનાર અને રહેનાર દરેકની આંખ ઠરશે. આવો વિકાસ થતાં જીવન ઉચ્ચતર અને સંસ્કારી બનશે અને નવરાશનો વખત કેમ ગાળવો તેનો પ્રશ્ન રહેશે નહિ.

ઉચ્ચ કેળવણીની જેટલી છોકરાઓને જરૂર છે તેટલી જ છોકરીઓને પણ જરૂર છે. તે સાથે ઉપર બતાવેલા વિષયોનો જો સ્ત્રીકેળવણીમાં જલદી સમાવેશ કરવામાં આવે તો સ્ત્રીજીવન રસિક બનશે, સંસ્કારી બનશે, એટલું જ નહિ પણ સ્ત્રીની જે ઉત્તમ ફરજ છે તે બજાવવાને તેને યોગ્ય તૈયારી મળશે. આવાં સંસ્કારી વાતાવરણમાં ઉછરેલાં બાળકો આગળ જતાં ખરેખરાં નાગરિક બનશે અને ત્યારે જ સમાજની પ્રગતિ થશે.

# નવું પરિવર્તન



**ધનશંકર હીરાશંકર ત્રિપાઠી**

સ્ત્રી-કેળવણી અને સ્ત્રીઓમાં નવા વિચારોનો સંચાર આજથી ૨૫ વર્ષ ઉપર નહિ જેવાં હતાં અને ત્યારે શ્રીમતી વિદ્યાબ્હેન અને શ્રીમતી શારદાબ્હેન ગુજરાતમાં પહેલાં સ્ત્રી-ગ્રૅજ્યુએટો થયાં. એ ચોઘડીઉં જરૂર 'શકુનીઆળ' હોવું જોઇએ; કારણ કે તે પછી ૨ાા દાયકામાં આપણા ગુજરાતમાંથી માત્ર સંખ્યાબંધ સ્ત્રી-ગ્રૅજ્યુએટો જ નહિ, બલ્કે સ્ત્રી-જીવનના દરેક ક્ષેત્રમાં, શિક્ષણે પ્રગતિ કરી છે. સ્ત્રી-ડાક્ટરો પણ વધ્યાં છે; જુદા જુદા હુન્નર અને કલાના દ્વાર કે જેમાં પુરુષો જ ફક્ત પ્રવેશતા તેમાં યે સ્ત્રીઓએ પ્રવેશ કર્યો છે. એનાં થોડાંક દૃષ્ટાંત તારવીએ તો સાઇકલ ચલાવવી, મોટર ચલાવવી, હવાઈ-વિમાનો ચલાવવાં, ટાઇપિરાઇટિંગ કરવું, ટેલિફોન-યંત્રાલયોમાં પગારદાર તરીકે જોડાવું—આવાં આવાં કાર્યોમાં ગુજરાતી સ્ત્રી વર્ગે પ્રગતિ કરી છે. એ ધંધાઓમાં પ્રવીણતા મેળવવા માટે શોખને ખાતર જોકે ઘણી બ્હેનોએ તાલીમ લીધેલી છે તો પણ એથી એક વસ્તુ સિદ્ધ થઈ છે કે જે ગુજરાત વીસમી સદીમાં પણ તેરમી સદીના વિચારો ધરાવતું કહેવાતું હતું તેણે આજે તે કલંક દૂર કર્યું છે. એ કલંક ધોઇને તે બેસી રહ્યું નથી પણ તેણે કાંઇક વધારે પ્રગતિ પણ સાધી છે.

કલાનાં ક્ષેત્રોમાં, સંગીતમાં, નૃત્યમાં અને વાદ્યંત્રો વગાડવામાં ગુજરાતની 'નૂતન સ્ત્રી'એ તેની પાડોશના ઇતરભાષીય પ્રાંતો કરતાં કાંઇક વધારે ઝડપ સાધી છે.

હુન્નર, ધંધો અને કલાનાં ક્ષેત્રો સિવાય જાહેર જીવનમાં પણ ગુજરાતના સ્ત્રીવર્ગે આજે વધારે ફાળો આપવા માંડ્યો છે. લોકલબોર્ડો, કેળવણીની બોર્ડો, મ્યુનિસિપાલિટીઓ વગેરેમાં સ્ત્રીઓ સભાસદો તરીકે ચુંટાઇ છે; કેળવણીની સંસ્થાઓની સંચાલકો તરીકે તેમણે કીર્તિ પ્રાપ્ત કરી છે અને સ્ત્રીઓના જ ફક્ત હક્ક માટે લડત ચલાવવામાં



ઈ. ૧૮૯૮માં • શારદાબ્હેનના લગ્ન પ્રસંગે

પાછળ : ડાબી બાજુથી–સ્વ. સર રમણભાઈ, સ્વ. રા. ગોપીલાલ ધ્રુ, રા. ગટુલાલ ધ્રુ, સ્વ. ડૉ. બટુકરામ, ડૉ. સુમન્ત મહેતા

બેઠેલાં : ડાબી બાજુથી–લેડી વિદ્યાબ્હેન, સ્વ. સૌ. બાળાબ્હેન, સ્વ. સૌ. હરસિદ્ધાબ્હેન બટુકરામ, સૌ. શારદાબ્હેન

બેઠેલાં બાળકો : કુંજવિહારી ધ્રુ, નાનક બટુકરામ



કુટુંબમંડળ • ઈ. ૧૯૦૮માં

પાછળ: શ્રી સૌદામિનીબ્હેન, સ્વ. સર રમણભાઈ, લેડી વિદ્યાબ્હેન, ખોળામાં વિનોદિનીબ્હેન, કન્દર્પકુમાર

આગળ: સરોજિનીબ્હેન, જ્યોત્સ્નાબ્હેન

અગ્રેસર થઇને બેસી ન રહેતાં, પુરૂષોનાં જાહેરજીવનનાં કાર્યોમાં પણ તેમણે મોટો હિસ્સો આપ્યો છે. સ્ત્રી-કવિઓ, સ્ત્રી-લેખકો અને સ્ત્રી-વક્તાઓ આજે ગુજરાતમાં ઠીક સંખ્યામાં છે.

આમ ૩૫ વર્ષના સમય દરમ્યાન ગુજરાતમાં સ્ત્રી-જીવનરૂપી વૃક્ષની શાખાઓ એટલી બધી વિસ્તૃત રીતે વિકાસ પામી છે કે જેના તરફ ૩૫ વર્ષ પહેલાંના જુના વિચાર-વાદીઓ 'જુની આંખે નવો તમાશો' એમ કહીને હૃદયમાં બળી જાય છે. પરંતુ એ સમય હવે દૂર નથી કે જ્યારે એવા વર્ગની બળતરા શમી જશે અને શિક્ષણના સંસ્કારોને યોગે ગુજરાતનો સ્ત્રી વર્ગ, પુરૂષોની હરોળમાં, બલ્કે કદાચ આગળ, પોતાનું અનોખું સ્થાન જરૂર પ્રાપ્ત કરી લેશે.

આવા સમયનું મૂળ માન શ્રીમતી વિદ્યાબ્હેનનેજ ઘટે છે, જેમણે ઉચ્ચ શિક્ષણ મેળવીને ગુજરાતમાં સૌથી પહેલો નવો ચીલો પાડ્યો અને એ ચીલે ચાલવા માટે ગુજ-રાતના સ્ત્રી-વર્ગમાં ચેતન અને ઉત્સાહ રેડ્યાં. શિક્ષણ કદાપિ કોઇને પીછેહઠ કરાવતું નથી. શિક્ષણ કદાપિ નિરર્થક જતું નથી. શિક્ષણ શિક્ષિતને સદૈવ ઊંચી પ્રેરણા આપે છે. શિક્ષણનો આ મર્મ ગુજરાતનાં માબાપ આજે તો બહુ સારી રીતે સમજી ગયાં છે અને તેથી કન્યાને કેળવણી આપવાની જરૂરીઆત વિષે તેમને ભાગ્યેજ સમજાવવાનું રહે છે. મોંટેસોરી પદ્ધતિ આપણા દેશમાં થોડાક વખતથી દાખલ થઇ છે, તેને પરિણામે તો, કન્યાઓને છેક બાલપણથીજ માબાપો શિક્ષણ સંસ્થાઓમાં મૂકે છે. અને એમ કરવામાં જેઓ પછાત રહે છે તેમને સ્નેહીવર્ગ, સંબંધીવર્ગ ઇત્યાદિના ઠપકાના, કે હાંસીના ભયને લીધે પણ બેજોબેજો શિક્ષણ સંસ્થાઓનો લાભ પોતાની કન્યાઓને આપ્યા વિના ચાલતું નથી. આ સ્થિતિમાં કોઇએ સેવેલું પછાતપણું અથવા દાખવેલો પ્રમાદ, જ્યારે કન્યા વયવતી થાય છે અને તેનું લગ્ન કરવા માટે માબાપ 'મુરતીઆ' શોધે છે ત્યારે નડે છે. કન્યા શિક્ષણોપેત ન હોય, લલિત કલાઓની જ્ઞાતા ન હોય, ગુજરાતી ભાષા ઉપરાંત ઇતર ભાષાઓની જાણ-કાર ન હોય તો તેના હાથના ઉમેદવારો મળી શકતા નથી. એવે વખતે માબાપને પશ્ચાત્તાપ થાય છે કે, કન્યાનો શિક્ષણકાળ નિરર્થક વહી જવા દીધો એ ખચિત જ અયોગ્ય થયું. શિક્ષણના આશીર્વાદ અને શિક્ષણની કસોટી એવી વેળા યે ખાસ સમજાય છે. ઉચ્ચ જ્ઞાતિઓમાં વિશેષ કરીને આવી જ વસ્તુસ્થિતિ પ્રવર્તે છે; જેથી શિક્ષણસંસ્થાઓમાં અત્યારે ઉચ્ચ જ્ઞાતિઓની બાળાઓનું પ્રમાણ આપણે વધારે જોઇએ છીએ. પરંતુ હવે પછી એ સમય નજીકના ભવિષ્યમાં આવેલો આપણે જરૂર જોઇશું કે, જ્યારે બધી

જ્ઞાતિઓની બાળાઓ શિક્ષણ મેળવતી હશે; એટલું જ નહિ પણ તે વડે સુસંસ્કાર પામીને તેઓ ગુજરાતને દીપાવશે.

પુરાણકાળની ગાર્ગી અને મૈત્રેયીને આજ પણ આપણે ગૌરવથી સંભારીએ છીએ. વીસમી સદી એવાં નામથી વંધ્યા રહી નથી. પૂજ્ય વિદ્યાબ્હેને અને શારદાબ્હેને એ નામોનું આજે સ્થાન લીધું છે અને ગુજરાતમાં સ્ત્રી-શિક્ષણની થતી જતી અભિવૃદ્ધિને યોગે અને સ્ત્રી-જીવનમાં વિકસિત થતા જતા નવા વિચારોનાં સંસ્કારોને યોગે ગાર્ગીઓ અને મૈત્રેયીઓના અનેક નવા અવતારો નજીકના ભવિષ્યમાં થયેલા આપણે જોઈ શકીશું એ નિઃસંદેહ છે.

વગેરે સ્થળે છોકરાઓની હાઇસ્કૂલોમાં છોકરીઓ જવા લાગી, અને અત્યારે દેવગઢ બારીઆ જેવા ખૂણાના ગામની છોકરાઓની હાઇસ્કૂલમાં પણ લગભગ પચાસ છોકરીઓ ભણે છે. માધ્યમિક સ્ત્રીકેળવણીના પ્રશ્નનો સરળતાથી નીવેડો લાવવામાં લોકોનું આ બદલાએલું માનસ ઘણું ઉપયોગી થઇ પડે તેવું છે. પણ હજુ તેનો જોઇએ તેવો લાભ કેળવણી-કારોએ લીધો નથી. તેનું મુખ્ય કારણ એ છે કે સહશિક્ષણના પ્રશ્નની સાથે આને ભેળવી દેવામાં આવેલ છે. આપણા સમાજની હાલની સ્થિતિ જોતાં સાચું સહશિક્ષણ તેમાં દાખલ થતાં ઘણાં વર્ષો લાગશે. પણ ત્યાંસુધી સ્ત્રીશિક્ષણને અટકાવવું તે યોગ્ય ગણાય નહિ. એક જ વર્ગમાં બેસી છોકરા છોકરીઓ સાથે ભણે તે ભલે સહશિક્ષણ ન ગણાય અને સમાનશિક્ષણ ગણાય પણ આર્થિક દૃષ્ટિએ અખતરો અપનાવી લેવા જેવો છે. ગુજરાતનાં નાનાં નાનાં ગામોમાં પણ છોકરાઓ માટે હાઇસ્કૂલો છે, અને તેમાં માત્ર દરેક વર્ગમાં છોકરીઓ માટે એકાદ બેન્ચ રાખવામાં આવે તો કાંઇ જ વધારાનું ખર્ચ કર્યા સિવાય છોકરીઓને માધ્યમિક શિક્ષણ આપી શકાય. આવાં ગામો છોકરીઓ માટે સ્વતંત્ર હાઇ-સ્કૂલો ચલાવી શકે તે શક્ય જ નથી અને માધ્યમિક શિક્ષણ માટે છોકરીઓને પરગામ મોકલે એવા માબાપો બહુ જ થોડાં હોય છે, એટલે આ પ્રમાણે ન બને ત્યાંસુધી મોટા ભાગની છોકરીઓ ઇચ્છા છતાં માધ્યમિક શિક્ષણથી વંચિત જ રહેવાની.

પણ આ જાતનું શિક્ષણ તે ખરૂં સહશિક્ષણ નથી. સહશિક્ષણમાં તો છોકરાઓ અને છોકરીઓ એકબીજાની સાથે છૂટથી ભળી શકે તેવું હોવું જોઇએ એમ વાંધો દર્શાવવામાં આવે, તે ઉપર દર્શાવ્યું તેમ ખરો જ છે. પણ જ્યાંસુધી માબાપો નાતજાતનાં બંધનો તોડી લગ્ન કરવા તૈયાર નથી ત્યાંસુધી છોકરા છોકરીઓને સાથે ભેળાવા દઇ, સંવનન સુધી વાત લાવી પછી તેમને છૂટાં પાડવાં એ ક્રૂરતા જ ગણાય. એટલે અત્યારે સાચા સહશિક્ષણનો અખતરો કરવા કોઇ કોઇ શાળાઓ તૈયાર થાય છે તેમાં પોતાની પુત્રીઓને મોકલનારાં માબાપોએ છેવટના પગલા માટે તૈયાર રહેવું જોઇએ. પણ આપણે ત્યાં આવો વિચાર કરનાર માબાપો થોડાં જ હોય છે. મોટા ભાગના તો માત્ર દેખા-દેખી જ કરનાર હોય છે. એટલે જ લાગે છે કે જ્યારે સહશિક્ષણનાં પરિણામો જણાશે ત્યારે મોટા ભાગનાં ગુજરાતી માબાપો પોતાની કન્યાઓને એવી સંસ્થાઓમાં મોકલતાં અચકાશે. પણ જે સંસ્થાઓ માત્ર આપદ્ધર્મ તરીકે છોકરાઓની સાથે છોકરીઓને ભણવાની સગવડ કરી આપે છે તેમને આવો ભય નથી.

ઉપર 'આપદ્ધર્મ' વાપર્યો તે પરથી લેખકનું વલણ સ્પષ્ટ થશે. અત્યારની સ્થિતિ જોતાં ગુજરાતમાં સ્ત્રીઓ માટે જુદી સંસ્થાઓની જ જરૂર છે એમ કહેવું જોઈએ.

હવે સરકાર અને મુંબાઈ યુનિવર્સિટીથી સ્વતંત્ર સંસ્થાઓનો વિચાર કરવાનો રહ્યો. આ જાતની સંસ્થાઓ મુખ્યત્વે ભારતવર્ષીય મહિલાવિદ્યાપીઠ સાથે જોડાએલી છે. ગુજરાતમાં તો શું પણ મુંબાઈ ઇલાકામાં પણ મુંબાઈ યુનિવર્સિટી સાથે જોડાએલી એક પણ છોકરીઓની કૉલેજ નથી; એટલે ઉચ્ચ શિક્ષણ માટે છોકરીઓએ છોકરાઓની કૉલેજમાં ગયા વિના છૂટકો નથી. છોકરાઓ માટે જ સ્થપાએલી આ કૉલેજોમાં ફર્ગ્યુસન કૉલેજ જેવા કોઈ રડ્યાખડ્યા અપવાદ સિવાય બહારગામથી ભણવા આવતી છોકરીઓ માટે કૉલેજ તરફથી છાત્રાલયની ગોઠવણનો વિચાર કરવામાં આવ્યો જ નથી, ત્યારે ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ જે તેના નામ પ્રમાણે ખાસ સ્ત્રીઓ માટે જ છે તેમાં ઉપર દર્શાવેલી બાબતો વિષે ઠીક ગોઠવણ થએલી છે. અમદાવાદ, વડોદરા અને મુંબાઈમાં ઉચ્ચ શિક્ષણ માટે કૉલેજો સ્થાપવામાં આવી છે, અને ભાવનગર, મુંબાઈ, સુરત, વડોદરા, અમદાવાદ અને અમરેલીમાં હાઈસ્કૂલો સ્થાપવામાં આવી છે. અમદાવાદની લાલશંકર કૉલેજનાં ભૂતપૂર્વ પ્રિન્સિપાલ મીસ ભાગવતે પોતાની કૉલેજની છોકરીઓ માટે છાત્રાલય સ્થાપેલું તેનો લાભ અત્યારે તે કૉલેજની વિદ્યાર્થિનીઓ ઉપરાંત ગુજરાત કૉલેજની વિદ્યાર્થિનીઓ પણ લે છે.

ઉપર્યુક્ત ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ સરકારે માન્ય કરેલી નથી એટલે તેની પ્રગતિ ધીમી છે. હમણાં સર વિઠ્ઠલદાસના ટ્રસ્ટીઓ અને વિદ્યાપીઠ વચ્ચે પંદર લાખ રૂપિયાના દાન સંબંધી તકરાર થઈ હતી તેને લીધે પણ તેની પ્રગતિ જોઈએ તેવી થઈ શકી નથી, પણ હવે તેનું સમાધાન થઈ ગયું છે એટલે આ વિદ્યાપીઠ ઉજ્જ્વલ ભવિષ્યની આશા રાખી શકે. તેમાં કેટલાક એવા ખાસ ગુણો છે કે જેથી તે સ્ત્રીઓને ખાસ અનુકૂળ થઈ પડે. તેમાં બધું જ શિક્ષણ માતૃભાષા દ્વારા અપાય છે, અને શિવણ, સંગીત, ચિત્ર, ગૃહવિજ્ઞાન, બાળમાનસ વગેરે સ્ત્રીઓને ઉપયોગી વિષયો શીખવવાની ખાસ ગોઠવણ છે. વળી શાળા કે કૉલેજમાં હાજરી આપ્યા વિના ખાનગી રીતે અભ્યાસ કરીને પરીક્ષામાં બેસવા દેવાની છૂટ તેમાં રાખી છે. ગુજરાતમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર હમણાં હમણાં ઠીક થવા લાગ્યો છે. તેમાં ઉપર દર્શાવેલાં કારણોથી ભારતવર્ષીય મહિલાવિદ્યાપીઠની સંસ્થાઓ ઘણો સારો ભાગ ભજવશે એવી આશા રાખી શકાય.

અત્યારે જામનગર, મોરબી, જુનાગઢ, નડીઆદ, લીંબડી, વઢવાણ વગેરે શહેરોમાં છોકરીઓ માટે મીડલ સ્કૂલો ચાલે છે. સાત ગુજરાતી ધોરણો સુધી શીખવતી તો ઘણી શાળાઓ છે, પણ ઉપર દર્શાવેલ સ્થળોમાં ત્રણ અથવા તેથી વધારે અંગ્રેજી ધોરણો પણ છે. આવી સર્વ શાળાઓને મહિલાવિદ્યાપીઠની હાઇસ્કૂલો સહેલાઇથી બનાવી શકાય. તેમાં સર્વ શિક્ષણ માતૃભાષા દ્વારા આપવાનું હોય છે અને શિવણ, સંગીત, ચિત્ર વગેરે વિષયો લઈ શકાય છે જે સર્વની સગવડ આપણી ઘણીખરી સારી સાત ધોરણ સુધી શીખવતી કન્યાશાળાઓમાં પણ હોય છે; તો પછી ઉપર ગણાવી તેવી મીડલ સ્કૂલોમાં તો તેની મુશ્કેલી ન પડે. વિદ્યાપીઠનો અભ્યાસક્રમ છ વર્ષમાં મેટ્રીકની પરીક્ષા આપી શકાય તે રીતે ગોઠવેલો છે એ પણ એક વિશેષ સગવડ છે.

અત્યારે આવી સ્ટેટની કે ખાનગી મીડલ સ્કૂલોમાં જુદાંજુદાં અનિશ્ચિત ધોરણો પ્રવર્તે છે તેને બદલે આ પ્રમાણે વિદ્યાપીઠ સાથે જોડાવાથી પાઠ્યપુસ્તકો, પરીક્ષા, નિરીક્ષણ વગેરેની વિદ્યાપીઠ તરફથી વ્યવસ્થા થવાથી એકસરખું, નિશ્ચિત ધોરણ સચવાશે અને તેથી આ સંસ્થાઓનો અભ્યાસ અને મોભો બંનેમાં સુધારો થશે. મહિલાવિદ્યાપીઠની ગુજરાતમાં પ્રવૃત્તિ વધારવાનો વિચાર કરતાં તેની વિરૂદ્ધ પક્ષની દલીલો પણ સાંભળવી જોઇએ. કેટલાકો એમ કહે છે કે ગુજરાતે શા માટે આ મહારાષ્ટ્રીય વિદ્યાપીઠ સાથે જોડાઈ રહેવું? ગુજરાત મહિલાવિદ્યાપીઠની સ્વતંત્ર સ્થાપના શા માટે ન કરવી? તેમને એમ કહી શકાય કે હવે તો વિદ્યાપીઠ મુંબાઇમાં આવી છે અને ગુજરાતના દાનવીર સર વિઠ્ઠલદાસના દાનની રકમનું વ્યાજ તેને પાછું મળવા માંડ્યું છે એટલે હવે તો ગુજરાતીઓએ તેમાં દક્ષિણીઓના જેટલો જ રસ લેવા માંડવો જોઇએ. વિદ્યાપીઠની પોણા લાખની વાર્ષિક આવકમાંથી બાવન હજાર તો સર વિઠ્ઠલદાસના ફંડના વ્યાજમાંથી મળે છે અને બાકીની દાન, લવાજમ, પરીક્ષાની ફી વગેરેમાં પણ ગુજરાતીઓનો સારો ફાળો છે. તેજ પ્રમાણે વિદ્યાપીઠ સાથે જોડાએલી કૉલેજોમાંથી બે ગુજરાતમાં છે ત્યારે મહારાષ્ટ્રમાં એકજ છે અને એક મુંબઇમાં છે. મુંબઇની કૉલેજમાં મરાઠી અને ગુજરાતી એવા બે વિભાગો છે. વળી સુરતમાં પણ કૉલેજના ત્રણે વર્ષના વર્ગો ચાલે છે અને તે કૉલેજ પણ થોડા સમયમાં વિદ્યાપીઠ સાથે જોડાઇ જશે. હાઇસ્કૂલોમાં પણ આપણો સારો ફાળો છે. એટલે હવે માત્ર વિદ્યાપીઠના વહીવટમાં ગુજરાતીઓ પોતાની ઉદાસીનતા તજી ભાગ લેવા માંડે એટલી જ જરૂર છે. આમ થાય તો પછી ગુજરાત મહિલાવિદ્યા-

પીઠની સ્વતંત્ર સ્થાપનાની જરૂર રહેતી નથી.

બીજો મત એવો છે કે ગુજરાતની સંસ્થાઓએ મુંબાઈ યુનિવર્સિટીની સાથે જોડાઈ જવું. મુંબાઈ યુનિવર્સિટીએ પણ હવે માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનો પ્રબન્ધ કર્યો છે તો પછી શા માટે તેમાં જોડાઈ સરકારે માન્ય કરેલી પરીક્ષાઓ વિદ્યાર્થીઓ પાસે પસાર ન કરાવવી ? પણ માતૃભાષા દ્વારા શિક્ષણ એ એકજ આ અભ્યાસક્રમની વિશિષ્ટતા નથી. તેમાં અંગ્રેજી સિવાય શાળાની પરીક્ષા આપવાની ઐચ્છિક વિષયોની જે સગવડો છે તે મુંબાઈ યુનિવર્સિટીમાં નથી. અને કૉલેજોમાં તો હજુ મુંબાઈ યુનિવર્સિટી કેટલાએ દશકા પછી માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનું શરૂ કરશે. અને એ ભયંકર પરીક્ષા-ચક્ર જેમાં વીશ હજારમાંથી બાર હજાર વિદ્યાર્થીઓ તો નાપાસ થાય છે તેમાં તમારી કન્યાઓને તમે હોમવા માગો છો? એ કરતાં આ જીવંત નાની સંસ્થા શું ખોટી છે કે જ્યાં દરેક વિદ્યાર્થિની ઉપર યોગ્ય ધ્યાન આપી શકાય તેમ છે.

વળી મહિલા વિદ્યાપીઠ સરકારી ચાર્ટર મેળવવાનો પ્રયત્ન પણ કરી રહી છે. આ ચાર્ટર મળવાના આધાર તેની સંસ્થાઓની લાયકાત ઉપર છે. એટલે ગુજરાતની સંસ્થાઓનું અત્યારે તો એ કર્તવ્ય છે કે તેમણે પોતપોતાની આર્થિક અને શિક્ષણ વિષયની લાયકાત વધારવી અને એ રીતે સરકારી ચાર્ટર મેળવવાનું કામ સરળ કરી આપવું.

# પટલાણી



મનુભાઇ જોધાણી

ભરત ભરેલો ચણીઓ ને ગાતડી ભીડેલો સાડલો, ખાપું ભરેલું કાપડું અને ખડા ઉપાડ મોજડી પહેરી રાધા હમેશાં મારા ઘર પાસેથી નીકળતી ત્યારે છોકરાઓ કહેતા કે એ તો અરજણ પટેલની વહુ. રાધા પટલાણી હતી.

રાધા પરણીને આવી ત્યારે તો સાવ ભોટ જેવી હતી પણ આણું વળ્યા પછી બે વર્ષમાં તો એણે ઘરને ઠેકાણે ઘર રાખ્યું ને અરજણ પટેલની જતી આબરૂ રાખી. એમ તો રાધા ઘરવલી ને ઠાવકી બાઇ હતી.

રાધા વહેલી પરોઢે ઉઠે. બળદને સરાઉ ખડ નાખે ને ભેંસને ઓગઠ નીરે. ને પછી તરત જ ઘંટીએ બેસી જાય. ધમાકામાં દશ શેર ખેંચી કાઢે. એટલું તો એના હિસાબમાં જ નહિ. અને પટેલ ઉઠે ત્યાં તો દહીનાં ગોરસાં ને રવાઈ તૈયાર જ હોય. ગોળીમાં ગોરસ પૂરે ને પછી સામસામાં નેતરાં લઇને માંડે વલોવા. ઘમર્ ઘમ્ અવાજ તો એવો ઘોર પૂરે કે રાધા ને અરજણ પટેલ જોરબંધ નેતરાં ખેંચ્યે જાય, ને ઘમકારામાં છાશ ઘૂમરીએ ચઢે. પરસેવે રેબઝેબ થઇ રેલા નીતરે ત્યાં સુધી રાધા થાક ખાય જ નહિ. પટેલ બીચારા હાંફી જાય ને નેતરાં મૂકી દે ત્યારે રાધા હસી પડે. ને જાણે પોતાના બળનો સરવાળો કરતી હોય એમ એકલે હાથે નેતરાં ખેંચ્યે જ રાખે. રાધા ભારે બળુકી ને ખડતલ હતી.

રાધા માખણ ઉતારે ત્યારે જરા યે જરા ઉતારી લે. થોડું ઉતર્યું લાગે તો ફરી બે ચાર નેતરાં ખેંચી કાઢે ને જરા ય માખણ રહેવા ન દે. છાશમાં માખણ જાય ને ફુવડ કહેવાય એ એને જરાય ગમે નહિ. એવી તો રાધા હિસાબી હતી.

પટેલ ભેંસ પાઇ આવે ત્યાં તો એણે રોટલા ટીપવા માંડયા જ હોય. એવા



વિદ્યાબહેન · ઈ. ૧૯૧૮માં વૉર ફંડનાં સેક્રેટરી હતાં તે સમયે



કુટુંબમંડળ · ઈ. ૧૯૧૯માં

ઊભેલાં : સૌદામિની મહેતા, સ્વ. સર રમણભાઈ, કંદર્પકુમાર નીલકંઠ, વિનોદિની નીલકંઠ

બેઠેલાં : તરંગિણી નીલકંઠ, લેડી વિદ્યાબહેન, જ્યોત્સ્ના મહેતા, સુશ્રુત નીલકંઠ, સરોજિની મહેતા

જોરથી રોટલો ટીપે કે ત્રણ ઘરે એનો અવાજ સંભળાય. અને રોટલો ય મજાનો ઢાલ જેવડો કરે ને સાતપડો રોટલો ફુલીને દડો થાય. માંહી શેર ઘી નાખો તો ય પી જાય એવી તો એની કરામત. રાધાના હાથનો રોટલો વખણાય. રાધા સરસ રસોઇ કરનારી હતી.

રાધા પટેલને રોટલા ને છાશ ખાવા આપે. ને પોતે કેડ સાડલો વીંટાળી વાસીદું કરી નાખે. દિ ઉગે ત્યાં તો છાણ એકઠું કરીને છાણા થાપી નાખે ને ફળી તો જાણે છણછણ છીંકો આવે એવું ટાંકલા જેવું બનાવે. રાધાને ગોબરાઇ ગમે નહિ ને કામમાં આળસે નહિ. રાધા ભારે ઉદ્યોગી હતી.

પટેલ હળ લઇને જાય એટલે આડોશી પાડોશીને રાધા છાશ આપે ને માથે હેલ લઇને તળાવેથી પાણી ભરી આવે. મંદિરે દર્શન કરી આવે ને સાધુને લોટ આપી આવે ને ઘરે આવીને પાછી કામે વળગી જ હોય. ચુલો સળગાવીને તાવણ ચઢાવે ને એવું તાવે કે છાશનો ફ્રાંગો ય રહેવા દે નહિ. એનું ઘી મોગર જેવું ચોખ્ખું. કોઇ દિ ગંધાય કે બગડે જ નહિ ને ખીરું ય રહે નહિ. એમ તો રાધા ચોખલી હતી. ને ખંતીલીએ હતી.

બપોરે રાધા ભાત લઇને ખેતર જાય. પટેલ ખાય ત્યાં સુધી ખડ વાઢે ને વળતી આવે ત્યારે ખડની ગાંસડી લેતી આવે. કોઇ વખત કડબનું બુંગું ય ગંજીમાંથી ઉપાડતી આવે. ગમે એટલું છેટું ખેતર હોય તો ય ભાત આપવા તો રાધા પંડે જ જાય. રાધા ભથવારી હતી.

ખેતરમાં મોલ ઉભો હોય કે ખળામાં પાક પડ્યો હોય ને પટેલ ત્યાં વાસુ રહે તો તેને વાળુ આપવા ય રાધા જાય. ગમે તેટલું અંધારું હોય તો ય એને જરા ય બીક નહિ. રાધા નીડર અને છાતીચલી હતી.

રાધા કાનમાં વેડલા પહેરે, બુટમાં પોખાનિયું પહેરે, નાકમાં સોનાની વાળી પહેરે, ડોકમાં પાનડા પહેરે, હાથે માટલીઆં બલોયાં ને આંગળીમાં રૂપાના કરડા પહેરે, પગમાં કાંબીયું પહેરે ને આંખમાં આંજણ આંજે ત્યારે એને શણગાર એવો તો ખલે કે બીજી બૈરીઓ અદેખાઇથી બળી જાય. રાધા સુંદરી હતી.

રાધાને છોકરાં ય ઘણાં પણ કંટાળીને મારે કુટે નહિ. સહુને કામ ચીંધી દે. કોઇ દિ કંટાળીને ગુસ્સે થાય જ નહિ. ને પાડોશમાં કોઇ સાથે ઉપડતે સાદે બોલે ય નહિ. એનો સ્વભાવ ભારે મીલનસાર. એ કોઇની આઘીપાછી ન કરે ને કોઇની ખોદણી કરવા એ નવરીએ ન થાય. ભલી એ ને ભલું એનું કામ. રાધા એટલી ભોળી ને ભલી કે રાધાને શુકને લોકો ગામ જાય. કોઇને ત્યાં સિમંત હોય ને ખોળો ભરવો હોય તો

રાધાને હાથે ખોળો ભરાવે. રાધા અખોવન હતી.

તહેવારો આવે ત્યારે રાધા ગરબા ગાય. એક ઝીણે સાદે ગાય ને બીજી સ્ત્રીઓ ઉપાડે એમાં રાધાનો સાદ તરત ઓળખાય. એની હલક અને ડોલન તો લોકોની આંખો દગલા કરી દે. એનું શરીર એટલું હાથ કે એને ફેર તો ચઢે જ નહિ. કોઇને ત્યાં લગ્ન હોય કે કાંઇ પગરણ હોય તો રાધાને પહેલી બોલાવે. એનો કંઠ તે જાણે કોયલ ટહુકી. મીઠી હલકે એવાં ગીત ગાય ને ગવરાવે કે બે ઘડી બેસી રહીએ. રાધા કોયલ હતી.

ચોમાસામાં રાધા પુણીઓ લઇને બેસે. વરસ દહાડો ચાલે એટલું સુતર તો એ કાંતી જ નાખે. વણકરને બોલાવી વણાવી લે ને પછી એમાંથી મોદ, ચલાખા ને ઝુલુ જેટલું જુદું કાઢે, પટેલના કપડાં શીવડાવી લે ને પોતાનાં કપડાં રંગાવી, તેમાં ભરત ભરે. રાધાનું ભરત તો એટલામાં બધા વખાણે. રાધા કારીગર હતી.

શ્રાવણ મહીનામાં રાધા એકટાણાં કરે, તળાવે નહાવા જાય ને મહાદેવે દર્શન કરે. બળેવે રાખડી બંધાવે ને ખોબે ને ખોબે બ્રાહ્મણોને દાણા આપે. સાતમ આઠમમાં ગરબા ગાય, અમાસે પીપળે પાણી રેડે ને ગરીબ ગરબાંને દાન દે ત્યારે પાછું વાળી જુએ જ નહિ. કોઠીનું આણું કાઢી નાખે. રાધાના હાથ સોનાના હતા. એ રીઝે ત્યારે સામાને ન્યાલ કરી દે. રાધા પૅારસી હતી.

દિવાળી આવે ત્યારે રાધા કુંવરની થાપ કરે, લાદ ને ગોરમટીની ગાર કરે ને ઉપર પછી ખડીનો ધોળ કરે. માંડ ઉપર વાસણ ઉટકીને ગોઠવે ને સાથીયા ને તોરણ, ચાકળા ને ચંદરવા ખાપ ને હીરના ભર્યા હોય તે ટાંગે. ઉપર કાંધી બાંધે ને ટોડલિયા ને પાનસુરીયા ય લટકાવે. ઘર તો કાંઇ ખલે! રાધા હોંશીલી હતી.

કોઇને ભીંસ પડે ત્યારે રાધા એને ઓથ આપે. કોઇનો ખોટકો એ કાઢે ત્યારે જ જંપે. આખા ગામને રાધાનો ભરોસો. વેપારી યે રાધાનાં વેણે નાણાં ધીરે, એનાં તો એનાં જામીનગનાં. ને નાણાં પણ ખળાં ભરાય એટલે અપાવી દે, એવી તો એની શાખ. કોઇનું કળાણ પડવા ન દે. રાધા ગામનું ઢાંકણ હતી.

રાધા ચુંદડી ને ચાંદલા સહિત ગઇ. એટલું એનું સત. પણ એ ગઇ ત્યાર પછી પટેલ નવી ઘરધ્યા ત્યારથી એમનું ઘર ઘસાતું ગયું ને પટેલ દેવાદાર થઇ ગયા. રાધા તો પટેલના ઘરની લખમી (ગૃહલક્ષ્મી) હતી.

હજુએ ગામ રાધાને સંભારે છે ને ઊંડા નીસાસા મૂકી આંખો ભીની કરે છે

[જરાતમાં ઊંચી કેળવણીની જરૂર સમજનાર
ને સમજ પ્રમાણે વર્તન કરવાનું સામર્થ્ય
ાવનાર એક વિશિષ્ટ વ્યક્તિ]



હિંમતલાલ ગણેશજી અંજારીઆ

સ્ત્રીઓને અમુક મર્યાદાઓ તો કુદરતે બાંધી આપી છે, પરન્તુ તે મર્યાદાઓને અત્યંત સાંકડી અને ખૂબ ત્રાસદાયક તો મનુષ્યે બનાવી મૂકી છે. કુદરતમાં ોવાળી જીવ જે કાંઇ કામ કરે એ નબળાઓએ સ્વીકારવું જોઇએ; સ્વીકારવું જોઇએ ટલું જ નહિ, પણ તેને વખાણવું પણ જોઇએ. તેમ ન કરવામાં આવે તો નબળાઓની તીને જ હાનિ પહોંચે છે. આવા સર્વવ્યાપી કાયદાને નામે થઇ સ્ત્રીઓને મર્યાદા કારવી પડી, પુરુષોએ તેમને માથે ઠોકી બેસાડી. આવી મર્યાદા જ્યાં જ્યાં સ્ત્રીઓનાં વનને કુંઠિત કરી મૂકતી હોય ત્યાં ત્યાં તેનો ધ્વંસ કરવાના વિચાર સ્ત્રીઓને હમેશાં વ્યા કર્યા છે અને સમર્થ વ્યક્તિઓએ પોતાની શક્તિનો સદુપયોગ કરી કાંઇક રસ્તો …ણ કાઢ્યો છે.

લેડી વિદ્યાગૌરીએ આવું સામર્થ્ય દાખવી, વ્યક્તિ તરીકેની પોતાની શક્તિ બતાવી ોરનો દેખાવ કર્યા વિના પણ સ્ત્રીઓની અયોગ્ય મર્યાદાઓ સામે બંડ કર્યું, અને ે મુશ્કેલીઓ સહન કરીને પણ ગુજરાતને બતાવી આપ્યું કે ગુજરાતની સ્ત્રીઓ ઉચ્ચ ળવણી લેવાની શક્તિ ધરાવે છે અને તેવી કેળવણી લીધા પછી પોતાનાં બાળબચ્ચાંને ને સંતતિને એક નમૂનારૂપ થઇ પડે તેવું જીવન ગાળી શકે છે.

જ્યારે સર્વત્ર અંધકાર હતો ત્યારે તેમણે સ્ત્રીકેળવણી માટે ઉજ્જ્વળ દીવો પ્રક- ાવ્યો. તે દીવાને પ્રતાપે માર્ગ સૂઝ્યો અને સ્ત્રીજનતામાં એક આદર્શ ખડો થયો. લાક પુરુષોએ તે માર્ગ વધારે ઉજળો બનાવવા પોતાથી બનતું કર્યું અને લેડી વિદ્યાગૌરી ઠમા વર્ષમાં પ્રવેશ કરે તેટલા અરસામાં તો સ્ત્રીઓમાં ઊંચી કેળવણી ઠીક ઠીક પ્રચાર મેલી જોવાનો તેમને વખત પણ મળ્યો.

લેડી વિદ્યાગૌરી ઉચ્ચ કેળવણીની જરૂર સમજીને પોતે બેસી ન રહ્યાં, પણ પોતાની આસપાસ એવું વાતાવરણ પ્રસારી શક્યાં કે તેવી જરૂર હવે ન સ્વીકારનારા જ થોડા રહ્યા હશે એમ કહી શકાય.

હા, જે જાતની ઊંચી કેળવણી તેમણે લીધી અને જેને માટે હવે તો એક જાતનો મોહ જ લાગી રહ્યો છે એ જાતની ઊંચી કેળવણી નારીસમાજ માટે સંપૂર્ણરીતે યોગ્ય છે કે કેમ એ તો એક મહાન પ્રશ્ન ગુજરાત સમક્ષ ઊભેલો જ છે. ઊંચી કેળવણી અવશ્ય આપવી જોઇએ. બીજી રીતની કેળવણી સ્વીકાર ન પામે ત્યાંસુધી ચાલુ રીતની કેળવણી અપાયા કરે એ તો ન છૂટકે લેવો જોઇતો રસ્તો જ છે. પરંતુ જે રીતની ઉચ્ચ કેળવણી હાલ લેવાઇ રહી છે એ બરાબર તો નથી તે હકીકત તો લેડી વિદ્યાગૌરી પણ સ્વીકારી રહ્યાં છે. સ્ત્રીઓને કાંઇક જુદી રીતની કેળવણી આપવાનો જે પ્રયોગ પ્રો. કર્વેએ કર્યો અને જેને દાનવીર સ્વર્ગસ્થ સર વિઠ્ઠલદાસે સબળ ટેકો આપ્યો—કહો કે જીવનબળ જ આપ્યું—તે પ્રયોગમાં સત્ય અવશ્ય છે એમ તો લેડી વિદ્યાગૌરીએ બરાબર જોઇ લીધું છે. તે વિદ્યાપીઠના કાર્યમાં વર્ષોથી તેઓ ભાગ લઇ રહ્યાં છે, તે વિદ્યાપીઠનો ક્રમ શીખવનાર શાળા અને મહાશાળા સ્થાપવામાં અને ચલાવવામાં લેડી વિદ્યાગૌરીની મહેનત ગુજરાત સારી રીતે જાણે છે.

એટલે, ગુજરાતની યુવતીઓની કેળવણી સંબંધે ખૂબ વિચાર થવાની જરૂર છે એમ લેડી વિદ્યાગૌરી સ્વીકારતાં હોવાં જોઇએ.

ત્યારે એ સંબંધે જ મારા વિચાર વાચકો આગળ રજુ કરૂં છું અને વિનતિ કરૂં છું કે લેડી વિદ્યાગૌરી પણ, તેમને અનુકૂળતા હોય તે પ્રમાણે, આ વિષે પોતાના વિચારો નિબંધસ્વરૂપે ગુજરાતને અર્પણ કરે.

સ્ત્રીઓએ ઉચ્ચ કેળવણી લેવી જ જોઇએ એ તો જેટલું પુરુષો માટે જરૂરનું છે તેટલું જ તેમને માટે જરૂરનું છે. બલ્કે, સ્ત્રીઓમાં ઉચ્ચ કેળવણી વધારે પ્રમાણમાં પ્રસરે તો તેથી દેશને લાભ છે. સ્ત્રીઓ માટે તે અવશ્ય શક્ય છે અને કુટુંબના પિતા કરતાં કુટુંબની માતાના સંસ્કાર જેટલે દરજ્જે બાળકો પર વધારે પડે છે તેટલે દરજ્જે સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી લેવાની આવશ્યકતા પણ વધારે છે.

પરંતુ એ પણ જરૂરનું જ છે કે જેટલે દરજ્જે કુટુંબમાં પિતા કરતાં માતાની અસર જુદી પ્રતિની અને જુદી કોટિની છે તેટલે દરજ્જે પિતાના કરતાં માતાની કેળવણી

માં અવશ્ય તફાવત રાખવો જ પડશે.

કુટુંબને કુટુંબ તરીકે ન જ રહેવા દેવું હોય તો પણ પિતા અલગ રહી શકશે, માતા અમુક ફરજોથી અલગ રહી શકશે જ નહિ. અને ફરજ અદા કરવાની વધારેમાં વધારે યોગ્યતા આપવી એ કેળવણીનો—અને ઉચ્ચ કેળવણીનો પણ—ઉદ્દેશ હોય, તો તો પિતાને કેળવણી વગર ચાલશે, પણ માતાને તો નહિ જ ચાલે એ સ્વીકારવું જ જોઇએ.

એટલે સ્ત્રીઓને યોગ્ય વયે માતા તરીકે ફરજો અદા કરવાની છે જ. એ ફરજો અદા કરવા માટેની યોગ્યતાનો વિચાર સ્ત્રીકેળવણીમાં અવશ્ય આવવો જોઇએ—કઇ ઉમ્મરે, અને કેટલા પ્રમાણમાં તેવી કેળવણી આપવી એમાં મતભેદ રહે એ બનવાજોગ છે. પરંતુ જેમ દરેક ધંધાદારીને પોતપોતાના ધંધાનું શિક્ષણ આવશ્યક અને ઉપયોગી છે તેમ સ્ત્રીઓને પણ અમુક બાબતોનું ખાસ શિક્ષણ અનિવાર્ય છે. વળી તે શિક્ષણ સંસ્કારી રીતે અને યોગ્ય ઉમરે મળવું જોઇએ એ પણ દેખીતું છે.

પુરુષને માટે વકીલ, દાકતર, શિક્ષક કે બીજો જે કાંઇ ધંધો કરવાનો હોય છે તેનું શિક્ષણ આવશ્યક ગણાયું છે. તેવું શિક્ષણ ન મળ્યું હોય તેવાની લાયકાત સ્વીકારાતી નથી. સ્ત્રીઓને ઘર ચલાવવું, છોકરાં ઉછેરવાં અને સ્ત્રી તરીકેની પોતાની ફરજો અદા કરવી એ પણ આવશ્યક, એક અટપટો અને મહામુશ્કેલ ધંધો છે—એ ધંધામાં કાંઇ પણ લાયકાત મેળવ્યા વગર દાખલ થનારનું જીવન સુખી બની શકતું નથી.

પહેલાંના વખતમાં આ જાતની લાયકાત ઘરની સંયુક્ત કુટુંબની વ્યવસ્થાને લીધે મળી રહેતી એમ માનવાને હરકત નથી. પણ હવે તે સ્થિતિ રહી જ નથી એટલે કુટુંબ દ્વારા નથી મળી શકતું એ જ્ઞાન હવે શાળા દ્વારા આપવાની જરૂર ઉભી થાય છે.

પરંતુ આ જ્ઞાન માત્ર ઉચ્ચ કેળવણીના ક્રમમાં જ આવે એ દેખીતું છે. યુવતીઓ પંદર સોળ કે સત્તરે હમણાં મેટ્રિકમાં પહોંચે છે. પછી બી.એ. થતાં, અને તે પછીની ઉત્કૃષ્ટ પદવીઓ લેવા માટેની લાયકાત મેળવવામાં બીજાં પાંચ છ વર્ષ ગાળે છે. આમ બાવીશથી પચ્ચીશ વર્ષની ઉમર સુધીમાં મેળવેલી હાલની ઊંચી કેળવણી સ્ત્રીઓને સ્ત્રી તરીકે તો ત્યાંની ત્યાં જ રહેવા દે છે—મનુષ્ય તરીકે અવશ્ય ખૂબ સારા સંસ્કારથી ભરે છે અને સામાન્યજ્ઞાન ઘણું સારૂં આપે છે, તો પણ અત્યંત આવશ્યક બાબતોથી તો તેમને તદ્દન વંચિત જ રાખે છે.

આમ થાય છે તેનું કારણ ઉચ્ચ કેળવણીની જે પદ્ધતિ પુરુષોને પોતપોતાના

ધંધા માટે લાયકાત આપવા દાખલ કરેલી છે તે પદ્ધતિથી જ સ્ત્રીઓને પણ શીખવાય છે તે છે. હા, જે સ્ત્રીને અવિવાહિત રહીને પુરુષોના ધંધામાં દાખલ થવું હોય તેને માટે હાલની ઉચ્ચ કેળવણી ભલે ઇષ્ટ હો, પરંતુ હજી નજીકના ચાળીસ પચાસ વર્ષ સુધીમાં તો સેંકડે એંશી ટકા સ્ત્રીઓ લગ્નસંબંધથી જોડાવાની જ છે એમ કહી શકાય છે. તો માત્ર વીશ ટકા માટે એંશી ટકાની કેળવણી પણ અણઘટતી અને નુકસાનકારક પદ્ધતિથી ચાલુ રાખવી એ કોઇ પણ રીતે યોગ્ય નથી.

હાલ જે કુટુંબો કેળવણીમાં આગળ પડતાં છે તે કુટુંબો પોતાની યુવતીઓને ઉચ્ચ કેળવણી આપવા માટે હમેશાં તત્પર રહેશે એટલું જ નહિ, પણ જો ઘટતી પદ્ધતિથી ઉચ્ચ કેળવણી આપવામાં આવે તો અવશ્ય ઘણાં વધારે કુટુંબો તે લાભ લેવા તૈયાર થશે.

હાલની પદ્ધતિમાં એક મોટો જ વાંધો અંગ્રેજી માટેના મોહનો નડે છે. અંગ્રેજી ભાષા રાજભાષા છે એટલું જ નહિ, પણ સારી રીતે ખેડાએલી ઘણી સમૃદ્ધિવાળી ઊંચી ભાષા છે. તે ભાષા શીખવી એ સંસ્કારને નોતરવા જેવું છે તેની પણ ના નહિ. સમસ્ત દેશના સંસ્કારી સમુદાયમાં દાખલ થવામાં તે ભાષા હમણાં બહુ ઉપયોગી છે. રાષ્ટ્રીય લડત માટે પણ તે ભાષાના ઘણા જ ઊંડા અભ્યાસની આવશ્યકતા છે. આ બધું સ્વીકાર્યા પછી પણ એટલું તો અવશ્ય કહેવું પડે છે કે જે લાભોની આશા રાખવામાં આવે છે તે લાભોનો શતાંશ પણ ઘણી વાર મળતો નથી.

અને એમ સ્વીકારીએ કે એ દલીલ બધી બરાબર છે અને અંગ્રેજી વગર આપણને —સંસ્કારી વ્યક્તિને—ચાલવાનું નથી, તો પણ એટલું તો કહેવાની જરૂર છે કે જે જાતના જ્ઞાનનો આગ્રહ રાખવામાં આવે છે તે જાતનું જ્ઞાન કાંઇ બહુ જરૂરનું નથી. અંગ્રેજી ભાષાના ભંડારમાં ડોકિયું કરી શકાય, અને અંગ્રેજી દ્વારા જરૂર પૂરતું કામકાજ કરી શકાય તેવું કામચલાઉ—સારૂં કામચલાઉ—અંગ્રેજી જ્ઞાન, અંગ્રેજી એક ઇતર ભાષા તરીકે શીખવવાથી અવશ્ય મળી રહેશે.

અંગ્રેજીના સારા જ્ઞાન માટે હિન્દનો ઇતિહાસ અને ભૂગોલ અંગ્રેજી દ્વારા શીખવાય એ શા માટે જરૂરનું લેખવામાં આવે છે? બીજા વિષયો અંગ્રેજી દ્વારા શીખવવાથી અંગ્રેજીનો મહાવરો પડે એ મોટી દલીલ છે. પણ જે દલીલ જેટલી મોટી ગણાય તેટલી તે ખોટી ગણવી પડે. ઇતિહાસ, ભૂગોલ, ગણિત વિગેરેનું જ્ઞાન માતૃભાષા દ્વારા પાકું અને સંગીન ઘણા થોડા વખતમાં થઇ શકે છે એટલે બીજા વિષયોમાંથી બચતો વખત અંગ્રેજી

માટે અપાય તો ખાડો પૂરાઇ રહે. કદાચ તેમ પણ ન થાય, તો મોટો પ્રશ્ન તો એ જ છે કે યુવતીઓને તેવા સંગીન અંગ્રેજી જ્ઞાન માટે જે વખત ખરચવો પડે છે તેની તેમને જરૂર છે? ઘણા મોટા ભાગને તો નથી જ. તો પછી તે બચાવી તેમને સ્ત્રીઉપયોગી આવશ્યક બાબતો શીખવવામાં શા માટે ન ગાળવો?

અને જો ગુજરાતી દ્વારા બધું શિક્ષણ આપવામાં આવે તો, હાલ પંદર વરસની ઉમરે જેટલું જ્ઞાન અપાય છે તેટલું અવશ્ય તેર વરસ સુધીમાં પૂરૂં થાય.

છથી તેર વરસ સુધીમાં એવું જ્ઞાન આપી દેવાય કે જેથી પાયો મજબૂત બને–પ્રાથમિક અને માધ્યમિક બંને તેટલામાં અવશ્ય થઈ શકે. તેર વર્ષ સુધીનો એક ક્રમ પૂરો થયો એટલે પછી ચૌદથી અઢાર સુધીનો આપણે જેને ઉચ્ચ કેળવણી કહીએ તેવો ક્રમ ઘડી શકાય. આ ક્રમમાં સ્ત્રીઓને ખાસ ઉપયોગી એવું શારીરિક વિકાસનું જ્ઞાન અવશ્ય મળવું જોઇએ.

અઢારથી બાવીશ વર્ષ સુધીમાં તેમના બીજા ઉચ્ચ ક્રમની સાથે સુવાવડ, બાળસંભાળ, બાળઉછેર તથા બાળકેળવણીના સંગીન જ્ઞાનનો સમાવેશ કરવો જોઇએ. ગૃહવ્યવસ્થા, માનસશાસ્ત્ર, બાળકોના વ્યાધિ અને તેના ઉપચાર એ વિષયોના શાસ્ત્રીય અભ્યાસ માટે સગવડ અવશ્ય થવી જોઇએ અને સ્વતંત્ર જીવન ગાળવાની ઇચ્છા રાખનાર અગર તો ફરજિયાત તેવી સ્થિતિમાં આવી પડનાર માટે પૈસો કેવી કેવી રીતે ઉત્પન્ન કરી શકાય છે તેટલા પૂરતું અર્થશાસ્ત્ર પણ તે ક્રમમાં અવશ્ય હોવું જોઇએ.

શ્રી. ના. દા. ઠાકરશી મહિલાવિદ્યાપીઠ શરૂ થયે આજે લગભગ સત્તર અઢાર વર્ષ થયાં, છતાં તે વિદ્યાપીઠ પણ એક પ્રયોગથી આગળ વધી શકી નથી. અલબત્ત, માતૃભાષા દ્વારા શિક્ષણનો પ્રયોગ, અને મુંબઇ વિદ્યાપીઠમાં ગણિત જેવા આવશ્યક ગણાતા વિષયોને ઐચ્છિકમાં સ્થાન આપીને બતાવેલી સરળતા એ બે બાબતોમાં ઠાકરશી વિદ્યાપીઠ ખરી દિશામાં કામ કરી રહી છે. પણ તેમાં પણ સ્ત્રીને સ્ત્રીત્વ માટે સંપૂર્ણ ક્ષેત્ર મળેલું જણાતું નથી.

કેળવણીનો મોહ સારો લાગ્યો છે અને શાળામહાશાળામાં યુવતીઓની સંખ્યા સારી રીતે વધતી જાય છે. આ અવશ્ય શુભચિહ્ન છે, પણ તે મોહમાં તણાતી યુવતીઓ હમણાં નહિ તો ભવિષ્યમાં સ્ત્રીત્વહીણી થતી નહિ જાય એમ માનવું એ મોટી ભૂલ છે. જો વાતાવરણના સંસ્કાર મનુષ્ય–સ્વભાવને ઘડવામાં સારો ભાગ ભજવે છે એમ

ધંધા માટે લાયકાત આપવા દાખલ કરેલી છે તે પદ્ધતિથી જ સ્ત્રીઓને પણ શીખવાય છે તે છે. હા, જે સ્ત્રીને અવિવાહિત રહીને પુરુષોના ધંધામાં દાખલ થવું હોય તેને માટે હાલની ઉચ્ચ કેળવણી ભલે ઇષ્ટ હો, પરંતુ હજી નજીકના ચાળીસ પચાસ વર્ષ સુધીમાં તો સેંકડે એંશી ટકા સ્ત્રીઓ લગ્નસંબંધથી જોડાવાની જ છે એમ કહી શકાય છે. તો માત્ર વીશ ટકા માટે એંશી ટકાની કેળવણી પણ અણઘટતી અને નુકસાનકારક પદ્ધતિથી ચાલુ રાખવી એ કોઇ પણ રીતે યોગ્ય નથી.

હાલ જે કુટુંબો કેળવણીમાં આગળ પડતાં છે તે કુટુંબો પોતાની યુવતીઓને ઉચ્ચ કેળવણી આપવા માટે હમેશાં તત્પર રહેશે એટલું જ નહિ, પણ જો ઘટતી પદ્ધતિથી ઉચ્ચ કેળવણી આપવામાં આવે તો અવશ્ય ઘણાં વધારે કુટુંબો તે લાભ લેવા તૈયાર થશે.

હાલની પદ્ધતિમાં એક મોટો જ વાંધો અંગ્રેજી માટેના મોહનો નડે છે. અંગ્રેજી ભાષા રાજભાષા છે એટલું જ નહિ, પણ સારી રીતે ખેડાએલી ઘણી સમૃદ્ધિવાળી ઊંચી ભાષા છે. તે ભાષા શીખવી એ સંસ્કારને નોતરવા જેવું છે તેની પણ ના નહિ. સમસ્ત દેશના સંસ્કારી સમુદાયમાં દાખલ થવામાં તે ભાષા હમણાં બહુ ઉપયોગી છે. રાષ્ટ્રીય લડત માટે પણ તે ભાષાના ઘણા જ ઊંડા અભ્યાસની આવશ્યકતા છે. આ બધું સ્વીકાર્યા પછી પણ એટલું તો અવશ્ય કહેવું પડે છે કે જે લાભોની આશા રાખવામાં આવે છે તે લાભોનો શતાંશ પણ ઘણી વાર મળતો નથી.

અને એમ સ્વીકારીએ કે એ દલીલ બધી બરાબર છે અને અંગ્રેજી વગર આપણને –સંસ્કારી વ્યક્તિને–ચાલવાનું નથી, તો પણ એટલું તો કહેવાની જરૂર છે કે જે જાતના જ્ઞાનનો આગ્રહ રાખવામાં આવે છે તે જાતનું જ્ઞાન કાંઇ બહુ જરૂરનું નથી. અંગ્રેજી ભાષાના ભંડારમાં ડોકિયું કરી શકાય, અને અંગ્રેજી દ્વારા જરૂર પૂરતું કામકાજ કરી શકાય તેવું કામચલાઉ–સારૂં કામચલાઉ–અંગ્રેજી જ્ઞાન, અંગ્રેજી એક ઇતર ભાષા તરીકે શીખવવાથી અવશ્ય મળી રહેશે.

અંગ્રેજીના સારા જ્ઞાન માટે હિન્દનો ઇતિહાસ અને ભૂગોલ અંગ્રેજી દ્વારા શીખવાય એ શા માટે જરૂરનું લેખવામાં આવે છે? બીજા વિષયો અંગ્રેજી દ્વારા શીખવવાથી અંગ્રેજીનો મહાવરો પડે એ મોટી દલીલ છે. પણ જે દલીલ જેટલી મોટી ગણાય તેટલી તે ખોટી ગણવી પડે. ઇતિહાસ, ભૂગોલ, ગણિત વિગેરેનું જ્ઞાન માતૃભાષા દ્વારા પાકું અને સંગીન ઘણા થોડા વખતમાં થઈ શકે છે એટલે બીજા વિષયોમાંથી બચનો વખત અંગ્રેજી

માટે અપાય તો ખાડો પૂરાઇ રહે. કદાચ તેમ પણ ન થાય, તો મોટો પ્રશ્ન તો એ જ છે કે યુવતીઓને તેવા સંગીન અંગ્રેજી જ્ઞાન માટે જે વખત ખરચવો પડે છે તેની તેમને જરૂર છે? ઘણા મોટા ભાગને તો નથી જ. તો પછી તે બચાવી તેમને સ્ત્રીઉપયોગી આવશ્યક બાબતો શીખવવામાં શા માટે ન ગાળવો?

અને જો ગુજરાતી દ્વારા બધું શિક્ષણ આપવામાં આવે તો, હાલ પંદર વરસની ઉમરે જેટલું જ્ઞાન અપાય છે તેટલું અવશ્ય તેર વરસ સુધીમાં પૂરૂં થાય.

છથી તેર વરસ સુધીમાં એવું જ્ઞાન આપી દેવાય કે જેથી પાયો મજબૂત બને—પ્રાથમિક અને માધ્યમિક બંને તેટલામાં અવશ્ય થઇ શકે. તેર વર્ષ સુધીનો એક ક્રમ પૂરો થયો એટલે પછી ચૌદથી અઢાર સુધીનો આપણે જેને ઉચ્ચ કેળવણી કહીએ તેવો ક્રમ ઘડી શકાય. આ ક્રમમાં સ્ત્રીઓને ખાસ ઉપયોગી એવું શારીરિક વિકાસનું જ્ઞાન અવશ્ય મળવું જોઇએ.

અઢારથી બાવીશ વર્ષ સુધીમાં તેમના બીજા ઉચ્ચ ક્રમની સાથે સુવાવડ, બાળસંભાળ, બાળઉછેર તથા બાળકેળવણીના સંગીન જ્ઞાનનો સમાવેશ કરવો જોઇએ. ગૃહવ્યવસ્થા, માનસશાસ્ત્ર, બાળકોના વ્યાધિ અને તેના ઉપચાર એ વિષયોના શાસ્ત્રીય અભ્યાસ માટે સગવડ અવશ્ય થવી જોઇએ અને સ્વતંત્ર જીવન ગાળવાની ઇચ્છા રાખનાર અગર તો ફરજિયાત તેવી સ્થિતિમાં આવી પડનાર માટે પૈસો કેવી કેવી રીતે ઉત્પન્ન કરી શકાય છે તેટલા પૂરતું અર્થશાસ્ત્ર પણ તે ક્રમમાં અવશ્ય હોવું જોઇએ.

શ્રી. ના. દા. ઠાકરશી મહિલાવિદ્યાપીઠ શરૂ થયે આજે લગભગ સત્તર અઢાર વર્ષ થયાં, છતાં તે વિદ્યાપીઠ પણ એક પ્રયોગથી આગળ વધી શકી નથી. અલબત્ત, માતૃભાષા દ્વારા શિક્ષણનો પ્રયોગ, અને મુંબઇ વિદ્યાપીઠમાં ગણિત જેવા આવશ્યક ગણાતા વિષયોને ઐચ્છિકમાં સ્થાન આપીને બનાવેલી સરળતા એ બે બાબતોમાં ઠાકરશી વિદ્યાપીઠ ખરી દિશામાં કામ કરી રહી છે. પણ તેમાં પણ સ્ત્રીને સ્ત્રીત્વ માટે સંપૂર્ણ ક્ષેત્ર મળેલું જણાતું નથી.

કેળવણીનો મોહ સારો લાગ્યો છે અને શાળામહાશાળાઓમાં યુવતીઓની સંખ્યા સારી રીતે વધતી જાય છે. આ અવશ્ય શુભચિહ્ન છે, પણ તે મોહમાં તણાતી યુવતીઓ ડગમગાં નહિ તો ભવિષ્યમાં સ્ત્રીત્વહીણી થતી નહિ જાય એમ માનવું એ મોટી ભૂલ છે. જો વાતાવરણના સંસ્કાર મનુષ્ય-સ્વભાવને ઘડવામાં સારો ભાગ ભજવે છે એમ

ધંધા માટે લાયકાત આપવા દાખલ કરેલી છે તે પદ્ધતિથી જ સ્ત્રીઓને પણ શીખવાય છે તે છે. હા, જે સ્ત્રીને અવિવાહિત રહીને પુરુષોના ધંધામાં દાખલ થવું હોય તેને માટે હાલની ઉચ્ચ કેળવણી ભલે ઇષ્ટ હો, પરંતુ હજી નજીકના ચાળીસ પચાસ વર્ષ સુધીમાં તો સેંકડે એંશી ટકા સ્ત્રીઓ લગ્નસંબંધથી જોડાવાની જ છે એમ કહી શકાય છે. તો માત્ર વીશ ટકા માટે એંશી ટકાની કેળવણી પણ અણઘટતી અને નુકસાનકારક પદ્ધતિથી ચાલુ રાખવી એ કોઇ પણ રીતે યોગ્ય નથી.

હાલ જે કુટુંબો કેળવણીમાં આગળ પડતાં છે તે કુટુંબો પોતાની યુવતીઓને ઉચ્ચ કેળવણી આપવા માટે હમેશાં તત્પર રહેશે એટલું જ નહિ, પણ જો ઘટતી પદ્ધતિથી ઉચ્ચ કેળવણી આપવામાં આવે તો અવશ્ય ઘણાં વધારે કુટુંબો તે લાભ લેવા તૈયાર થશે.

હાલની પદ્ધતિમાં એક મોટો જ વાંધો અંગ્રેજી માટેના મોહનો નડે છે. અંગ્રેજી ભાષા રાજભાષા છે એટલું જ નહિ, પણ સારી રીતે ખેડાએલી ઘણી સમૃદ્ધિવાળી ઊંચી ભાષા છે. તે ભાષા શીખવી એ સંસ્કારને નોતરવા જેવું છે તેની પણ ના નહિ. સમસ્ત દેશના સંસ્કારી સમુદાયમાં દાખલ થવામાં તે ભાષા હમણાં બહુ ઉપયોગી છે. રાષ્ટ્રીય લડત માટે પણ તે ભાષાના ઘણા જ ઊંડા અભ્યાસની આવશ્યકતા છે. આ બધું સ્વીકાર્યા પછી પણ એટલું તો અવશ્ય કહેવું પડે છે કે જે લાભોની આશા રાખવામાં આવે છે તે લાભોનો શતાંશ પણ ઘણી વાર મળતો નથી.

અને એમ સ્વીકારીએ કે એ દલીલ બધી બરાબર છે અને અંગ્રેજી વગર આપણને —સંસ્કારી વ્યક્તિને—ચાલવાનું નથી, તો પણ એટલું તો કહેવાની જરૂર છે કે જે જાતના જ્ઞાનનો આગ્રહ રાખવામાં આવે છે તે જાતનું જ્ઞાન કાંઇ બહુ જરૂરનું નથી. અંગ્રેજી ભાષાના ભંડારમાં ડોકિયું કરી શકાય, અને અંગ્રેજી દ્વારા જરૂર પૂરતું કામકાજ કરી શકાય તેવું કામચલાઉ—સારૂં કામચલાઉ—અંગ્રેજી જ્ઞાન, અંગ્રેજી એક ઇતર ભાષા તરીકે શીખવવાથી અવશ્ય મળી રહેશે.

અંગ્રેજીના સારા જ્ઞાન માટે હિન્દનો ઇતિહાસ અને ભૂગોલ અંગ્રેજી દ્વારા શીખવાય એ શા માટે જરૂરનું લેખવામાં આવે છે? બીજા વિષયો અંગ્રેજી દ્વારા શીખવવાથી અંગ્રેજીનો મહાવરો પડે એ મોટી દલીલ છે. પણ જે દલીલ જેટલી મોટી ગણાય તેટલી તે ખોટી ગણવી પડે. ઇતિહાસ, ભૂગોલ, ગણિત વિગેરેનું જ્ઞાન માતૃભાષા દ્વારા પાકું અને સંગીન ઘણા થોડા વખતમાં થઈ શકે છે એટલે બીજા વિષયોમાંથી બચનો વખત અંગ્રેજી

માટે અપાય તો ખાડો પૂરાઇ રહે. કદાચ તેમ પણ ન થાય, તો મોટો પ્રશ્ન તો એ જ છે કે યુવતીઓને તેવા સંગીન અંગ્રેજી જ્ઞાન માટે જે વખત ખરચવો પડે છે તેની તેમને જરૂર છે? ઘણા મોટા ભાગને તો નથી જ. તો પછી તે બચાવી તેમને સ્ત્રીઉપયોગી આવશ્યક બાબતો શીખવવામાં શા માટે ન ગાળવો?

અને જો ગુજરાતી દ્વારા બધું શિક્ષણ આપવામાં આવે તો, હાલ પંદર વરસની ઉમરે જેટલું જ્ઞાન અપાય છે તેટલું અવશ્ય તેર વરસ સુધીમાં પૂરૂં થાય.

છથી તેર વરસ સુધીમાં એવું જ્ઞાન આપી દેવાય કે જેથી પાયો મજબૂત બને–પ્રાથમિક અને માધ્યમિક બંને તેટલામાં અવશ્ય થઈ શકે. તેર વર્ષ સુધીનો એક ક્રમ પૂરો થયો એટલે પછી ચૌદથી અઢાર સુધીનો આપણે જેને ઉચ્ચ કેળવણી કહીએ તેવો ક્રમ ઘડી શકાય. આ ક્રમમાં સ્ત્રીઓને ખાસ ઉપયોગી એવું શારીરિક વિકાસનું જ્ઞાન અવશ્ય મળવું જોઇએ.

અઢારથી બાવીશ વર્ષ સુધીમાં તેમના બીજા ઉચ્ચ ક્રમની સાથે સુવાવડ, બાળસંભાળ, બાળઉછેર તથા બાળકેળવણીના સંગીન જ્ઞાનનો સમાવેશ કરવો જોઇએ. ગૃહવ્યવસ્થા, માનસશાસ્ત્ર, બાળકોના વ્યાધિ અને તેના ઉપચાર એ વિષયોના શાસ્ત્રીય અભ્યાસ માટે સગવડ અવશ્ય થવી જોઇએ અને સ્વતંત્ર જીવન ગાળવાની ઇચ્છા રાખનાર અગર તો ફરજિયાત તેવી સ્થિતિમાં આવી પડનાર માટે પૈસો કેવી કેવી રીતે ઉત્પન્ન કરી શકાય છે તેટલા પૂરતું અર્થશાસ્ત્ર પણ તે ક્રમમાં અવશ્ય હોવું જોઇએ.

શ્રી. ના. દા. ઠાકરશી મહિલાવિદ્યાપીઠ શરૂ થયે આજે લગભગ સત્તર અઢાર વર્ષ થયાં, છતાં તે વિદ્યાપીઠ પણ એક પ્રયોગથી આગળ વધી શકી નથી. અલબત્ત, માતૃભાષા દ્વારા શિક્ષણનો પ્રયોગ, અને મુંબઇ વિદ્યાપીઠમાં ગણિત જેવા આવશ્યક ગણાતા વિષયોને ઐચ્છિકમાં સ્થાન આપીને બતાવેલી સરળતા એ બે બાબતોમાં ઠાકરશી વિદ્યાપીઠ ખરી દિશામાં કામ કરી રહી છે. પણ તેમાં પણ સ્ત્રીને સ્ત્રીત્વ માટે સંપૂર્ણ ક્ષેત્ર મળેલું જણાતું નથી.

કેળવણીનો મોહ સારો લાગ્યો છે અને શાળામહાશાળામાં યુવતીઓની સંખ્યા સારી રીતે વધતી જાય છે. આ અવશ્ય શુભચિહ્ન છે, પણ તે મોહમાં તણાતી યુવતીઓ હમણાં નહિ તો ભવિષ્યમાં સ્ત્રીત્વહીણી થતી નહિ જાય એમ માનવું એ મોટી ભૂલ છે. જો વાતાવરણના સંસ્કાર મનુષ્ય–સ્વભાવને ઘડવામાં સારો ભાગ ભજવે છે એમ

માનીએ તો તો હાલનું વાતાવરણ સ્ત્રીઓને તેમની ઉચ્ચ કેળવણી માટે બહુ બંધબેસતું નથી. હજી સ્ત્રીઓ ઊંચી કેળવણી તો બહુ જૂજ પ્રમાણમાં લે છે માટે હાલતો આ બાબત વિચારવા જેવી નથી એમ ગણી એ વિષે મૌન રાખવામાં આવે, તો તો ચાલુ પ્રવાહ વધતો જ જવાનો-વધતો જ જવો જોઇએ અને પ્રવાહ વાળી ન શકાય તેવો મોટો થઇ જાય તો તો પછી જે થાય તે જોયા કરવાની સ્થિતિ રહે: પછી તેને વાળવામાં વધારે શ્રમ અને શક્તિની જરૂર પડે.

માટે જ આ પ્રસંગે આ પ્રશ્ન ઉપસ્થિત કરી, આ પ્રશ્નના નિકાલ માટે લેડી વિદ્યાગૌરી હવેના તેમના જીવનમાં યથાશક્તિ યથારૂચિ પ્રવૃત્તિ આદરે અને તેમને જેમ આજ સુધી જશ મળ્યો છે તેમજ આવી પ્રવૃત્તિમાં પણ જશ મળે એવું ઇચ્છી, વિદ્યાબ્હેનને તેમના ધન્યજીવન માટે અભિનંદન આપું છું. પ્રભુ તેમને અનેક આશીર્વાદોથી નવાજ્યા કરો એ જ પ્રાર્થના.

# હિંદુ સંસાર અને સ્ત્રીકેળવણી

મિસ બાઇઆઈ લીમજીભાઈ પાલમકોટ

મનુષ્યને આ જ્ઞાની જગતની રોશની દેખાડનાર સ્ત્રીજાત છે. કુદરતના હાથથી ઘડાયલા આ શંકારહિત કારણ સબબે, દુનિયાની હસ્તી સાથે નિકટ સંબંધ ધરાવનારાં વિવિધ પ્રકારનાં નાનાં મોટાં કાર્યો પાર ઉતારવા માટે પુરુષો ભેગો સમાન હક્ક સ્ત્રીને ફાળે કુદરતે નિર્માણ કર્યો છે. એ સિદ્ધાંતની પુરુષવર્ગથી ના પાડી શકાશે નહિ.

માનસિક જીવનને ફતેહમંદ બનાવવા માટે પુરુષો સ્ત્રીવર્ગને ઉચ્ચ કેળવણીમાં કેળવી, સંસાર અને સમાજમાં આગળ પડતો ભાગ બજાવીને સેવા આપવાના કામમાં તેમને મદદ ન આપે તો માનસિક જીવન કુંઠાતું રહે અને છેવટે નબળું પડીને તેમાં સમાયલાં ઉચ્ચ તત્વોનો નાશ થાય. ઉઘાડી આંખ્યોએ સંસારી જીવનની એવી દુર્દશા લાવવા માટે સ્ત્રીઓથી વધુ જવાબદાર પુરુષો છે.

પુરુષોના જીવનને સુખરૂપ રાખવા સ્ત્રીઓ જેટલી ચિંતા અને કાળજી કરે છે એટલા જ પ્રમાણમાં સ્ત્રીજીવનને સુખરૂપ રાહપર મૂકવા પુરુષવર્ગ તરફની કાળજી અને મદદની જરૂર રહે છે.

પચાસ વર્ષ પરનો તે અસલનો સાંકડા વિચાર અને ટુંકી ગણત્રીનો જમાનો વહી ગયો છે. છેલ્લાં ૨૦–૨૫ વર્ષમાં સ્ત્રીકેળવણી મજબુત કદમે આગળ વધી છે અને તેનાં મીઠાં ફળ આપણે બાખુશીથી કબુલ કરીશું. સ્ત્રીકેળવણી વધવાથી હિંદુ સંસારમાં કેટલેક દરજ્જે મોટો સુખરૂપ સુધારો થવા પામ્યો છે, પણ એ સુધારાનું વાતાવરણ જોઇએ એવા મોટા વિસ્તારમાં ફળદ્રુપ તબક્કા ઉપર ઝળકી રહ્યું નથી સ્ત્રીઉન્નતિની ઝડપી ચાલ થવી જોઇએ. સ્ત્રીકેળવણીનાં ફળ બહુ ધીમે પાકે એ સ્થિતિ પુરુષવર્ગ તરફની બેદરકારી જોયા કરવાની લાગણી દેખાડે છે જે ખેદયુક્ત ગણાય.

પુરુષવર્ગને ભય રહેતો હોય કે સ્ત્રીઓ કેળવાઇને મરદો ભેગી એક સરખી પંક્તિએ ચઢી આવશે અને ખાનગી તથા જાહેર જીવનમાં સમાન હક્ક મેળવવા લડત ઉઠાવી પુરુષોને પાછળ હઠાવશે હોય તો એ ભૂલભરી કલ્પના છે. સંસાર અને સમાજમાં સમાન

હક્ક માગવાની સ્ત્રીની અભિલાષા હિંદુ સંસારને માટે અને કોમને માટે મગરૂર થવા જેવી છે. તે સત્તાના બળ પર કેળવાયલી સ્ત્રીઓ એવા હક્ક મેળવી સંસાર અને સમાજનાં ગંદલાં ખુણાખાંચરાં સુઘડાઇમાં જીવતાં કરવા સમર્થ થશે જેથી આયંદે ફાયદો જ મેળવાશે. કેળવણી અને કેળવણીના બળ તથા એમાં સમાએલી સરતોથી પુરુષવર્ગને બીવાની જરૂર રહેતી નથી પણ સ્ત્રીકેળવણીને ઉત્તેજન અને મદદ આપવા ફરજ છે એવા ફરજના ખ્યાલથી મદદ આપવી જોઇએ.

રૂડા અને પુખ્ત વિચાર અને પરસ્પરની ફરજની દિલસોજ લાગણીથી કેળવાયલાં બ્હેનો પોતાની આસપાસ બેશી, મિત્રો અને સમાજમાં તન મન અને ધનથી નબળાં માનવીઓ માટે, નર કે નારી જાતિના કશા તફાવત ગણ્યા વગર, તેઓની જિંદગીમાં સુખરૂપ સુધારો લાવવા કેવા વિકટ પ્રયાસ કરી રહ્યાં છે તે અત્યારે જોવાય છે આથી કોમના અને દેશના સંસારી જીવનના વાતાવરણમાં અનેક પ્રકારનો ઉદ્ધાર થવા પામ્યો છે, સ્ત્રીઓ પોતાની કફોડી સ્થિતિ જોતી અને સમજતી થઈ છે, તેમાં ફેરફાર કરવાની જરૂર પીછાણતી થઇ છે, અને એવાં દિલસોજ બ્હેનોની લાગણી સમજી લઇને તેઓના સમજાવ્યા પ્રમાણે સુગંધી રીતભાત પર અમલ કરતી થઈ છે. સંસાર અને સમાજમાં કેટલીક દિશાએ એવો સુધારો ઝળકી રહેલો જાહેર થએલ છે. એવા રૂડા લાભ આણી આપતા પ્રયાસ કરવા માટે મંડળોની સ્થાપના કરી જે બ્હેનો આવા સ્ત્રીઉન્નતિનાં ભલામાં તન, મન, ધનથી મદદ આપે છે એ રૂડી લાગણી ખચિત જ ધન્યવાદપાત્ર છે. આવા રૂડા દાખલા જોઇ ઓછું ભણેલાં અને ફુરસદવાળાં બીજાં બ્હેનોએ બહાર આવી આવા સ્ત્રી–સેવા–મંડળમાં જોડાઈ બની શકતી મદદ આપવા હવે મોટા પ્રમાણમાં બહાર પડવું જોઇએ. હિંદુ કોમની વસ્તી લાખોની નથી પણ કરોડોની છે. એવા ગંજાવર વિસ્તારમાં અજ્ઞાનતા પણ એટલી જ ગંજાવર વિસ્તારમાં જડ નાખી બેઠી છે. સંસારમાં ભાતભાતની અકળામણ અને નિરાશા, દુખડાં અને તેથી ઉપજતાં સંકટ અને સંતાપની પણ કશી સીમા રહી નથી. બહુ સખ્તાઇભર્યાં પુરાણાં રીતરિવાજમાં મઢાયલી હાનિકારક રૂઢી અને સંસારી જીવનને ઉધરતું જ કચડી નાખનારા નઠારા અને ખરે જ નુકશાનકારક ધારા–કાયદાનાં એવા હિંદુ સંસાર સામે ચોબાજુથી ઘુરકતાં કડવાં નેણના ન–ઇચ્છવાજોગ વાતાવરણને એકદમ સુધારવું એ તો ખરે જ બહુ વિકટ કાર્ય છે, પણ પુરુષ વર્ગ તરફથી ધનની મદદ અને સંસારને લગતા કાયદાની છુટ મળે તો કફોડી

રૂઢીઓ સ્ત્રીવર્ગ દિલસોજીથી દૂર કરવા તમામ સમર્થ જણાય છે.

સ્ત્રી સંસારની પ્રધાન ગણાય છે. સંસારના કારોબારની લગામ ગૃહિણીના હાથમાં છે ત્યારે સાદી સમજ ધરાવતો પુરૂષ જરૂર કબુલ કરશે કે અભણ સ્ત્રીના હાથમાં સંસારનું સુકાન હોય તો તે સંસાર અને તેમાં જીવનારાં નાનાં મોટાંના શા હાલ થાય અને ભવિષ્ય કેટલું ભયાનક બને?

ભણેલાં અને અનુભવી એ બન્ને સ્ત્રીવર્ગના બ્હેનોએ હિંમતથી હવે સંસાર અને સમાજની સેવામાં બહાર પડવું જોઇએ. ઊંચી કેળવણી લીધેલી ઘર-સંસારથી બ્હોળો અનુભવ મેળવેલી બ્હેનો અને વધારે ઉચ્ચ પંક્તિના લાભકારી પ્રયાસ આરંભવામાં પોતાની ઉચ્ચ મન-શક્તિની જે પ્રમાણમાં મદદ આપશે તેજ પ્રમાણમાં સંસારને સુખરૂપ બનાવવાનું વ્યવહારૂ શિક્ષણ આપવામાં ઉપયોગી થઇ પડશે. તન અને મનથી સ્ત્રીઓ સેવાના સુંદર કાર્યો કરવા બહાર પડે, તેઓને પુરુષ વર્ગ તરફથી ધનની મદદ આવશ્યક છે. પુરાણાં રીતિરિવાજ, જે હાલ આ જમાનાના સંસાર-વ્યવહારથી ઉલટા છે, યાને સંસારી જીવનને કચડી નાખનાર-જાથુકનું નુકશાન આપનારા છે, સુખ-શાંતિ અને ઇજ્જતને ધોકો પુગાડનારા છે, તેમાં છૂટછાટથી સુધારો કરી આપવાની ફરજ પુરુષવર્ગને માથે ઉભી છે.

ભણેલાં, ધનવાન અને સેવા આપવાનો મજબુત ખ્યાલ અને દિલસોજી ધરાવનારાં સ્ત્રી-પુરુષો ભેગાં મળી, ભેગાં બળ અને એકમતિથી સંસાર-સમાજસેવાનાં કાર્યો કરવા બહાર નહિ પડે ત્યાં સુધી હિંદુ સંસારનું જીવન જમાનાને છાજતા તબક્કા પર આવવું મુશ્કેલ જ છે, અને પરિણામ નુકશાનકારક આવે તો બંને વર્ગ તેથી જવાબદાર ગણાય.

સંસારી ધારા-રિવાજના દુઃખભર્યાં બંધનમાં ઘેરાઇને ગુંચવાતા જીવો ક્યાં સુધી કેદીની જિંદગીએ જીવી શકે? તેઓ સંકટના બંધનમાંથી નાસી છૂટવા સહેજે યત્ન કરે એ કુદરતી જ છે.

વિધવાવિવાહ પર બંધનનું સીલ મારેલું અને બાળલગ્ન માટે છુટ આપેલી! એવા કડવા અને કાળા કાયદાઓ જમાનાના જમાના સુધી ચાલવા દેવા એ ઇનસાનિયતને હેવાનિયતમાં ફેરવવા જેવું નઠારૂં અને પાપી કામ છે. ૬૦ વર્ષના પુરુષની ૧૨ વર્ષની બાળા બાયડી! જો તે ડોસો મરણ પામે તો, જિંદગીભર તેણીએ વિધવાવસ્થામાં રહેવું જ જોઇએ! આ તે કેવી અક્કલહીણ વાતો છે? હાલના સુધરેલા જમાનામાં 'સુધરેલા' અને 'આગેવાન' ગણાતા પુરુષો આવો તમામે તમામ બેહુદો મામલો અને નાશકારક રિવાજ

ચલાવવા માગે તો આવું જબરૂં સંકટ સ્ત્રીવર્ગ ન જ સાંખી શકે એટલું જ નહિ પણ ઈશ્વર પણ ક્રોધાયમાન થાય. બાળલગ્નની મજબુત અને સખત કાયદાથી બંધી કરાવવી જોઇએ.

શારદા–ઍક્ટના ભંગ માટે હજી વધુ આકરી સજા આમેજ કરવી જોઇએ અને વિધવાવિવાહને સંસારને પેશ પડતી સીમામાં સાચવીને તેમાં ઘટિત છુટછાટમાં સુધારો આણી આપવો જોઇએ. એવી અક્કલપસંદ દિલસોજી પ્રથમ પુરુષોએ જાહેરમાં મૂકવી જોઇએ અને તેને સ્ત્રીવર્ગ જરૂર જ ટેકો આપીને અમલમાં મુકવા લલચાશે એ સ્વાભાવિક છે. પુરુષવર્ગ આપમતલબ સાધવા માટે સાદી અક્કલને અભરાઈ પર ધૂળ ખાતી નાખે અને વર્ષોના વર્ષો સુધી આંખ આડા કાન કરી બહાર પોતાના માટે "સુધારા" અને "આગેવાની"ના વૈભવ જમાવતો ફરે અને ઘરની, કોમની અને દેશની સ્ત્રીઓને ગોડાઉનમાંના પડતર માલની પંક્તિ પર નાખી મુકે, તો એવા સંકટમાં સબડી મરવા જો કૂતરાં–બિલાડાં પણ જીવ પર આવીને નાસી છૂટવા યત્ન કરે તો આખર કરે માનવજાતની સ્ત્રી આવી જાલીમ અકળામણ અને અસહ્ય નીરાશામાં કદી યે જીવી શકે નહિ. હિંદુ ભાઈઓ પાંજરાપોળમાં પશુ પંખી અને કૂતરાં કબુતર ભેગા માંકડને પણ સુખરૂપ રાખવા કાળજી અને દયા કરે છે, તે સાથે જ વખતે હિંદુ સંસારનાં તમામ નઠારાં બંધન તોડવા અને જાથુકના દૂર કરવા કશો યે પ્રયાસ ન કરે તો ધનાઢ્ય પુરુષોની એવી સત્તા અને જાહોજલાલી, એવી બાહોશી અને આગેવાની શા ખપની? એમાં વજુદ કેટલું છે અને એવાઓને માનપાન કેટલું ઘટે?

દુનિયાની બીજી પ્રજાઓ પોતાની આસપાસની બીજી કોમના સંસાર, તેના રીતિ-રિવાજ અને બંધન સાથે ઘટિત છુટછાટનું પ્રમાણ જોતાં ઉધરે છે, તેનો લાભ ભોગવવા આશાવંત રહે છે, તો શું હિંદુબ્હેનોના તનમાં જીગર જેવી વસ્તુ નથી કે તેઓને પણ સંસારના સુખરૂપ હક્ક ભોગવવા તલબ ન થાય? પોતાના સંસારને માફક આવતા તમામ પ્રકારના નાનામોટા વૈભવ ભોગવવા જાતિનો કાયદો ઘટિત છૂટ ન આપે તો હોશિયાર કે અભણ, બંને વર્ગની સ્ત્રીઓ, જિંદગીભર સંકટમાં ગોંધાઇ રહેવા કરતાં ઘર બહાર નાસવાનું પસંદ કરે. આવી કોમને કલંક આપનારી રૂઢી ઉભી કરવા પુરુષો જ જોખમદાર ગણાય.

સંસાર સુખરૂપ ચાલે, કોમને શોભા આપે અને એ રૂડી રહેણીકરણીના બળથી બીજા અજ્ઞાન અને ગરીબ વર્ગની જિંદગી સુધારી શકાય, એ ખરે જ ખુદાપસંદ કાર્યો છે, એવાં કાર્યો સ્ત્રીનાં જીગર કરી શકે એવું કુદરતે સ્ત્રીનું નરમ અને માયાળુ જીગર

બનાવેલ છે તેથી પુરુષ વર્ગે ધનની મદદ અને રિવાજની છૂટ સ્ત્રીઓને આપવી લાજમ છે, બલકે આ જરૂરી ફરજથી સંસાર અને સમાજની ચડતી કરવા પુરુષો ખુદાના ઘરથી–ફરજથી બંધાયલા છે. આ સાદો સિદ્ધાંત પુરુષોએ જિંદગીભર ગોખવો અને અમલમાં મુકવો જરૂરી છે.

"સંસાર" બોલવું બહુ સહેલું જણાય છે પણ "સંસાર"માં જિંદગી સાથે જોડાએલી તરેહ કિસમની કાળી–ધોળી બાજુની સપાટી પર સુખ અને સંકટનાં વાદળાં ચઢી આવે તે વખતે સમયસૂચકતા જાળવીને સુખમાં અંદાજે અને દુઃખમાં ધીરજ રાખવી એ કાંઈ લાડવા જલેબીના તર નવાલા મોઢામાં મૂકી ગળી જવા જેવું સહેલું કામ નથી. સંસારનો વિસ્તાર મોટો તેમ એમાં સમાએલી ફરજો પણ વિધવિધ પ્રકારની: ધણી, છોકરાં–છૈયાંને સંતોષવાં અને સંસારીકારભારની લગામ ઠેકાણે રાખવી એ બહુ દૂરઅંદેશીભર્યાં વિકટ કાર્યો છે. બહુ બહોળા વિસ્તારમાં મઢાયલી ફરજ આમતેમ અને સઘળે બજાવવી એવી ગુંચવાડાભરી થાય કે તે વખતે ભણેલી અને કુનેહવાળી ગૃહિણી જ સમો તપાસી લેઈ શકે છે અને શાંતિ સાચવી શકે છે, અજ્ઞાન અબળા આવાં સુખરૂપ કાર્યો કરવા ઘણેભાગે અશક્ત બની બેસે છે અને નહિ કરવાજોગ કરીને ગુંચવાડો અને અકળામણ વધારે છે.

ઘરસંસારની જાળવણીમાંથી સમાજમંડળમાં સેવા આપવાનાં બીજ રોપાય છે. જે ઘર ન સંભાળે એવી સ્ત્રી સમાજની સેવા તે શી રીતે કરી શકે? માટે સંસારને સુગંધી અને ફાયદાકારક કાયદા નવેપાયેથી રચી આપીને સ્ત્રીને સુખશાંતિનું બીછાનું આપવું જોઇએ. ભોંય પર ખૂણે પડી જિંદગી બરબાદ કરે અને એવી દુઃખભરી સ્થિતિ પુરુષો જોયા કરે એ જેટલું આપણને જોવાને માટે ખેદયુક્ત છે એટલું જ પુરુષોની બેદરકારી માટે તિરસ્કારપાત્ર છે.

આજથી ૪૦–૫૦ વર્ષો પરના તે અસલી જમાનામાં–કેળવણી સાથે સુધારાની ધામધુમ અને ભાતભાતની ચાઇચાઇના વૈભવ હસ્તીમાં નહોતા, તેવા પુરાણા જમાનામાં ઇચ્છા, ઇરાદો, હોંશ, શોખ, ઉમંગ સર્વ મંદ હતાં. દેખાદેખીના ભપકા જમાવવાના સ્વપ્નાં યે નહોતાં આવતાં, તે સબબે સંસારના ઊંબરેથી ઉપાધિ અને વ્યાધી બંને દૂર જ હતાં, અને સુધારા અને સ્વતંત્રતા, છુટાપણું અને મોજશોખની મોહિનીના વૈભવ દૂર જ હતાં. પછીથી નવો જમાનો નવી ધામધુમ સાથે નવા રંગરાગ અને નવાં તાલ સુરની નવરચના ખેંચી લાવ્યો એ સબબે જ હજી પણ ઘરની સ્ત્રીઓ અને સમાજની બ્હેનો

જુના બંધનમાં જકડાઇ મરે એ તમામ દુઃખદાયક પૂરવાર થાય છે. નાતીના રિવાજમાં જો હજી યે ફેરફાર ન થાય અને સંસારને પેશ પડતી ઘટિત છૂટછાટ સ્ત્રીઓને ન મળે તો ઇન્સાનિયત ઘર બહાર નાસી હેવાનિયતને ગળે વળગે એ સ્વાભાવિક જ છે. પરિણામમાં આખી કોમના કપાળે કલંક ચઢી આવે એવા ન છાજતા ફેસાદ દૂર ન કરવા માટે પુરુષો જવાબદાર ગણાય તો ખોટું જરા યે નથી.

પહેલો ઘર-સંસાર, પછી સમાજસેવા, અને ત્રીજે નંબરે દેશ-સેવા ગણાવી જોઇએ અને એ જ ધોરણે સેવાના કાર્યોની રચના અને વહેંચણી થવી જોઇએ. કોમની સ્ત્રીઓ ખરે રસ્તે કેળવાય, નમુનેદાર દીકરી તરીકે તૈયાર થાય તો જ તેવી બાળાને બાયડી બનાવવા પુરુષે ઇચ્છા રાખવી. તે જ સ્ત્રી સંસાર સંભાળશે અને સમાજને ઉપયોગી થઇ પડશે. અનાજમાં કાંકરા હોય એ સબબે અનાજ ફેંકી દેવાતો નથી તેમ ન સુધરી શકે તેવા વર્ગ તરફ ઓછી લાગણી હોય તો તે કારણે તમામ સ્ત્રીવર્ગને ભૂલવી જોઈતી નથી.

ખરી કેળવણીમાં આગળ વધેલી ૫૦ બ્હેનો પાંચ-દસ હજાર બ્હેનોની રાહબર સહેજે બને છે. સંસાર અને સમાજને પડતો મૂકી દેશના ઉછળતા દરિયાના મોજા શાંત કરવા દોડશે તો કેળવણીનો સદુપયોગ કરવામાં તેણી ભંગાણ ઉભું કરશે. યાદ રાખવાનું છે કે સંસારથી સમાજની રચના થઇ શકે અને સમાજની નવરચનાથી દેશનું વાતાવરણ સુધરી શકે.

સંસાર અને સમાજની સેવા બજાવવા લાયક પૂરવાર થએલી ભલી લાગણી ધરાવતી કુનેહબાજ બ્હેનોના હાથમાં ધનાઢ્ય પુરુષોએ ધનની થેલી મૂકવાનો વખત અત્યાર આગમજનો આવી પહોંચ્યો છે. બહારના ભપકાસપકાના વૈભવ પંપાળવા પુરુષોએ છૂટા હાથના ખર્ચા કરવા સાથે જ સંસારના સંકટ દૂર કરવા અને સ્ત્રીવર્ગનો સીધે સલામત રસ્તે ઉદ્ધાર કરવા ઉમંગ રાખવો જરૂરી છે.

હિંદની તવારીખમાં અસલ જમાનાની શુરવીર સ્ત્રીઓનાં બુદ્ધિબળ અને પરાક્રમો નોંધાએલાં છે, એથી તવારીખ શોભી રહી છે. હિંદુ કોમ એવાં મહાન કાર્યોની વાતો વ્યાજબી મગરૂરીથી કરી રહી છે; એ જ વંશથી ઉતરી આવેલો હાલનો સ્ત્રીવર્ગ સંસારી સંકટ અને દુખડાં જોવા સજાવાર નથી. આ દુઃખભર્યાં બંધનો, કુરિવાજ, જાલીમ નઠારા કાયદા અને સંકટમાં જકડી લેનારી ગેરકાયદેની રૂઢીમાં વહેલો ફેરફાર લાવવાથી હિંદુ સંસારનું ભાવિ નક્કી ઉજ્જ્વળ થશે.

હિંદુકોમની કીર્તિમાં માનભર્યો હિસ્સો આપનારાં બાહોશ બ્હેન લેડી વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠનું ઉચ્ચ ચારિત્ર ખરે જ દાખલારૂપ છે. કુનેહબાજ બાહોશ સ્ત્રી શું કરી શકે એ એમના સંસારનો સુખરૂપ કારોબાર બીજાં બ્હેનો માટે મનન કરવા જેવો સુંદર છે. કેળવાએલાં આ બ્હેને પોતાના ફરજંદોને એવી જ ઉચ્ચ કેળવણીમાં ઉછેર્યાં અને સમાજને મોટી કીર્તિવંત સેવા આપવા સમથ થયાં. અને એ રીતે જિંદગીનું અગત્યનું કાર્ય અને એક મોટી ફરજ કેળવણીના બળથી પરિપૂર્ણ કરી શક્યાં, જેના પરિણામે આજે એમની ડાયમંડ જ્યુબિલી ઉજવવા જેવો માનભર્યો પ્રસંગ આવી પહોંચ્યો છે. લેડી વિદ્યાબ્હેન જેવાં બીજાં સેંકડો બ્હેનો હિંદુસંસાર અને સમાજને શોભાવવા બહાર પડે! વિદ્યાબ્હેનને ઇશ્વર વધુ માનપાનથી નવાજે! એમનાં મનની શાંતિ કાયમ રાખે અને દીર્ઘાયુષ્ય બક્ષે! અને ઉચ્ચ ચારિત્રનાં આ ભણેલાં બ્હેનને માટેની અમારી આ વ્યાજબી પ્રાર્થના ઇશ્વર એમને આમીન કરે!

# ગુર્જરી ગૌરવમૂર્તિ લેડી વિદ્યા-બ્હેનને એક ચરિત્ર રેખાંજલિ



**લલિત**

**ગંગા-યમુનાના** સંગમે પ્રયાગ તીર્થ છે તેવું સાબરમતી અને તાપીનાં જીવનજળને સંગમે પણ દામ્પત્યતીર્થ મેં જોએલું તે લેડી વિદ્યાબ્હેન અને સર રમણભાઇનું યુગયુગલ. સને ૧૮૯૬માં પ્રથમ હું અમદાવાદ આવેલો ત્યારે તેમનાં દર્શન દૂરથી મેં કરેલાં. ત્યારે તો સરસ્વતીચન્દ્રનો પ્રભાવ સ્વદેશભરમાં ઝીલાતો ને તેથી તે સમયના ગુર્જરરાષ્ટ્રે હજી ગુણસુંદરીઓનાં પણ વિરલ દર્શન પરમવંદ્ય લાગતાં. લેડી વિદ્યાગૌરીના આજે સાઠમા જન્મોત્સવે ગુણમર્મજ્ઞ ગુર્જરસુરાષ્ટ્ર તેમનો મણિમહોત્સવ ઉજવે તેથી ગુર્જરીનું ગૌરવ વિશેષ સમૃદ્ધ થાય. કારણ કે આજની ગુર્જરી તો હિંદભરમાં તેમજ જગતભરમાં વિશિષ્ટ પ્રતિષ્ઠા પામી રહેલ છે. તે સ્ત્રીપુરુષના મનોબળભર્યા માનવત્વને લીધે નહિ પરંતુ સૌજન્યભર્યા સહૃદયત્વને લીધે. એમ માનવી સુહૃદ્ રહે તો કેવું સારૂં? દંપતી પણ સ્વદેશ સંતાન છે એ નવીન સંસ્કૃતિ એ નીલકંઠ દંપતીએ જીવનભરમાં દર્શાવેલી. તેટલા માટે હું પણ મારી પુષ્પાંજલિ લેડી વિદ્યાબ્હેનને આજે મારા ઓગણ-સાઠમા જન્મદિવસે એક નાનેરા સ્વદેશબંધુ તરીકે ધરી કૃતાર્થ થાઉં છું.

સને ૧૯૩૪ના જુલાઇની ૧૦મી તારીખે સાંજે મારા નિવૃત્ત જીવનના નવીન સજ્જન મિત્ર શ્રીયુત ગોવર્ધનદાસ પરીખને ત્યાંથી નીકળી એક સભામાં ઉતાવળે પગલે હું જતો હતો, ત્યાં રસ્તે શ્રીમતી મૃદુલાબ્હેનની મોટર મળી ગઈ ને એ જ્યોતિસંઘની જાજવલ્યમાન સમાજસેવિકા બ્હેન મને વરસતે વરસાદે શ્રીહંસરાજ પ્રાગજી હૉલમાં મૂકી ગયાં. ત્યારે હું મોડો પડેલો ને સભા ચિકાર ભરાઇ ગએલી. તેના મંત્રી શ્રીયુત પ્રાણલાલભાઇને દૂરથી ક્ષમાપન ધરતો હું વ્યાખ્યાનપીઠે એકદમ ચડી ઉભો રહ્યો તો પ્રમુખસ્થાને ગુર્જરી ગૌરવમૂર્તિ શ્રીમતી વિદ્યાબ્હેનનાં અજાણ્યાં દર્શન મને થયાં. અમદા-

વાદના મ્યુનિસિપલ શિક્ષકસંઘની એ સભા હતી ને તેમાં "બાલપ્રતિભા" સંબંધે સંગીતરસિક પ્રવચન મારે જ થવાનું હતું; એવા સંયોગે મને સહજ ક્ષોભ તો થએલો પરંતુ હૉલ બહાર વરસતી વર્ષા સમાં શ્રીમતી વિદ્યાબ્હેને જે અમોલ વાત્સલ્ય હસતે વદને દર્શાવેલું તેથી મારા કવિહૃદયના બાલભાવ ઉછળ્યા ને મુક્ત સ્વરે ને ગુર્જરી પ્રસાદે બાલપ્રતિભાનું રસગીત હું ગજવતો રહ્યો. તે ગીત આ રહ્યું:

## પ્રણયને શરણે પ્રભુ!

પ્રણયને શરણે વ્હાલાં!
  પ્રભુને પ્રમાણિયે જી!

બાળકડાં સમણે સ્પર્શે—
કર-કમળે મનડું હર્ષે:
બાળકને શરણે, વ્હાલાં!
  પ્રભુને રીઝાવિયે જી!

પ્રિયજન અવલંબે સ્પર્શે—
ઉર-કમળે પ્રાણ હર્ષે:
પ્રિયજનને શરણે વ્હાલાં!
  પ્રભુને મલાવિયે જી!

સંતો આત્માને સ્પર્શે—
પદ-કમળે જીવન હર્ષે:
સંતોને શરણે, વ્હાલાં!
  પ્રભુને ગજાવિયે જી!

'ધિ ઇંડિયન ટાઇમ્સ'માં હમણાં એક નાનો અંગ્રેજી લેખ 'A saint & a citizen' 'સંત અને નાગરિક' મેં વાંચેલો. તેમાંથી મને તો એમ સમજાયું કે સંતમાં આદર્શ નાગરિકતા હોય ને નાગરિકમાં આદર્શ સાધુતા હોય. સર રમણભાઈ અને લેડી વિદ્યાબ્હેનમાં ધાર્મિક નાગરિકતા હતી ને તેના રસરંગ તેમણે ગૃહ-કુટુંબમાં, કુલ-સમાજમાં તેમ

દેશ-રાજ્યમાં વિનીતભાવે આચરી દર્શાવેલી છે. મહાત્મા ગાંધીજી દંપતી પણ એ જ સત્યોજ્જવલ માર્ગે ગુજરાતને, હિંદને અને જગતભરને મહાજનતા દર્શાવી રહેલ છે. તેમાં એ દંપતીની સજ્જનપ્રતિષ્ઠા ઝળકે છે. ગુજરાતની સન્નારીપ્રતિષ્ઠાને શ્રીમતી વિદ્યાબ્હેન પણ આત્મનિષ્ઠાના અભયથી પ્હેલેથી ઉજાળતાં આવે છે. તેમાં હવે તો અશોકકરૂણાની જીવનપ્રભુતા જામતાં જોતાં ધર્માત્મા જનકવિદેહીએ આર્યભારતી અરૂંધતી દેવીને ધરેલું વંદન આપણે પણ વિદુષી વિદ્યાદેવીને તેમના મણિમહોત્સવે ધરીએ કેઃ—जगद्वंद्यांदेवीमुषसमिव वन्दे भगवतीम् ।

## ક્રાંતિની કલા

આશાભર્યાં નયન, સ્વપ્ન, ઉષા ! ભરે તું !
આદર્શ ને અભય માર્ગ ઉડાવતી તું !
શૃંગારવા પ્રકૃતિને પ્રતિભા ઝીલાવે—
તું તો સદાય નવયૌવનને મ્હલાવે !

૨

મધ્યાહ્નના જીવન ઉત્સવ કેરી ઉષ્મા !
ઉલ્લાસ, ક્રાંતિ—યુગપ્રેરક તું પ્રદીપા !
સંસાર માનવની રમ્ય કલાકૃતિમાં—
તું તો સદાય ભર યૌવનને ઉછાળે.

૩

સંધ્યા તું વત્સલ પ્રતૃપ્તિ ભરે પ્રશાંતિ—
ને પુણ્યમર્મ પરમાત્મક ભવ્ય કાંતિઃ
તું નિત્ય યૌવનભર્યાં સુહૃદાત્મ જોને
હોં અશોક કરૂણામય શા મ્હલાવે ?

૪

અહોરાત્ર ઉષા સંધ્યા ઉત્ક્રાંતિ સૌમ્ય શી કરે—
ક્રાંતદર્શી કલા ઝીલે રસ રેખાંકને જગે !

# સ્ત્રીઓનાં જીવનમાં ઊંચી કેળવણી



**જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા**

**પ્ર**જાના જીવનમાં પ્રજાના ઉત્કર્ષ માટે અનેક વ્યક્તિઓનું બલિદાન કરવું પડે છે. સેંકડો કે હજારો કે લાખો જીવોનો ભોગ આપીને પ્રજા પોતાનું ધ્યેય મેળવે છે અને તે પણ કદાચ થોડાં વર્ષોમાં નહિ પણ સેંકડો વર્ષે. યુરોપના ઝેકોસ્લોવાકિયા જેવા પ્રદેશોએ પોતાની સ્વતંત્રતા મેળવી પણ તે ઘણો ભોગ આપ્યા પછી. ગ્રીસમાં અસલના વખતમાં એક શહેર હતું જેને માટે લોકવાયકા છે કે આખા શહેરનાં હિત માટે એકએ કુમારીકાઓનો ભોગ આપવો પડતો હતો. હિંદુસ્તાનમાં સાંસારિક સુધારાના પ્રશ્નો ઘણા યે આવીને ઊભા હતા અને પ્રજાના નેતાઓને તેમનો ઉકેલ કરવો પડેલો હતો. આવો જ એક પ્રશ્ન સ્ત્રીકેળવણીનો હતો. ભૂતકાળમાં ગમે તે સ્થિતિ હોય પણ અંગ્રેજી કેળવણી દાખલ થઈ તે વખતે તો સ્ત્રીકેળવણી લગભગ નહિ જેવી જ હતી અને તે અંધકાર સ્વદેશના ઉત્કર્ષની બહુ આડે આવ્યો હતો. તેમાં પણ સ્ત્રીઓને માટે ઊંચી કેળવણીનો પ્રશ્ન તો બહુ આકરો હતો. લગ્ન માટેની ઉમર ટુંકી એટલે બાળાઓ ગુજરાતી શીખે, બહુમાં બહુ કરે તો એકબે ચોપડી અંગ્રેજી શીખે પણ ઊંચી કેળવણીનું તો નામ પણ શી રીતે લેવાય? લોકાચાર વિરુદ્ધ, જનસમાજ વિરુદ્ધ, સગાંવહાલાં અને મિત્રમંડળ પણ બરોબર સહાનુભૂતિવાળાં નહિ—આ મુશ્કેલીઓ વેઠીને પણ થોડી બ્હેનોએ ઊંચી કેળવણી માટે પોતાની બ્હેનો માટે રસ્તો સુતરો કરવાનો નિશ્ચય કર્યો હતો અને પોતે તેને માટે દુઃખ સહન કરવાનું પણ પસંદ કર્યું હતું. ગુજરાતમાં આ બાબતમાં પહેલ કરનાર કરનાર વિદ્યાબ્હેન અને સૌ. શારદાબ્હેન હતાં. આજથી ત્રીસ વર્ષ ઉપર તેઓ કૉલેજમાં હતાં અને તે વખતે હું એમની સાથેના ક્લાસમાં નહિ પણ કૉલેજમાં હતો. એમની ઉપર બહુ વીતકો વીતેલાં. જનસમાજમાં ગાળો ખાવી, અપમાન સહન કરવું એ તો સાધારણ હતું. જાહેર છાપાંમાં પણ ટીકા

થાય, વગોવણી થાય, સાબરમતી નદીના પૂલ ઉપર તેમને માટે લખાણો લખાય; આ બધું છતાં શાંતિથી, વિનયથી કૉલેજનો ક્રમ ચાલુ રાખવો એ સહેલું કામ નહોતું. જેમ લડાઇના વખતમાં ગોળીઓનો મારો આવતો હોય તે છતાં શાંતિથી નીડરતાથી આગળ વધી સામેની તોપોમાં ખીલા મારવા કે એમનો પૂલ પાડી નાખવો તે મહા ભીષણ કાર્ય જેવું આ બંને બ્હેનોનું કાર્ય હતું. જેમ લડાઇમાં આવા નીડર કામથી બીજાં લશ્કર આગળ ધસી શકે છે તેમ વિદ્યાબ્હેનનાં આ પગલાંથી ઊંચી કેળવણીનો પ્રશ્ન બીજી બ્હેનો માટે બહુ સુતરો થઇ પડ્યો. ત્રીશ વર્ષ ઉપર કૉલેજમાં જવું તે બાળાઓ માટે ભગીરથ કાર્ય ગણાતું ત્યારે આજે સેંકડો ગુજરાતી બ્હેનો કૉલેજમાં જાય છે અને જુના વિચારનાં માબાપો પણ પોતાની છોકરીઓને કૉલેજમાં મોકલવામાં બીલકુલ આંચકો ખાતાં નથી.

છોકરીઓને પહેલાં તો ગુજરાતી કેળવણી આપવી કે નહિ તે સવાલ હતો. પણ હવે તો અંગ્રેજી થોડાં ધોરણ સુધી તો ભણવું જ જોઇએ એવી સામાન્ય માન્યતા થઇ છે. કૉલેજમાં જવું કે નહિ તે બાબત હજુ સમાજ એકમત થએલ નથી પણ સમાજમાં સારો જેવો ભાગ તો એમ માનતો થયો છે કે કૉલેજમાં જવાથી છોકરીઓને બહુ ફાયદો થશે. કેટલેક ઠેકાણે એમ ટીકા કરવાની પ્રથા પડી ગઇ છે કે ઊંચી કેળવણી જે અપાય છે તે ખામીભરેલી છે. તેનાથી નોકરીને માટે વળખાં મારતા યુવાનોની સંખ્યામાં વધારો થાય છે વગેરે વગેરે. કુમારિકાઓને માટે એવી ટીકા થાય છે કે ઊંચી કેળવણી જે બોલાય છે તેમાં 'ગૃહલક્ષ્મી' કેળવવા માટે સ્થાન નથી. રાંધવાની કળા, છોકરાં ઊછેરવાની તાલીમ, ભરવુંગૂંથવું વગેરે બાબતો હમેશાં ઉછરતી કન્યાઓની કેળવણીમાં આવશ્યક ગણવામાં આવે છે. જ્યારે જ્યારે ઊંચી કેળવણીનું નામ લેવામાં આવે છે ત્યારે ત્યારે આ સઘળી બાબતો આગળ ધરવામાં આવે છે અને ઊંચી કેળવણીની જરૂરિયાત નથી એ સિદ્ધ કરવામાં આવે છે. આ બધી કળાઓ જરૂરની છે; પણ કૉલેજમાં જવા કરતાં આ કળાઓ છોકરીઓ શીખે એ સૂચના સાથે સંમત થઇ શકાતું નથી. પુરુષના જીવનમાં પણ એવી ઘણી યે વસ્તુઓ છે જે કૉલેજો શીખવતી નથી કે શીખવી શકે નહિ પણ તે કારણથી છોકરાઓને કૉલેજમાં ન મોકલવા એવી દલીલ કોઇ કરતું નથી. રાંધવાની કળા કેળવણી ચાલતી હોય ત્યારે પણ ઘર ખાતે શીખી શકાય છે. ઊંચી કેળવણીથી ચારિત્ર્યનું બંધારણ ને ઘટના થાય છે તે બીજી કોઇ કેળવણીથી નહિ થાય. કૉલેજનું વાતાવરણ, પાશ્ચાત્ય ગ્રંથકારોના લેખો સાથે ગાઢો પરિચય, શરીરને તાલીમ મળે એવી

રમતો, જીવનભર યાદ રહે એવી મિત્રાચારીઓ, એ બધું કૉલેજોમાંથી મળી શકે છે. ઊંચી કેળવણી માતૃભાષામાં આપવી જોઇએ તથા સ્ત્રીના ઉપયોગી વિષયોની તાલીમ આપવી જોઇએ એ બહાનાંથી પણ કર્વેની સ્ત્રીઓની યુનિવર્સિટી જેવી સંસ્થાઓ નીકળી છે. કોઇપણ કેળવણી ન લેવી તેના કરતાં આવી યુનિવર્સિટીનું શિક્ષણ લેવું એ સારૂં ગણાય. બાકી કૉલેજોનાં શિક્ષણથી જે ફાયદો અને તાલીમ મળે છે તે આવી સ્ત્રીઓની યુનિવર્સિટીઓથી ન મળી શકે. અંગ્રેજી ભાષાએ આ દેશ ઉપર જે અનહદ ફાયદો કર્યો છે તે વર્ણી શકાય એમ નથી. પુરાણાં શાસ્ત્રો, કર્મકાંડ, દંતકથાઓ, હજારો ન્યાતો અને પેટાન્યાતો, હજારો વહેમો, લોકવાયકાઓ અને સામાજિક બંધનો, આ બધાંથી હિંદુ જનસમાજ કચડાઇ ગયો હતો અને હિંદુ સ્ત્રીઓની દશા Olive Schrenierના 'Dream'માં વર્ણવેલી સ્ત્રીના કરતાં પણ ખરાબ હતી. તેઓ જકડાએલી, કચડાએલી, જીવન વિનાની સ્ત્રીઓ થઇ ગઇ હતી. અંગ્રેજી કેળવણીએ વાદળા વિખેરી નાખ્યાં, વર્ષોનાં નાળાં સાફ કરી નાખ્યાં, વહેમો અને બંધનોને તોડયાં અને સમાજમાં વિપ્લવ શરૂ કર્યો. હજુ તો સમાજ સુધારણાની શરૂઆત થાય છે. સ્વરાજ્યની લડતથી પણ શરૂઆત થઇ છે. આ વખતે અંગ્રેજી કેળવણી છોડી દેવી અથવા તો તેને બીજું સ્થાન આપવું તે અતિશય હાનિકર્તા છે. એક વખત એવો આવશે કે જ્યારે ગુજરાતી સાહિત્ય કે હિંદી સાહિત્ય અંગ્રેજી સાહિત્ય જેવું થશે પણ હજુ એ વખત આવ્યો નથી. સાહિત્ય, ધર્મ, વિજ્ઞાન વગેરે બધા વિષયોમાં અંગ્રેજી સાહિત્ય અગ્રગણ્ય સ્થાન ભોગવે છે. કવિવર ડૉ. ટાગોર, મહાત્માજી, શ્રીમતી સરોજિની નાઇડુ વગેરે દેશનેતાઓએ મુક્તકંઠે અંગ્રેજીસાહિત્યમાં વખાણ કર્યાં છે. સ્ત્રીઓની ઊંચી કેળવણીમાં આ સાહિત્યને હમણાં તે ઊંચું સ્થાન રહેવું જ જોઇએ, કૉલેજોની ઊંચી કેળવણીએ સ્ત્રીઓ માટે ઊંચા જીવનનો દરવાજો ખુલ્લો કર્યો છે અને હજારો ને લાખો બ્હેનોએ તે દરવાજામાંથી 'અવર દુનિયા' તરફ પ્રયાણ કરવું જોઇએ.

# સમાજસુધારો અને કાયદો



સુશ્રુત રમણભાઇ નીલકંઠ
બી.એ., એલએલ.બી.

આપણા સમાજમાં હજી ઘણા સુધારાઓની જરૂર છે એ વાત નિર્વિવાદ છે. સમાજના ઘણા હાનિકારક રીવાજો નાબુદ કરવાની જરૂર છે. એને માટે લોકમત કેળવવાની જરૂર છે. તે ઉપરાંત કાયદાની મદદની પણ જરૂર પડે છે. રાજ્ય તરફથી સમાજસુધારાને લગતા જે કાયદાઓ કરવામાં આવે છે તે કાયદાઓનો અમલ કરવા માટે રાજ્યની સત્તાની મદદ મળે છે. દરેક દેશમાં સહુથી બળવાન સત્તા રાજ્યની જ હોય છે. પરંતુ કમભાગ્યે લોકમત હંમેશાં સત્યની પાછળ પાછળ ચાલે છે અને કાયદાઓ લોકમતની પણ પાછળ ઘસડાયા કરે છે. એટલે કાયદાની મદદથી એકદમ સુધારાઓ દાખલ થઈ શકતા નથી. સામાજિક ક્રાન્તિ થાય તો જ એકદમ જૂના અનિષ્ટ રિવાજોનો નાશ થાય અને નવા પાયા ઉપર સમાજની રચના થઇ શકે. જ્યાં રાજ્યની બધી સત્તા એક સરમુખત્યાર (dictator)ના હાથમાં હોય છે ત્યાં તે સરમુખત્યાર લોકમતની અવગણના કરીને પણ સુધારાઓ દાખલ કરી શકે છે. તુર્કસ્તાન ઘણાં વર્ષોથી યુરોપનો સૌથી પછાત દેશ ગણાતો હતો. ત્યાંના સરમુખત્યારે ઘણા સામાજિક સુધારાઓ ટુંક સમયમાં ત્યાં દાખલ કર્યા છે. એટલે એ દેશમાં થોડા સમયમાં ઘણીજ પ્રગતિ થઇ છે. હજી આપણા દેશમાં કેટલાક જુના વિચારવાળાઓ જ્યારે જ્યારે સમાજસુધારાને લગતો કાંઇ કાયદો કરવામાં આવે છે ત્યારે વાંધો ઉઠાવે છે કે સામાજિક બાબતોમાં રાજ્યને વચ્ચે પડવાનો હક નથી. વીલીઅમ બેન્ટીંકે સતીનો રિવાજ નાબુદ કર્યો ત્યારે પણ આ રીતે જ વિરોધ કરવામાં આવ્યો હતો. સમાજ સુધારાને લગતા ખરડાઓ ધારાસભામાં આવે છે ત્યારે રાજ્ય તરફથી ધર્મની બાબતમાં દખલ ન થવી જોઇએ એમ કહી રૂઢીચુસ્તો વિરોધ કરે છે. આવા વિરોધ છતાં પણ સમાજસુધારાને લગતા કેટલાક કાયદાઓ પસાર થયા છે.

હિંદુશાસ્ત્રોમાં વિધવાને પુનર્લગ્ન કરવાની છૂટ અપાએલી છે છતાં ઊંચી ગણાતી કોમોમાંથી વિધવાવિવાહનો રિવાજ ઘણાં વર્ષોથી નાબુદ થઇ ગયો છે. સને ૧૮૫૬માં વિધવાવિવાહનો કાયદો પસાર થયો તે પહેલાં હિંદુ વિધવા ફરી લગ્ન કરે તો તેનું લગ્ન ગેરકાયદેસર ગણાતું અને એ લગ્નનાં સંતાન પણ ગેરકાયદેસર (Illegitimate) ગણાતાં. આ કાયદાએ હિંદુ વિધવાના પુનર્લગ્નને કાયદેસર ઠરાવી હિંદુ વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપી. લગભગ ૮૦ વર્ષ ઉપર પસાર થએલા આ કાયદાની મદદ વગર સુધારકો વિધવાવિવાહની બાબતમાં કાંઇ પણ કરી શક્યા હોત નહિ.

હિંદુઓ ઘણી જ્ઞાતિઓમાં વહેંચાઇ ગએલા છે. જ્ઞાતિઓનાં બંધન અર્થ વગરનાં છે અને તેના ઘણા ગેરલાભ છે એમ સુધારકો માને છે. નાતજાતનાં બંધન તોડી નાખવા માટે આંતરજ્ઞાતીય લગ્નો થવાની જરૂર છે. અનુલોમ લગ્ન-એટલે જે લગ્નમાં પુરુષ સ્ત્રી કરતાં ઉચ્ચ જ્ઞાતિનો હોય તેવું લગ્ન—કાયદેસર છે એમ મુંબાઇની હાઇકોર્ટે ઠરાવેલું છે. પરંતુ પ્રતિલોમ લગ્ન એટલે જે લગ્નમાં પુરુષ કરતાં સ્ત્રી ઉચ્ચ જ્ઞાતિની હોય તેવું લગ્ન ગેરકાયદેસર ગણાય છે. સને ૧૮૭૨માં પસાર થએલા સ્પેશીઅલ મેરેજ ઍક્ટનો આશરો લેનારને આંતરજ્ઞાતીય લગ્ન કરવાની છૂટ મળે છે. આ કાયદા નીચે નાત જાત કે ધર્મના ભેદવગર કોઈ પણ સ્ત્રી અને પુરુષ લગ્ન કરી શકે છે. સને ૧૯૨૩ પહેલાં આ કાયદા નીચે લગ્ન કરનાર હિંદુને એમ જાહેર કરવું પડતું હતું કે હું હિંદુ નથી. પરંતુ સને ૧૯૨૩ ના સર હરિસિંહ ગૌરના સુધારા પછી તેવું જાહેર કરવાની જરૂર પડતી નથી. હિંદુ, બૌદ્ધ, શીખ કે જૈન ધર્મમાં માનનારાઓ પોતે તે ધર્મમાં માને છે એમ જાહેર કરીને આ કાયદા નીચે લગ્ન કરી શકે છે. આ સ્પેશીઅલ મેરેજ ઍક્ટ નીચે લગ્ન કરનાર વ્યક્તિઓની સામાજીક સ્થિતિમાં પણ ફેરફાર થાય છે. આ કાયદા નીચે બાળલગ્ન અશક્ય છે. લગ્ન કરનાર પુરુષને ૧૮ પુરાં થયાં હોવાં જોઇએ અને સ્ત્રીને ૧૪ વર્ષ પુરાં થએલાં હોવાં જોઇએ. પ્રથમ પત્નીની હયાતી દરમીઆન ફરી પરણનાર પતિ શિક્ષાપાત્ર થાય છે. એવાં લગ્નોને ઇન્ડીઅન ડાઇવોર્સ ઍક્ટ લાગુ પડે છે. અને જો પતિ પોતાનો ધર્મ બદલે, ફરીથી લગ્ન કરે, અથવા વ્યભિચાર, ક્રૂરતા કે પરિત્યાગ માટે ગુનેહગાર ઠરે તો લગ્ન રદ થઇ શકે છે. જો પતિ નપુંસક કે દિવાનો હોય અથવા એને એક પત્ની લગ્ન વખતે જીવતી હોય તો લગ્ન રદબાતલ જાહેર કરી શકાય છે. આ ઉપરાંત સ્ત્રીને મિલ્કત ઉપર પણ અમુક હક્કો મળે છે. લગ્ન કરનાર પુરુષ સંયુક્ત કુટુંબમાંથી જુદો પડે છે. વારસાની

બાબતમાં ઇન્ડીઅન સકસેસન ઍક્ટ એને લાગુ પડે છે. એ કાયદા પ્રમાણે પતિના મરણ પછી વિધવાને એની મિલ્કતમાંથી એક તૃતીયાંશ મળે છે અને તેના વંશજોને બે તૃતીયાંશ મળે છે. જો વંશજો ન હોય પણ બીજાં સગાંઓ હોય તો વિધવાને અને સગાંઓને અડધો અડધ મળે છે. સગાંઓ ન હોય તો વિધવાને આખી મિલ્કત મળે છે. આ કાયદા નીચે થએલાં લગ્નનાં સંતાનોમાં પુત્ર અને પુત્રીને સરખો હિસ્સો મળે છે. વિધવા અથવા પુત્રી પોતાની મિલ્કતની સંપૂર્ણ માલિક થાય છે. સ્પેશીઅલ મેરેજ ઍક્ટ નીચે લગ્ન કરનારને પ્રાપ્ત થતા જાત અને મિલ્કતને લગતા આ હક્કો સ્ત્રીઓની હાલની માગણીને સારી રીતે સંતોષી શકે. દરેક શિક્ષિત કુમારિકા આ કાયદા નીચે લગ્ન કરવાનો આગ્રહ રાખે તો હિંદુ સ્ત્રીઓને કાયદામાં થએલો અન્યાય દૂર કરવામાં મદદ થઇ શકે.

હાલમાં ડૉ. ભગવાનદાસે કોઇપણ જ્ઞાતિનાં હિંદુ સ્ત્રીપુરુષનાં લગ્ન કાયદેસર ઠરાવવા માટે ધારાસભામાં ખરડો મૂક્યો છે. જ્ઞાતિબંધનો તોડી નાખવાં જોઇએ એમ માનનારે આ કાયદાને ટેકો આપવો જોઇએ. આ કાયદો પસાર થાય તો આંતરજ્ઞાતીય લગ્ન સામેનો પ્રતિબંધ દૂર થઇ જાય. પરંતુ એ યાદ રાખવું જોઇએ કે ડૉ. ભગવાનદાસનો ખરડો પસાર થાય તો સ્પેશીઅલ મેરેજ ઍક્ટ નીચે હિંદુઓનાં લગ્ન ભાગ્યે જ થશે.

બાળલગ્નનો રિવાજ ઘણો હાનિકારક છે અને બાળલગ્નોનાં ઘણાં અનિષ્ટ પરિણામો આવે છે એમ માનનારા સુધારકો બાળલગ્નનો રિવાજ નાબુદ કરવા માટે ઘણાં વર્ષોથી પ્રયત્ન કરે છે. બાળલગ્નો ઉપર પ્રતિબંધ મૂકતો કાયદો દાખલ કરાવવાનું માન શ્રી. હરવિલાસ શારદાને ઘટે છે. સને ૧૯૨૯માં બાળલગ્નો ઉપર અંકુશ મૂકનારો કાયદો—જે કાયદો સામાન્ય રીતે 'શારદા ઍક્ટ'ના નામે ઓળખાય છે—પસાર થયો છે. આ કાયદા પ્રમાણે જે લગ્નમાં વરની ઉમર ૧૮ વર્ષથી ઓછી હોય અથવા કન્યાની ઉમર ૧૪ વર્ષથી ઓછી હોય એવું લગ્ન બાળલગ્ન ગણાય છે. બાળલગ્ન કરાવનાર બંને પક્ષનાં વાલીઓ ગુનેહગાર થાય છે. મોટી ઉમરનો પુરુષ પણ ૧૪ વર્ષથી નાની ઉમરની કન્યા જોડે લગ્ન કરે તો તે પણ ગુનેહગાર ગણાય છે. આ કાયદો પસાર થયા પછી પણ દર વરસે ઘણાં બાળલગ્નો થાય છે. પણ તેવાં લગ્નોની ફરીઆદો બહુ જુજ થાય છે. ફરીઆદો કરવામાં આવે છે ત્યાં પણ બાળલગ્ન કરાવનારાઓને માત્ર દંડની સજા થાય છે. જે લોકો લગ્નમાં હજારો રૂપીઆનું ખર્ચ કરે છે તેમને પાંચપચાસ રૂપીઆ દંડ ભરવો એ બહુ કઠણ નથી લાગતું. બાળલગ્નો નાબુદ કરવા માટે આ કાયદો વધારે સખત બનાવવો

જોઇએ. બાળલગ્નો અટકાવવા માટે આ કાયદામાં કોઇ કલમ મૂકવામાં આવી નથી અને થઇ ગએલું લગ્ન આ કાયદા નીચે રદ થઇ શકતું નથી.

હિંદુ કાયદામાં સ્ત્રીઓને ઘણો અન્યાય થયો છે. એ અન્યાય કઇ બાબતોમાં થયો છે અને કેવી રીતે દૂર કરી શકાય એ વિષયની ચર્ચા કરવાને અહીં સ્થળ નથી. પરંતુ હિંદુ કાયદામાં કેટલાક સુધારા કરવાની બહુજ જરૂર છે. હિંદુ કાયદામાં સુધારો કરી અમુક સંજોગોમાં લગ્નવિચ્છેદની છૂટ આપવી જોઇએ. કેટલીક નીચી ગણાતી કોમોમાં છૂટાછેડાનો રિવાજ છે તે સિવાય કોઇપણ સંજોગોમાં હિંદુ કાયદો છૂટાછેડાને માન્ય કરતો નથી. બહુપત્નીત્વના રિવાજનો અંત આણવો હોય તો અમુક સંજોગોમાં લગ્ન-વિચ્છેદની છૂટ આપવી જોઇએ. આ બે સુધારાઓને અરસપરસ સંબંધ છે અને સાથે જ દાખલ થઈ શકે.

લગ્નવિચ્છેદના વિરોધીઓ એમ કહે છે કે એક વખત લગ્નવિચ્છેદની છૂટ આપશો પછી છૂટાછેડાના કેસો ઘણા વધી જશે, નજીવાં કારણો માટે લગ્નવિચ્છેદની માગણી થશે અને પરિણિત જીવનની સ્થિરતા રહેશે નહિ. આ બાબતમાં આપણે પારસી કોમનું દૃષ્ટાંત લેવું જોઇએ. એમનામાં અમુક સંજોગોમાં લગ્નવિચ્છેદ થઈ શકે છે. પારસી કોમ હિંદુઓ કરતાં ઘણી વધારે બાબતોમાં પશ્ચિમના દેશોનું અનુકરણ કરે છે અને પાશ્ચાત્ય સુધારાની અસર એમના ઉપર હિંદુઓ કરતાં વધારે થઇ છે; પરંતુ પારસીઓમાં લગ્નવિચ્છેદના દાખલાઓ બહુ જ ભાગ્યે જોવામાં આવે છે.

સામાજિક સુધારાના કામમાં આપણને કાયદાની થોડીઘણી મદદ મળી છે. વડોદરા અને માઇસોર જેવાં પ્રગતિમાન રાજ્યોએ સમાજસુધારાને લગતા ઘણા કાયદાઓ પોતાના રાજ્યમાં દાખલ કર્યા છે. એ પ્રમાણે આખા દેશમાં કાયદાઓની મદદથી સમાજસુધારાની બાબતમાં પ્રગતિ થઇ શકે.

# સંસ્કારમૂર્તિ



ઇન્દુમતિ મહેતા

"God Could not be everywhere
and therefore He made mothers."

ઉપરોક્ત સૂત્ર વિદ્યાબ્હેનના જીવનમાં મૂર્તિમંત થતું નિહાળીએ છીએ. પ્રભુ પોતાનાં બાળકોની સંભાળ બરાબર લઈ શકતો નહિ હોય એટલે જ સમાજની આવી વત્સલ માતાઓને એ કાર્ય કરવા પ્રેરી હશે ? વિદ્યાબ્હેને આવાં પ્રભુનાં બાળકોને આશ્રય આપીને માતૃત્વનો મહિમા દાખવ્યો છે.

ગુજરાતની સંસ્કારિતાનો ઇતિહાસ તપાસતાં એના ઘડતરમાં બહુ વિરલ વ્યક્તિઓ નજરે પડે છે. ગુજરાતમાં સંસ્કારસિંચનનું કાર્ય કરનાર, ગુજરાતી સ્ત્રીઓનું સ્ત્રીત્વ અને ગૌરવ જાગૃત કરનાર વિભૂતિ તે વિદ્યાબ્હેન. આજે ગુજરાતને આંગણે અનેક પદવીધારિણી મહિલાઓ ઘૂમતી જોઇએ છીએ, પણ વિદ્યાબ્હેને અને શારદાબ્હેને—એ ભગિની જોડલીએ—જે જાતનું કાર્ય કર્યું છે એની હરોળમાં ઊભી રહેવા એઓ અસમર્થ છે. એમના કાર્યમાં સહાયક બનવા, એ કાર્ય આગળ ધપાવવા કુશળ કાર્યકર્ત્રીઓ એમને નથી સાંપડી. આ રીતે જોતાં વિદ્યાબ્હેનની સેવા અપૂર્વ છે. વર્તમાન યુવતીઓને આજે શિક્ષણપ્રાપ્તિમાં કોઇપણ જાતની વિટંબણાઓ જણાતી નથી, પણ વિદ્યાબ્હેન જ્યારે ભણતાં ત્યારે એમની ઉપર વિપત્તિની વર્ષા વરસી રહેતી. એમણે એ આગેવાનીનું કાર્ય (pioneering work) ન કર્યું હોત તો આજે વર્તમાન યુવતીઓના માર્ગમાં આટલી સરળતા ન સંભવત. એટલી વિટંબણાઓમાંથી પસાર થઇ એમણે ગૂર્જર નારીજીવનને વિકસાવ્યું એથી જ આધુનિક યુવતીઓ એમને આભારની અંજલિ અર્પે છે.

આમ ઉપરથી શાંત અને સરળ દેખાવની વ્યક્તિમાં સમાજ સામે બંડ જગાવવાની

વૃત્તિ હશે એની કલ્પના એમના નિકટ સમાગમમાં ન આવનારને જરૂર ન આવે. તોફાની સાગરમાં નિશ્ચલ ઊભી રહી અનેક નાવિકને માર્ગદર્શન કરાવતી, જળમાં છુપાએલા ખડકો અને વમળો ઉપર જ ઊભી રહી અંધારા માર્ગ પર પ્રકાશ ફેંકતી શાંત દીવાદાંડી જગત આખાનું જીવન બચાવે છે એમજ સંસારસાગરની અનેક મુશ્કેલીઓ વટાવીને શાંત, નિર્મળ તેજ વર્ષાવતી, આજની કુમારિકાને દિશાસૂચન કરતી એ દેવવિભૂતિનું ગુજરાત આજે અનેકધા ઋણી છે.

એમના જીવનની ઘણી બાજુઓ વર્ણવી શકાય. સમાજનું એક પણ ક્ષેત્ર વિદ્યા-બ્હેનની હાજરીવિહોણું નથી. સમાજસુધારક તરીકે એમની ખ્યાતિ સુવિદિત છે. સ્ત્રી-ઉદ્ધારક પ્રવૃત્તિના તો એ પ્રણેતા. શહેરસુધારણામાં પણ એ જ વ્યક્તિ. રાજકીય ક્ષેત્રમાં પણ એમણે કેટલીક પ્રત્યક્ષ અને કેટલીક પરોક્ષ સહાય કરેલી. શિક્ષણના ક્ષેત્રમાં પણ એમનો ફાળો છે, ગુજરાત મહિલાપાઠશાળામાં એઓ માનસશાસ્ત્રના માનદ અધ્યાપક તરીકે ઘણાં વર્ષો સુધી હતાં. મને યે એક વર્ષ એમના હાથ નીચે તાલીમ લેવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. આ રીતે એમની સેવાનું ક્ષેત્ર વિશાળ છે.

આ બધાં યે ક્ષેત્રોમાં એમનું નૈપુણ્ય નિહાળી શકાય છે. પણ સૌથી આકર્ષક તત્ત્વ એમના જીવનનું જો કોઇપણ લાગતું હોય તો તે એમનું વંદનીય માતૃત્વ. એમને જોતાં કેટલાં યે બાળકોનાં હૈયાંમાં એવી માતાના કોડ જાગતા હશે! સ્વતંત્રતાની હિમાયત કરનાર એઓ સ્વતંત્રતા બક્ષતાં જરા યે પાછી પાની કરતાં નથી. સ્વાતંત્ર્યની પતાકા એમણે સદા યે ફરકતી રાખી છે. પોતાની સ્વાતંત્ર્યની ભાવનાથી વિરોધી વિચારો કે વર્તન હોય છતાં એમનાં બાળકો પર કદી યે એમણે અંકુશ મૂક્યો નથી. વડિલની ફરજ સમજાવટમાં કે સલાહ આપવામાં પરિશમે છે, એ સત્ય એમના જીવનમાં મૂર્તિમંત થાય છે.

કેવળ પોતાનાં બાળકોની જ માતા નહિ પણ વિદ્યાબ્હેન ગુજરાતનાં દુઃખી, મુંઝાતાં, કચરાતાં બાળકોનાં માતા પણ છે. એમને ખોળે ઘણાં અનાથ બાળકો આશ્રય અને માતૃત્વની હૂંફ લઇ રહ્યાં છે. કોઇપણ દુઃખી વ્યક્તિ એમને આંગણેથી આશાનો સંદેશ લીધા વિના પાછી ફરી નથી. સહાયક બનવું એ જ એમના જીવનનો મુદ્રાલેખ છે.

પ્રભુ એમને દીર્ઘાયુષ્ય બક્ષો અને ગુજરાતના નારીજગતના માર્ગદર્શક એઓ બની રહો એ જ પ્રાર્થના.

# લેડી વિદ્યાગૌરી અમર છે



મોહિનીચન્દ્ર

લેડી વિદ્યાગૌરી એટલે ગુજરાતના સ્ત્રીગૌરવનું માપકયંત્ર. સ્ત્રીસમાજની એ ગુણ-વિશિષ્ટતા છે કે પારદર્શક ભાવનામયતા, ખડતલ પવિત્રતા, સંસ્કારજન્ય સૌજન્ય, આનંદોદ્‌ભવી શીલ, કુશાગ્ર બુદ્ધિતેજ, આજન્મ સાહસવૃત્તિ, અસ્ખલિત નિરાભિમાન, પ્રકૃતિપ્રેરિત નિરાડંબર તેમનામાં કેન્દ્રિભૂત થએલું છે. તેથી તેમનું આખું જીવન જેમ મધ્યબિંદુની આસપાસ વર્તુલ ફર્યા કરે તેમ આ ગુણબિંદુઓની આસપાસ વ્યાપ્ત થએલું છે.

ગુજરાતની સ્ત્રીજનતાના સંસ્કાર તથા કેળવણીનો ખ્યાલ તેમના આખા કુટુંબ તરફ દૃષ્ટિપાત કરીએ તો સહેજે આવી શકે છે. ગુજરાતના સમસ્ત સ્ત્રીસમાજનું એક આખું સ્થૂલ શરીર કલ્પી લઇએ તો લેડી વિદ્યાગૌરી એ શરીરમાં નાસિકાનું સ્થાન શોભાવે તેમ તેમની આખી જીવનકારકીર્દિ પૂરવાર કરી શકે છે.

માનવનું જીવન તેના ગુણોનું પ્રતિઘોષક છે. લેડી વિદ્યાગૌરીના ગુણો તેમના જીવનમાં ભાત પાડવા માટે સમર્થ નીવડ્યા છે એટલું જ નહિ પણ એ ગુણસમુચ્ચયે તેમના આખા જીવનને પલટો આપ્યો છે અને તે સ્વદેશોદ્ધારની દિશાએ. સ્વદેશીમાં તેઓ માને છે, હિંદુમુસ્લીમ ઐક્યમાં તેઓ માને છે, અંત્યજોદ્ધારમાં તેઓ માને છે, સંસારસુધારામાં માને છે, પસંદગીલગ્નમાં તેઓ માને છે એટલું જ નહિ પણ તે માટે તેઓ આજ વર્ષોથી પસીનો ઉતારી રહ્યાં છે.

સ્ત્રીઓ પ્રત્યે તેમને ઘણી ઉદારતા છે. સદ્‌ગત સર રમણભાઇમાં સ્ત્રીઓ પ્રત્યે જે બેશુમાર પક્ષપાત, દયાની ભાવના તથા પરોપકારની વૃત્તિ હતી તે જાણીતાં છે. આ જ ગુણો લેડી વિદ્યાગૌરીએ પણ પોતાના કરી લીધા છે—તે એટલે સુધી કે સ્ત્રીઓ પ્રત્યેની બેશુમાર ઉદારતાના પરિણામે તેમનાથી પુરુષો પ્રત્યે અન્યાય થઇ જવા પણ

પામ્યો છે અને આ બેશુમાર ઉદારતાનો લાભ લેતી કેટલીક બદમાશ સ્ત્રીઓની છેતર-પિંડીના ભોગ પણ તેમને થવું પડ્યું છે.

તેમનું ગૌરવશીલ ગંભીર મુખ તેમની અસાધારણ પ્રતિભાનું પ્રતિબિંબ પાડે છે. કોઈ સદા વિશુદ્ધ તેજોજ્જ્વલ ચન્દ્રિકા, સરિત્ આસપાસના તીરની મધ્યમાં જેમ વિલસી રહે છે તેમ લેડી વિદ્યાગૌરી કાળી કિનારરૂપી તીરની મધ્યમાં આવેલા સફેદ સાળુમાં દીપી ઊઠે છે. તેમની ચાલ ધીરી તથા વિચારશીલ છે. સભાઓમાં તથા મ્યુનિસિપલ બોર્ડોમાં જ્યારે તેઓ બેસે છે ત્યારે જીવનનું ઊંડું તત્ત્વ ઉકેલવામાં એકધ્યાન થએલી કોઈ શુક્રતારા બિરાજેલી હોય તેવો આભાસ આપણને થાય છે. મ્યુનિસિપલ બોર્ડમાં તેઓએ કદી 'સબ બંદરકે વેપારી'ની નીતિ અખત્યાર કરી હોય તેવું જાણમાં નથી. તેઓ ઘણાં થોડાં બોલાં છે છતાં અંત્યજોદ્ધાર કે સ્ત્રીવિષયક પ્રશ્નો આવતાં બોર્ડને પોતાની ચુનંદી વાણીછટાથી મંત્રમુગ્ધ કરતાં અચકાતાં નથી. રાજપ્રકરણના કટોકટીના સમયે પોતાના સિદ્ધાંતોને બાધ ન આવે તેવી રીતે તેઓએ પ્રજાની તરફેણમાં પોતાનો મત નોંધાવ્યો છે. વિરૂદ્ધ પક્ષમાં તો કદી તેમણે મત નોંધાવ્યો હોય તેવું જાણમાં આવ્યું નથી.

તેઓ રહેણીકરણીમાં સાદાં છે અને સર રમણભાઈના વિદેહ થયા પછી તેઓ વધુ સાદાં બન્યાં છે. આ સાદાઇએ તેમની ગંભીર પ્રકૃતિમાં ઉમેરો કર્યો છે.

તેઓ પોતાની કલમનો પ્રસાદ વર્તમાનપત્રોના ખાસ અંકોમાં કોઇક જ વખત પીરસે છે, અને તેવે પ્રસંગે તેમના લેખોમાં હરેલતા તથા શુદ્ધ પરિપક્વ વિચારોનું સહજ દર્શન થયા કરે છે. તેમના વિચારોમાં સંગીનતા છે, વાણીમાં વિશદતા છે તથા કાર્યોમાં દૃઢતા છે. તેઓ ઓછું હસે છે, પરંતુ જ્યારે હસે છે ત્યારે તેમાંથી આછી મધુર ભવ્યતા નીતરે છે.

જે ભાવનાઓ તથા વિચારોને મૂર્ત કરવા માટે સર રમણભાઈએ હાડ નિચોવ્યાં તે જ ભાવનાઓ તથા વિચારોને કર્મોમાં મૂર્ત કરવા માટે લેડી વિદ્યાગૌરી આજ વર્ષોથી પસીનો ઉતારી રહ્યાં છે. તેમનો એક ખાસ ગુણ એ કે એ પતિપત્નીના જીવનનો આ સમન્વય કહો કે પતિ તરફની પત્નીની અપ્રતિમ ભક્તિ તથા પતિ સાથે એક થવાની ધગશ ઘણા જ થોડા દાખલાઓમાં આપણને મળી આવે છે. લેડી વિદ્યાગૌરી પ્રત્યેના માનમાં આ બાબત વધારો કરે છે

તેમની હાવકી મુખમુદ્રા સાથે તેમની દૃષ્ટિની તીણી વિશાળતા કદી ન ભૂલી શકાય તેવાં છે.

તેમની અમદાવાદની સેવા સદા ચિરસ્મરણીય રહે તેવી છે. આ સેવા અનેક રૂપમાં દૃષ્ટિગોચર થાય છે. સર રમણભાઇ હતા તે વખતથી—લગભગ છેલ્લાં ૮ વર્ષથી તેઓ મ્યુનિસિપાલિટીમાં બિરાજે છે. સ્થાનિક મ્યુનિસિપાલિટીમાં તેઓ પહેલાં તો સરકાર તરફથી નિયુક્ત થએલાં હતાં પરંતુ છેલ્લાં લગભગ બે વર્ષથી તેઓ ખાડીઆ વૉર્ડની પ્રજા તરફથી ચુંટાઇને બેસે છે એ તેમની લોકપ્રિયતાનો પૂરાવો છે. લગભગ બે વર્ષ સુધી તો તેમણે અત્રેની મ્યુનિસિપાલિટીમાં ઉપપ્રમુખનું પદ પણ શોભાવ્યું છે. અત્રેની મ્યુનિસિપલ સ્કૂલબોર્ડનાં તેઓ લગભગ છેલ્લાં ૫ વર્ષથી પ્રમુખ છે. અત્રેની સ્થાયી સ્વદેશી બજારના પણ તેઓ પ્રમુખ છે. ગુજરાત સંસારસુધારા સમાજનાં તેઓ મંત્રી છે. તેમના આશ્રય નીચે અનેક જોડાંઓ સંધાયાં છે. અનેક સભાઓ તથા મેળાવડાઓનું પ્રમુખપદ તેમણે દીપાવ્યું છે. 'મહિલામિત્ર' નામનું વાર્ષિકપત્ર પણ તેમના જ તંત્રી પદ નીચે થોડો સમય નીકળ્યું હતું. તેઓ ગુજરાતનાં પ્રથમ સ્ત્રીગ્રૅજ્યુએટ છે. જ્યારે ગુજરાત સુધારાના નામથી પણ અભડાતું હતું તથા તેના સ્ત્રીસમાજમા ૯૯ ટકા જડ રૂઢીઓને અનુસરવાની પરંપરા ઘર ઘાલી રહી હતી તે વખતે લેડી વિદ્યાગૌરી સંસ્કારિતા મેળવવા માટે બહાર પડયાં હતાં અને પ્રથમ ગ્રૅજ્યુએટની પદવી નિડરતાથી ગ્રહણ કરી હતી. તેમણે 'પોથીમાંનાં રીંગણાં' જેવી વાત કદી કરી નથી. તેમણે તો "Words are leaves and deeds are fruits' માંથી "Deeds are fruits"વાળા અંતિમ ભાગને જ અપનાવ્યો છે અને એટલા માટે જ આજે તેમની પાંચે પુત્રીઓ (શ્રી વિનોદિની નીલકંઠ, શ્રી સરોજિની મહેતા, શ્રી સૌદામિની મહેતા, શ્રી જ્યોત્સ્ના મહેતા તથા કુમારી તરંગિણી નીલકંઠ) ગ્રૅજ્યુએટ હોવાનું માન ધરાવી શકે છે.

લેડી વિદ્યાગૌરીના આખા જીવનનો પ્રધાન સૂર સ્ત્રીકેળવણી છે. તેમના હાથ નીચે રાયપુરમાં આવેલી સૌ. દીવાળીબાઇ કન્યાશાળા વગેરે કેળવણીની અનેક સંસ્થાઓ તથા બીજી સંસ્થાઓ ચાલે છે. તેમણે પ્રિય વિષય તરીકે અપનાવેલ સ્ત્રીકેળવણી, સંસારસુધારો, અંત્યજોદ્ધાર તથા સ્વદેશી પ્રચારની ફોરમ લેડી વિદ્યાગૌરીનો સ્થૂલ દેહ કાળના અગાધ સમુદ્રમાં એક વખત અદૃશ્ય થઈ જવા સંભવ છે પરંતુ તેમના સૂક્ષ્મ જીવનમાંથી ફોરતી સદા યે ચિરંજીવ રહેશે અને એટલા માટે લેડી વિદ્યાગૌરી તેમનાં કાર્યોમાં અમર છે.

# કૌટુમ્બિક જીવનમાં વિધવાનું સ્થાન



ચુનીલાલ વર્ધમાન શાહ

હિંદુ સંયુક્ત કુટુંબ પચીસ વર્ષમાં ઝાખા-ઝીખી દશામાં આવી પડયું છે. સંયુક્ત કુટુંબની પ્રથાના લાભો છે તેમજ ગેરલાભો પણ છે. સંયુક્ત કુટુંબમાં સ્ત્રી-પુરુષોનો વ્યક્તિવિકાસ મંદ પડે છે, વિભક્ત કુટુંબમાં પ્રત્યેકને વ્યક્તિત્વના વિકાસ માટે મોકળાશ મળે છે; પરંતુ સંયુક્ત કુટુંબમાં ન્યૂન શક્તિનાં, ન્યૂન બુદ્ધિનાં ભાઇ-ભાંડુઓનો, સ્ત્રીઓનો તથા વિધવાઓનો સુખે નિર્વાહ થઈ શકે છે, વિભક્ત કુટુંબોમાં તેઓ દીન-હીન અવસ્થાને પામે છે. આર્ય કુટુંબની ભાવના એકલોહિયાં સ્વજનોનો નિર્વાહ સુખે ચલાવવાની છે, તેથી સંયુક્ત કુટુંબ નિભાવવું તે એક સ્વધર્મ મનાયો છે અને ન્યૂન બુદ્ધિ-શક્તિવાળાં સ્વજનોને અર્થે ઇતર બુદ્ધિ-શક્તિસંપન્ન સ્વજનો પોતાના સ્વાર્થનો ભોગ આપે તેને પણ એક પ્રકારની ફરજ માની છે. પાશ્ચાત્ય કેળવણીના વિશેષ વિચારથી આપણે ત્યાં વ્યક્તિગત અસ્મિતા વધી છે, વ્યક્તિત્વની ભાવના વિકસી છે, વ્યક્તિગત સ્વતંત્રતાની તમન્ના પણ જાગી છે: આથી જૂનાં સંયુક્ત કુટુંબો તૂટવા લાગ્યાં છે, વિકસતી જતી કુટુંબવેલો પહેલેથી જ વિભક્તતાને જૂદે જૂદે સ્થંભે ચડવા લાગી છે અને વડીલશાહીનો અંત તો લગભગ આવી ચૂક્યો છે એમ કહીએ તો ચાલે. મોટાં નગરોમાં આ વસ્તુસ્થિતિ વધારે પ્રમાણમાં છે, જ્યારે નાનાં ગામોનાં વિભક્ત કુટુંબો સાથે સંયુક્ત કુટુંબો હજી ઠીક પ્રમાણમાં નજરે પડે છે.

વિભક્તતાનું એક બીજું કારણ એ પણ છે કે વડીલશાહી–Patriarchism પોતાનું વિશુદ્ધ સ્વરૂપ પૂર્ણાંશે જાળવી રાખી શકી નથી. નવા યુગના વાયુમાં ઉછરેલા જુવાન પુત્રો અને બાઇઓ પ્રત્યે જે ઉદારદૃષ્ટિ રાખીને વર્તવું જોઇએ, તે ઉદારદૃષ્ટિને અભાવે વડીલશાહી કુટુંબની વ્યક્તિઓના વ્યક્તિત્વને કચડવા મથે, ત્યારે સ્વાભાવિક

તેમની અમદાવાદની સેવા સદા ચિરસ્મરણીય રહે તેવી છે. આ સેવા અનેક રૂપમાં દૃષ્ટિગોચર થાય છે. સર રમણભાઇ હતા તે વખતથી—લગભગ છેલ્લાં ૮ વર્ષથી તેઓ મ્યુનિસિપાલિટીમાં બિરાજે છે. સ્થાનિક મ્યુનિસિપાલિટીમાં તેઓ પહેલાં તો સરકાર તરફથી નિયુક્ત થએલાં હતાં પરંતુ છેલ્લાં લગભગ બે વર્ષથી તેઓ ખાડીઆ વૉર્ડની પ્રજા તરફથી ચુંટાઇને બેસે છે એ તેમની લોકપ્રિયતાનો પૂરાવો છે. લગભગ બે વર્ષ સુધી તો તેમણે અત્રેની મ્યુનિસિપાલિટીમાં ઉપપ્રમુખનું પદ પણ શોભાવ્યું છે. અત્રેની મ્યુનિસિપલ સ્કૂલબોર્ડનાં તેઓ લગભગ છેલ્લાં ૫ વર્ષથી પ્રમુખ છે. અત્રેની સ્થાયી સ્વદેશી બજારના પણ તેઓ પ્રમુખ છે. ગુજરાત સંસારસુધારા સમાજનાં તેઓ મંત્રી છે. તેમના આશ્રય નીચે અનેક જોડાંઓ સંધાયાં છે. અનેક સભાઓ તથા મેળાવડાઓનું પ્રમુખપદ તેમણે દીપાવ્યું છે. 'મહિલામિત્ર' નામનું વાર્ષિકપત્ર પણ તેમના જ તંત્રી પદ નીચે થોડો સમય નીકળ્યું હતું. તેઓ ગુજરાતનાં પ્રથમ સ્ત્રીગ્રૅજ્યુએટ છે. જ્યારે ગુજરાત સુધારાના નામથી પણ અભડાતું હતું તથા તેના સ્ત્રીસમાજમા ૯૯ ટકા જડ રૂઢીઓને અનુસરવાની પરંપરા ઘર ઘાલી રહી હતી તે વખતે લેડી વિદ્યાગૌરી સંસ્કારિતા મેળવવા માટે બહાર પડયાં હતાં અને પ્રથમ ગ્રૅજ્યુએટની પદવી નિડરતાથી ગ્રહણ કરી હતી. તેમણે 'પોથીમાંનાં રીંગણાં' જેવી વાત કદી કરી નથી. તેમણે તો "Words are leaves and deeds are fruits' માંથી "Deeds are fruits"વાળા અંતિમ ભાગને જ અપનાવ્યો છે અને એટલા માટે જ આજે તેમની પાંચે પુત્રીઓ (શ્રી વિનોદિની નીલકંઠ, શ્રી સરોજિની મહેતા, શ્રી સૌદામિની મહેતા, શ્રી જ્યોત્સ્ના મહેતા તથા કુમારી તરંગિણી નીલકંઠ) ગ્રૅજ્યુએટ હોવાનું માન ધરાવી શકે છે.

લેડી વિદ્યાગૌરીના આખા જીવનનો પ્રધાન સૂર સ્ત્રીકેળવણી છે. તેમના હાથ નીચે રાયપુરમાં આવેલી સૌ. દીવાળીબાઇ કન્યાશાળા વગેરે કેળવણીની અનેક સંસ્થાઓ તથા બીજી સંસ્થાઓ ચાલે છે. તેમણે પ્રિય વિષય તરીકે અપનાવેલ સ્ત્રીકેળવણી, સંસારસુધારો, અંત્યજોદ્ધાર તથા સ્વદેશી પ્રચારની ફોરમ લેડી વિદ્યાગૌરીનો સ્થૂલ દેહ કાળના અગાધ સમુદ્રમાં એક વખત અદૃશ્ય થઈ જવા સંભવ છે પરંતુ તેમના સૂક્ષ્મ જીવનમાંથી ફોરતી સદા યે ચિરંજીવ રહેશે અને એટલા માટે લેડી વિદ્યાગૌરી તેમનાં કાર્યોમાં અમર છે.

# કૌટુમ્બિક જીવનમાં વિધવાનું સ્થાન



ચુનીલાલ વર્ધમાન શાહ

હિંદુ સંયુક્ત કુટુંબ પચીસ વર્ષમાં ખાખા-વીખી દશામાં આવી પડ્યું છે. સંયુક્ત કુટુંબની પ્રથાના લાભો છે તેમજ ગેરલાભો પણ છે. સંયુક્ત કુટુંબમાં સ્ત્રી-પુરુષોનો વ્યક્તિવિકાસ મંદ પડે છે, વિભક્ત કુટુંબમાં પ્રત્યેકને વ્યક્તિત્વના વિકાસ માટે મોકળાશ મળે છે; પરંતુ સંયુક્ત કુટુંબમાં ન્યૂન શક્તિનાં, ન્યૂન બુદ્ધિનાં ભાઈ-ભાંડુઓનો, સ્ત્રીઓનો તથા વિધવાઓનો સુખે નિર્વાહ થઈ શકે છે, વિભક્ત કુટુંબોમાં તેઓ દીન-હીન અવસ્થાને પામે છે. આર્ય કુટુંબની ભાવના એકલોહિયા સ્વજનોનો નિર્વાહ સુખે ચલાવવાની છે, તેથી સંયુક્ત કુટુંબ નિભાવવું તે એક સ્વધર્મ મનાયો છે અને ન્યૂન બુદ્ધિ-શક્તિવાળાં સ્વજનોને અર્થે ઇતર બુદ્ધિ-શક્તિસંપન્ન સ્વજનો પોતાના સ્વાર્થનો ભોગ આપે તેને પણ એક પ્રકારની ફરજ માની છે. પાશ્ચાત્ય કેળવણીના વિશેષ વિચારથી આપણે ત્યાં વ્યક્તિગત અસ્મિતા વધી છે, વ્યક્તિત્વની ભાવના વિકસી છે, વ્યક્તિગત સ્વતંત્રતાની તમન્ના પણ જાગી છે: આથી જૂનાં સંયુક્ત કુટુંબો તૂટવા લાગ્યાં છે, વિકસતી જતી કુટુંબવેલો પાંદડેથી જ વિભક્તતાને જુદે જુદે સ્થંભે ચડવા લાગી છે અને વડીલશાહીનો અંત તો લગભગ આવી ચૂક્યો છે એમ કહીએ તો ચાલે. મોટાં નગરોમાં આ વસ્તુસ્થિતિ વધારે પ્રમાણમાં છે, જ્યારે નાનાં ગામોનાં વિભક્ત કુટુંબો સાથે સંયુક્ત કુટુંબો હજી ઠીક પ્રમાણમાં નજરે પડે છે.

વિભક્તતાનું એક બીજું કારણ એ પણ છે કે વડીલશાહી-Patriarchism પોતાનું વિશુદ્ધ સ્વરૂપ પૂર્ણાંશે જાળવી રાખી શકી નથી. નવા યુગના વાયુમાં ઊછરેલા જુવાન પુત્રો અને બાળકો પ્રત્યે જે ઉદારદૃષ્ટિ રાખીને વર્તવું જોઈએ, તે ઉદારદૃષ્ટિને અભાવે વડીલશાહી કુટુંબની વ્યક્તિઓના વ્યક્તિત્વને કચડવા મથે, ત્યારે સ્વાભાવિક

છે કે સંયુક્ત કુટુંબ લાંબો નિભાવ ન કરી શકે. નવા અને જૂના વિચારોના ઘર્ષણને પરિણામે પુત્રો અને પુત્રવધૂઓને સંયુક્ત કુટુંબની વડીલશાહી "સીતમની ભઠ્ઠી" જેવી લાગે છે, તેથી તે તેમાંથી છૂટવાને પોતાનો જૂદો ચોતરો માંડે છે. વિભક્ત કુટુંબના બીજા ગમે તેવા લાભાલાભ થાય, પણ એક વિષમસ્થિતિ તો બહુ અંશે જોવામાં આવે છે કે કુટુંબનાં વૃદ્ધો, અશક્તો, ન્યૂન બુદ્ધિ–શક્તિવાળાં ભાઈ–ભાંડુઓ અને વિધવાઓ અત્યંત દુઃખી થાય છે. અશક્ત માબાપો પુત્રો તથા પુત્રવધૂઓને આંખનાં કણાં જેવાં લાગે છે, કેટલાંક ત્યજાયલાં વૃદ્ધોને જાહેર આશ્રમોમાં જઇ વસવું પડે છે કિંવા અપમાન વેઠતાં ઠેર–ઠેર ભટકવું પડે છે અને વિધવાઓની સ્થિતિ તો કેવળ કફોડી બની જાય છે. જે ન્યાતોમાં વિધવાલગ્નો નથી થતાં, તે ન્યાતોમાં પણ હવે વિશેષ વિધવાલગ્નો થવા લાગ્યાં છે, તેનું એક કારણ વિધવાના નિર્વાહનો પ્રશ્ન પણ છે. સંયુક્ત કુટુંબમાં વિધવાનો નિર્વાહ આસાનીથી થઇ શકે, તે કુટુંબ વિભક્ત થવાને લીધે મુશ્કેલીભર્યો બને છે. જે વિધવાના પતિગૃહે તેમજ પિતૃગૃહે વિભક્ત કુટુંબો હોય છે, તે વિધવાને તો જીવનભર રહેવા માટેનું કોઇ એક નિશ્ચિત સ્થાન જ જાણે હોતું નથી.

વિધવાનું પુનર્લગ્ન સર્વથા ઇષ્ટ કે સર્વથા અનિષ્ટ નથી હોતું. અમુક અપેક્ષાપૂર્વક જોઇએ તો તેમાં ઇષ્ટતા રહેલી હોય છે, અને અમુક અપેક્ષાપૂર્વક અનિષ્ટતા રહેલી હોય છે; પરંતુ કેટલીક એવી વિધવાઓ હોય છે કે જેમને ફરી પરણવાની ઇચ્છા નહિ હોવા છતાં સંયોગોને વશ બની પરણવું પડે છે, એ સ્થિતિ તો ખરેખર અનિષ્ટ છે. વિધવા કેવળ હવસનું ભૂખ્યું પૂતળું હોય છે અને તેથી જ તે પુનર્લગ્નને ઝંખે છે એવી માન્યતા બરાબર નથી. જે વિધવા સ્વદશામાં અસંતોષ અનુભવતી દેખાતી હોય તે હવસની ભૂખી જ હોવી જોઇએ એમ માની લેવાની જરૂર નથી. એક વિધવા જો કોઇ યુવાન પુરુષ સાથે સહજ જ હસીને વાતચીત કરે, તો તેણે માનસિક વ્યભિચારનું પાપ કર્યું એમ માનનારાઓની સમજ એવી હોય છે કે વિધવા હમેશાં કામપિપાસાની તૃપ્તિ માટે જ હવાતિયાં મારતી હોય છે! આ લોકમાન્યતાએ જ ઘણી વિધવાઓ ઉપર દુઃખોના પહાડ વરસાવ્યા છે. વિધવાઓ વડીલશાહીના અત્યાચારોનાં બલિદાન બની રહી છે અને સીતમની ભઠ્ઠીમાં સેકાઈ રહી છે, તેના મૂળમાં આ ગેરસમજ રહેલી છે.

આજે સંયુક્ત કુટુંબની વડીલશાહી સર્વથા ટળી ગએલી છે એમ માની લેવાની જરૂર નથી. મુખ્યત્વે નાનાં અને મધ્યમ પંક્તિનાં ગામો–નગરોમાં કેટલાંક એવાં સંયુક્ત

તથા વિભક્ત કુટુંબોનો પરિચય મને થયો છે કે જે કુટુંબોની વડીલશાહી દીર્ઘદષ્ટિવાળી અને સુવિચારશીલ હોય. આવાં કુટુંબોની વિધવાઓ જુવાનવયમાં પણ પોતાનું જીવન સંતોષપૂર્વક વીતાવતી હોય છે, અને હવસના ઉન્માદે તેમને કોઈવાર પીડી નહિ હોય એમ માનવું પડે છે. આવી વિધવાઓ પુનર્લગ્ન કરવા ઇચ્છતી નથી, તેનું કારણ એ નથી હોતું કે એમાં તેઓ અધર્મ જુએ છે: વસ્તુતઃ તેમને પુનર્લગ્ન આવશ્યક જ લાગતું હોતું નથી. જાતીયતા-sex-તેવી વિધવાઓને કેવળ છોડી ગએલી હોય છે એમ પણ માનવાની જરૂર નથી. તેમનામાં જાતીય વૃત્તિ હોય છે, તેમના જીવનમાં રસનું સ્થાન હોય છે, તેમને હર્ષ-શોકની લાગણીઓ બીજાં માનવીઓના જેવી જ હોય છે, છતાં તેઓ વિધવા-જીવનમાં અસંતોષ અનુભવતી નથી. કારણ કે તેમના માનસને બુદ્ધિપૂર્વક અંતર વિષયોમાં રસ અનુભવતું કરવામાં આવ્યું હોય છે. કેટલાક જુવાન વિધવાઓને ધર્મને માર્ગે વાળે છે. કેટલાક તેમને કેળવણી માટે આશ્રમો કે શાળાઓમાં દાખલ કરે છે, કેટલાક તેમને સાધ્વી બનાવી સંસારમાંથી છૂટી કરે છે: વિધવાની રસવૃત્તિને કિંવા જાતીય કામનાને અંતર દિશામાં વાળવા માટેના આ બધા ઉપાયો છે; પરંતુ જેવી રીતે વાત, પિત્ત અને કફ-વિશિષ્ટ પ્રકૃતિવાળાં જુદાં જુદાં દર્દીઓને એક ઔષધ એક સરખી અસર કરતું નથી. તેવી રીતે બધી વિધવાઓને પવિત્ર જીવન ગાળવા માટે એક સરખો માર્ગ સર્વથા પરિણામદાયી નીવડતો નથી. ઘર અને કુટુંબ-વ્યવહારમાં જ જેને રસ હોય તેવી વિધવાને સાધ્વી બનાવવામાં આવે, તો તેથી તેની રસવૃત્તિને કદાપિ તૃપ્તિ મળે નહિ અને તે અસંતોષ જ અનુભવે. વિદ્યાભ્યાસમાં જેને રસ હોય તેવી વિધવાને ઘરકામમાં ગોંધી રાખવાથી તેને તે વગરસળિયાનું કેદખાનું જ લાગવાનું અને તેની વૃત્તિ કાંઈકાંઈ કુતર્કો બાંધ્યા કરવાની. આપણે ત્યાં 'બ્રહ્મચર્ય—બ્રહ્મચર્ય'ના પોકારો કરવામાં આવે છે, ઉપદેશો આપવામાં આવે છે, તેના શારીરિક લાભો સમજાવવામાં આવે છે, પરંતુ બ્રહ્મચર્યના પાલન માટે જેટલી શારીરિક તૈયારી હોવી જોઈએ, તેટલી મનની તૈયારી પણ હોવી જોઈએ. શરીરની તૈયારી માટે વ્યાયામ જોઈએ અને મનની તૈયારી માટે અમુક નિર્દોષ વ્યાપારમાં પૂરી રીતે ખૂંપી ગએલી રસવૃત્તિ હોવી જોઈએ—કેળવવી જોઈએ. વિધવાઓ પાસે બળાત્કારે [illegible] અને તપશ્ચર્યા કરાવનારાઓ ભૂલી જાય છે કે બ્રહ્મચર્ય માટેની માનસિક તૈયારી વિના બળાત્કારે કરાવવામાં આવેલી શારીરિક તૈયારી સફળ થતી નથી. અંગ્રેજીમાં જેને sublimation of sex—જાતીયવૃત્તિનું

શુદ્ધીકરણ—કહેવામાં આવે છે તે આ શારીરિક—માનસિક તૈયારી છે.

દીર્ઘદર્શી વડીલો સંયુક્ત કુટુંબમાં વિધવાની અવગણના કરતા નથી પણ તેની સર્વોપરિ ગણના કરે છે. વિધવા એટલે પતિ વિનાની, નિરાધાર, સર્વથી તુચ્છ, સર્વની દાસી અને કામગરી, એવી પરિસ્થિતિનો ખ્યાલ વિધવાને નહિ આવવા દેવાને શાણો વડીલ વિધવાને માનને પાત્ર સ્થાન આપે છે. કુટુંબવ્યવહારમાં વિધવા પુત્રવધૂ, ભ્રાતૃપત્ની કાકીને એક કુટુંબનો વડીલ પોતાના સલાહકારનું પદ આપે છે એટલે ઘટતી વાતોમાં તે તેનો અભિપ્રાય લે છે, તેનો મોભો વધારે તેવું કોઈ મહત્ત્વનું કામ તેને ચીંધે છે, ઘરગથ્થુ બાબતોમાં કાંઇ ન્યાય કરવાનું કે વહેંચણી કરવાનું કામ હોય અને જે કામ સાધારણ રીતે મોટેરાઓ કરે તે કામ તે વિધવાને સોંપે છે, વિધવાને બાળક હોય તો ઘરમાં ઘરેણાં-કપડાં વગેરે લાવતી વેળાએ તેના બાળકને પહેલી પસંદગીની તક આપે છે, કોઇકોઈ ઘરમાં તો વિધવાના હાથમાં ઘરના ભંડારની કૂંચી પણ મૂકવામાં આવે છેઃ અને એ રીતે વિધવાની મહત્ત્વાકાંક્ષાનું પોષણ થવાથી તેના વિચારો અને રસવૃત્તિ એ દિશામાં વળે છે. કુટુંબમાં વિધવાના આ ઊંચા મોભાનો દુરૂપયોગ ન થાય, કિંવા વડીલ-શાહીને સ્થાને વિધવાશાહી બીજાંઓને કચડવા ન લાગે તથા ઘરમાં ઇર્ષ્યાનું વાતાવરણ ન ફેલાય તે માટે કુટુંબના વડીલે સાવધાન તો રહેવું જ જોઇએ; પરંતુ સંયુક્ત કુટુંબ નિભાવવાની જવાબદારી જે કાંઇ અંશે વિધવાને શિરે પડે છે, તે તેને બીનજવાબદાર બનતી અટકાવે છે અને તેની ચિત્તવૃત્તિ એ જવાબદારીથી તોપાય છે; તેને નિરાધારીનો કંટક નહિ ખૂંચતો હોવાને લીધે તેના જીવનના અભિલાષો તથા રસોને તૃપ્તિનો અનુભવ થાય છે. આથી વિધવાઓના માનસિક જીવનરસમાં પલટો થવાને લીધે તેમના વિવાહિત જીવનનો અભિલાપ તિરોધાન પામે છે અને તે પવિત્ર વૈધવ્યમાં જ પોતાનું જીવન પૂરૂં કરે છે. સંક્ષેપમાં કહીએ તો વિધવાના જીવનરસનો પલટો બુદ્ધિપૂર્વક કરવાને કુટુંબના વડીલોજ નહિ પણ કુટુંબનાં બીજાં અંગભૂતોએ કાંઇક સંયમ રાખીને પણ તૈયાર થવું જોઇએ; અને જે કુટુંબો એવી સમજપૂર્વક વર્તે છે તે કુટુંબોની વિધવાઓ દુઃખી કે અસંતુષ્ટ હોતી નથી અને પુનર્લગ્નને વાંછતી પણ નથી.

વિધવાના જીવનરસનો પલટો કરવાની દિશાનું આ માત્ર એક ઉદાહરણ થયું. બીજી પણ એવી અનેક દિશાઓ હોઈ શકે કે જે તરફ વિધવાઓને વાળી શકાય. કૌટુંબિક, જાહેર સેવાનું, ગૃહઉદ્યોગનું કે અભ્યાસાદિનું કાર્ય વિધવાના જીવનરસને પોષવા—તોષવા

માટે ઉપયોગી થઈ શકે, પરંતુ એવાં કાર્યોની પસંદગી વિધવાની પોતાની હોવી જોઈએ. ઘણીવાર વડીલ પોતે કોઈપણ કાર્ય પસંદ કરી તે તરફ વિધવાને દોરવા કે દાટવા મથે છે. બીજાઓથી દોરાવાના અને દબાવાના સ્વભાવવાળી વિધવા તે દિશાએ જવા લાગે છે, પરન્તુ તે તેના રસનો વિષય હોતો નથી અને બીજાઓની સૂચનાથી કે દબાણથી પ્રારંભેલા કાર્યમાં તે નિષ્ફળ નીવડે છે તથા એ પરિસ્થિતિ તેને કંટાળો ઉપજાવે છે. આ પ્રતિકૂળતાને કારણે વિધવા એકસરખી અસંતુષ્ટતામાં જ દિવસો ગાળે છે અને તેની ચિત્તવૃત્તિ સ્થિરતા અનુભવતી નથી. શાળા કે આશ્રમમાં દાખલ થઈ અભ્યાસમાં વધવા તરફની કિંવા દીક્ષા લઈને સાધ્વી બનેલી વિધવાઓના પતનના જે દાખલા જોવામાં આવે છે તેમાં મોટે ભાગે તેમની રસવૃત્તિને પિછાન્યા વિના કરવામાં આવેલી ભૂલભરેલી દોરવણી જ કારણભૂત હોય છે. જો ઉચ્ચ કુટુંબના વડીલો ઈચ્છતા હોય કે પોતાના કુટુંબની વિધવા પવિત્ર વૈધવ્યમાં જ જીવન પૂરું કરે તેમણે વિધવામાં રહેલી નૈસર્ગિક લાગણીવૃત્તિનું શુદ્ધીકરણ કરવાને એવા માર્ગો લેવા જોઈએ કે જેથી તેમને પોતાની નિરાધારતાનો, દીનતાહીનતાનો ડંખ લાગે નહિ અને તેમના જીવનરસ તથા અભિલાષને તુષ્ટિ પુષ્ટિ અનુભવવા મળે. પતિત થતી વિધવાઓનાં વિકૃત જીવન માટે તેમનો માનસિક અસંતોષ જેટલે અંશે જવાબદાર હોય છે તેટલે અંશે શારીરિક અસંતોષ જવાબદાર નથી હોતો. આ કારણથી સંયુક્ત કુટુંબમાં કે વિભક્ત કુટુંબમાં વિધવાજીવનના કૂટ તથા નાજુક પ્રશ્નને પણ જ કાળજીથી ઉકેલવામાં આવે એ જરૂરનું છે.

# ગોવિંદકુમાર ભુવન



**સૌદામિની મહેતા**

કલકત્તાની ઉત્તરે નવ માઈલ દૂર હૂગલી નદીને કિનારે પાનીહટ્ટી નામનું એક ગામડું છે. તેમાં શ્રીયુત ગોપાલકુમાર ચૌધરીની એક વિશાલ વાડી છે અને તેની અંદર એક મોટો બંગલો છે. શ્રી ગોપાલકુમારે આ બંગલો અને વાડી એમના પિતા શ્રી ગોવિંદકુમાર ચૌધરીના સ્મરણાર્થે એક બાલિકાઓના આશ્રમને અર્પણ કર્યો છે. આ આશ્રમમાં પતિત સ્ત્રીઓની છોકરીઓ રહે છે અને તેનું નામ ગોવિંદકુમાર ભુવન છે. આશ્રમનું સ્થળ ઘણું રમણીય છે, બરાબર હૂગલીને કિનારે જ આ સંસ્થા આવેલી છે. વાડીમાંથી નદીએ જવા માટે એક સરસ પત્થરનો ઘાટ બાંધેલો છે. ઘાટનાં પગથીઆં ઉપરથી જોતાં હૂગલી નદી ગંભીર અને ભવ્ય લાગે છે. બંગાળી જીવનમાં તેમજ બંગાળી સાહિત્યમાં નદીઓ કેટલું મહત્ત્વનું સ્થાન ભોગવે છે તેનો એ જોઇને પૂરો ખ્યાલ આવે છે.

કલકત્તાના ઘોંઘાટ અને ધમાલમાંથી બહાર નીકળી પાનીહટ્ટી આવી ગોવિંદકુમાર ભુવનની વાડીમાં પ્રવેશ કરીએ છીએ ત્યારે વાતાવરણ એવું સ્વચ્છ અને શાંત લાગે છે, અને મન એવું પ્રફુલ્લ થાય છે કે ત્યાંથી પાછાં કલકત્તા જવાની ઇચ્છા થતી નથી. આજ આઠ વર્ષથી ગોવિંદકુમાર ભુવન ચાલે છે. તેમાં હાલ એંશી બાલિકાઓ રહે છે અને તે બધી જ પતિત સ્ત્રીઓની છોકરીઓ છે. ત્રણ વર્ષની ઉંમરથી માંડીને અઢાર વર્ષ સુધીની છોકરીઓ આ સંસ્થામાં રહે છે. કલકત્તા વીજીલન્સ એસોસીએશન આ સંસ્થા ચલાવે છે. પરંતુ આશ્રમની વ્યવસ્થાની દેખરેખ રાખવા માટે કલકત્તાની સુશિક્ષિત અને સુધારક કુટુંબની સ્ત્રીઓની એક કમીટી નીમવામાં આવી છે, અને કમીટીનાં લગભગ બધાં જ સભ્યો સંસ્થાના કાર્યમાં પૂરતી મદદ કરે છે. આશ્રમના મંત્રીનું કામ શ્રી. મુખરજી (જેઓ Y.M.C.A. કૉલેજસ્કવેર બ્રાંચના સેક્રેટરી છે તે) કરે છે. આશ્રમનું હિત એમનાં

ઢબે વસેલું છે અને અત્યાર સુધીની સફલતા માટે મોટેભાગે એમને ધન્યવાદ ઘટે છે. ગણિકાનો ધંધો કરતી સ્ત્રીઓ પાસેથી ન્હાની છોકરીઓને આશ્રમમાં લઇ આવવાનું કામ મુશ્કેલ છે. આશ્રમના કાર્યવાહકોને ખબર પડે, કે અમૂક ઠેકાણે ન્હાની છોકરીઓ ગણિકાઓ સાથે રહે છે, એટલે એ લોકો પોલીસને ખબર આપે અને પછી પોલીસ તેમને કાયદાની રૂએ આશ્રમમાં પહોંચાડી દે છે. કેટલાક દાખલામાં એવું પણ બન્યું છે કે ગણિકાઓ પોતાની ઇચ્છાથી પોતાની છોકરીઓને ગોવિંદકુમાર ભુવનમાં મૂકી જાય અને કહેતી જાય કે "અમે તો દુર્ભાગ્યે અમારૂં જીવન બગાડ્યું પણ હવે અમારી છોકરીઓને સારે માર્ગે ચડાવજો". આ સંસ્થામાં રહેતી છોકરીઓની સંભાળ રાખવા માટે મિસ બોસ નામનાં એક સુશિક્ષિત બાઇ છે. તે મેટ્રનના કામ ઉપરાંત, છોકરીઓ માટે ચાલતી શાળાનાં અધિકારીનું કામ પણ કરે છે. તેમના હાથ નીચે બીજી પાંચ છ શિક્ષક બ્હેનો છે. બંગલાના નીચલા માળામાં છોકરીઓને રહેવાની ગોઠવણ કરવામાં આવી છે. દરેક ઓરડામાં લોઢાના દસ બાર ખાટલાઓ મૂકવામાં આવ્યા છે. બાજુ ઉપરના એક ઓરડામાં બધી છોકરીઓની કપડાંની પેટીઓ લાઇનબંધ ગોઠવવામાં આવી છે. બંગલાથી થોડે દૂર રસોડું છે. દરરોજ વારાફરતી આશ્રમની છ છોકરીઓ રસોઇ કરે છે. બધી છોકરીઓને સવારમાં ચ્હા અને લુચી (મેંદાની પુરી) આપવામાં આવે છે. પછી જમવા વખત ભાત, શાક, દાળ અને માછલી આપવામાં આવે છે. બપોરની ચ્હા સાથે શીંગાડા (સમોસા જેવું ખાવાનું) અને રાત્રે જમવામાં સવારના ખોરાક ઉપરાંત સદેશ અથવા રસગુલ્લાં આપવામાં આવે છે. આ બધા ઉપરાંત દરરોજ તેમને ફળ ખવડાવવામાં આવે છે. આટલો સારો ખોરાક આપવા છતાં દરેક છોકરી દીઠ મહીને ખાધા ખર્ચ માત્ર સાત રૂપીઆ આવે છે. આનું એક કારણ એ છે કે સંસ્થાની છોકરીઓ વાડીમાં શાક, ભાજી, ફળ ફુલ બધું વાવે છે. તેથી એ ચીજો તેમને કદી પણ બજારમાંથી લાવવી નથી પડતી. વળી છોકરીઓ પોતે જ કોઠાર સંભાળે અને રસોઇ કરે તેથી કોઇ જાતનો બગાડ થતો નથી. આ સંસ્થામાં એક દરવાન, એક માળી અને એક મ્હેતર સિવાય બીજા નોકર ચાકર નથી રાખવામાં આવતા. તમામ કામ છોકરીઓ પોતાને હાથે જ કરે છે. નોકરો ના રાખીએ તો ઘર વધારે સ્વચ્છ રાખી શકાય એ સિદ્ધાંતની ખાત્રી આ સંસ્થા જોઇને થાય છે. કોઈ સુઘડ ગૃહિણીનું ઘર પણ આ સંસ્થા જેટલું ભાગ્યે જ ચોકખું હોય. સુવા બેસવાના ઓરડા જેટલા સ્વચ્છ તેટલાં જ રસોડાં, કોઠાર, પાણિયારૂં વિગેરે સ્વચ્છ અને સરસ રીતે ગોઠવેલાં છે.

બંગલાના ઉપલા માળ ઉપર છોકરીઓ માટે નિશાળ છે. તેમાં એમને સામાન્ય શાળાઓના અભ્યાસ ઉપરાંત બીજું ઘણું શીખવવામાં આવે છે. છોકરીઓને ફરજીઆત કાંતતાં અને વણતાં શીખવવામાં આવે છે અને મોટી ઉંમરની બધી છોકરીઓ એક વરસમાં પોતાના માટે બે સાડીઓ તૈયાર કરે છે. વળી તેમને ચીતરતાં, ભરતાં, ગૂંથતાં શીવતાં અને નેતરનું કામ બનાવતાં શીખવવામાં આવે છે. આ બધી કલાઓ શીખવવાનો હેતુ એ છે કે ભવિષ્યમાં તેમને પોતાનો નિર્વાહ કરવાની મુશ્કેલી ના પડે અને પોતાની માતાઓનો અધમ ધંધો ના કરવો પડે. છોકરીઓએ બનાવેલી સુંદર, ઉપયોગી અને કલામય ચીજો સંસ્થામાં તૈયાર રાખવામાં આવે છે અને ઘણા પ્રેક્ષકો તે વેચાતી લઈ જાય છે. બંગલાના ઉપલા માળ ઉપર એક ઓરડામાં ન્હાની સરખી હૉસ્પિટલ રાખવામાં આવી છે. જો કોઇ છોકરી માંદી પડે તો તેની ચાકરી બીજી છોકરીઓ પાસે કરાવવામાં આવે છે કે જેથી તેમને માંદાની માવજત કરતાં આવડે.

આ સંસ્થાના ખર્ચ માટે બંગાળની સરકાર તરફથી દર મહીને છોકરી દીઠ દસ રૂપીઆ મળે છે, પરંતુ સરેરાશ એક છોકરી ઉપર તેર રૂપીઆ માસિક ખર્ચ થાય છે. કલકત્તા કોરપોરેશન તરફથી આ સંસ્થાને 'ગ્રાંટ' મળે છે તેથી આ સંસ્થાને નાણાંની મુશ્કેલી પડતી નથી. દર ત્રણ મહીને એક વાર આ છોકરીઓની માતાઓ તેમને મળવા અડધા કલાક માટે આવી જાય છે.

આઠ વર્ષથી આ સંસ્થા ચાલે છે, તેમાંથી કેટલીએ છોકરીઓ મોટી થઇ ગૃહસ્થાશ્રમ માંડી આજ સુખી જીવન ગાળે છે. કેટલીક છોકરીઓ શિક્ષિકાનો અને કેટલીક નર્સનો ધંધો કરે છે. આરંભથી તે અત્યારસુધીમાં માત્ર દસ છોકરીઓએ પાછો પોતાની માનો ધંધો ગ્રહણ કર્યો છે. આ પરિણામ ઉપરથી આ સંસ્થાની સફળતા સ્પષ્ટ જણાઇ આવે છે. આશ્રમની એક કન્યાના લગ્નપ્રસંગે હું હાજર હતી. એ લગ્નની વિશેષતા એ હતી કે કન્યાની મા અને વરની મા બંને ગણિકાનો ધંધો કરતી હતી અને બે વચ્ચે ગાઢ મૈત્રી હતી. એ બંને સ્ત્રીઓને પોતાના અધમ જીવન માટે દુઃખ થતું હતું પરંતુ સંજોગવશાત્ તે છોડી શકતી નહોતી. પરંતુ પોતાનાં બાલકો સન્માર્ગે જીવન ગાળે એમ તેમની ઇચ્છા હતી તેથી કન્યાની મા જાતે આવીને પોતાની છોકરીને છેક ન્હાની હતી ત્યારે ગોવિંદકુમાર ભુવનમાં મૂકી ગઇ હતી. તેમજ વરની માએ પોતાના છોકરાને બાલપણથી રામકૃષ્ણ મીશન સોસાયટીના બૉર્ડિંગહાઉસમાં મૂકી ભણાવ્યો હતો. એ બંને

છોકરાં જ્યારે ભણીગણીને પુખ્ત ઉંમરનાં થયાં ત્યારે તેમની માતાઓ ગોવિંદકુમાર ભુવનના વ્યવસ્થાપકોને કહી ગઈ કે અમારાં સંતાનનાં એક બીજા સાથે લગ્ન કરો એવી અમારી ઇચ્છા છે. વ્યવસ્થાપકોને એમાં કંઈ અયોગ્ય ના લાગ્યું તેથી એ લગ્ન નક્કી થયાં. હૂગલી નદીના કિનારા ઉપર આશ્રમનો જે ઘાટ બાંધેલો છે ત્યાં એક ન્હાનોસરખો ચોક બાંધેલો છે. તે ચોકમાં ગોવિંદકુમાર ભુવનની કન્યાઓનાં લગ્ન કરવામાં આવે છે. ચોકની આજુબાજુ બે મોટાં બકુલનાં અને બે સુંદર અશોકનાં ઝાડ છે એટલે લગ્નના પ્રસંગ માટે સ્થળ બહુ યોગ્ય લાગે છે. વળી ઘાટનાં પગથીઆં આગળથી વિશાળ ગંગા વહે છે તે જાણે પરણનાં દંપતીને આશીર્વાદ આપતી હોય એમ લાગે છે. કૃત્રિમ આડંબર વગર કુદરતી સૌંદર્યવાળા સ્થળમાં લગ્નનો પ્રસંગ કેટલો વધારે ગંભીર અને આહ્લાદજનક લાગે છે! તે જોઇને મને આપણે ત્યાંની પોળના ચોકઠામાં, કલાના કંઇપણ ભાન વિના બાંધેલા મંડપો, તેની અંદર ટાંગેલાં કદરૂપાં ચિત્રો અને છબિઓ, મંડપને મોખરે અત્યંત બેડોળ વેશ પહેરી બેઠેલા વાજીંત્રવાળાઓ, તેમનાં વાજાનાં કાન ફોડી નાંખે એવાં અવાજો, મંડપની અંદર બેઠેલાં સ્ત્રીપુરુષોનો કોલાહલ, ખોટું સંસ્કૃત બોલતા બ્રાહ્મણોના ઘાંટા, ચોરીની અંદરથી નીકળતો ધૂમાડો અને લગ્નની જવાબદારી ન સમજતાં વર કન્યા વિગેરે સાંભરી આવ્યું—અને બધું યાદ આવતાં એક નિઃશ્વાસ નંખાઈ ગયો અને આંખ મીંચી દીધી!

ગોવિંદકુમાર ભુવનની બાલિકાઓને જોઇ હૃદય ચીરાઇ જાય છે. એ કન્યાઓ પોતાના કંઇ પણ દોષ વિના જન્મથી જ સમાજમાં કેવું અધમ સ્થાન પ્રાપ્ત કરે છે! જે કન્યાઓ પોતાનાં સદ્ભાગ્યે આવા આવા આશ્રમમાં આવે છે તેમને મોટાં થઇને શિષ્ટ સમાજમાં કંઇક સ્થાન મળે છે. બાકી બીજી અનેક પતિત સ્ત્રીઓની છોકરીઓ, પોતાને માટે જીવનનો બીજો કોઇ માર્ગ ખુલ્લો ન હોવાથી ઇચ્છાએ કે અનિચ્છાએ પોતાની માનો ધંધો ગ્રહણ કરે છે! એ દુઃખદ સ્થિતિનો અંત આણવો હોય તો ગોવિંદ-કુમાર ભુવન જેવા સંખ્યાબંધ આશ્રમો મોટાં શહેરોમાં ચલાવવા જોઇએ. પતિત સ્ત્રીઓનાં સંતાનોની આવી દયાજનક સ્થિતિ હોય છે પરંતુ જે પુરુષો એમના જન્મ માટે જવાબદાર હોય છે તેઓ શિષ્ટ સમાજમાં અગ્રસ્થાન ભોગવે છે. તેઓમાંથી કેટલાક રાજકીય અને કેટલાક દેશની સેવા કરનાર નેતાઓ ગણાય છે અને કેટલાક દેશના હિતેચ્છુઓ ગણાય છે! એમની તરફ કોઇ તિરસ્કારથી જોતું નથી; ઉલટું એમને જ્યાં જાય ત્યાં માન

મળે છે! અને પેલી બિચારી કમભાગી બાલાઓનું જ્યાં ત્યાં અપમાન થાય છે! કેવો ઘોર અન્યાય! આ પુરુષોમાંથી કોઇક કદાચ એમ દલીલ કરી શકે એમાં વાંક અમારો એકલાનો નથી, સ્ત્રીઓ એવો હલકો ધંધો કરે છે તેથી અમે એમાં ફસાઇએ છીએ; પરંતુ એ દલીલ સાચી નથી. કેટલી થોડી સ્ત્રીઓ પોતાની મરજીથી એ ધંધો ગ્રહણ કરે છે? ઘણા દાખલામાં તો એવું જ બન્યું હોય છે કે કુમળી ઉંમરની યુવતીઓને ફસાવીને બળાત્કારે એ ધંધામાં દાખલ કરવામાં આવી હોય છે. વળી કેટલીક વખત ભલી ભોળી છોકરીઓને દુષ્ટપુરુષો પતિત કરે તેથી સમાજમાં તેમને બીજે સ્થાન ન રહેવાથી પરાણે એ ધંધો તેમને સ્વીકારવો પડે છે. હિંદુ સમાજની ક્રૂર રૂઢીઓ કેટલે બધે અંશે સ્ત્રીઓની આ અધમ દશા માટે જવાબદાર છે? ફરજિયાત વૈધવ્ય, વિધવાઓ પ્રત્યે અમાનુષી આચરણ, લગ્નના ગેરવ્યાજબી કાયદાઓ, લગ્નવિચ્છેદનો અભાવ વિગેરે દુષ્ટ રિવાજો કેટલીએ સ્ત્રીઓને અધમ માર્ગે ઘસડી જાય છે! વળી આપણી સમાજની આર્થિક વ્યવસ્થા પણ સ્ત્રીઓની આ દયાજનક સ્થિતિ માટે ઓછી જવાબદાર નથી. જે સમાજમાં ગરીબાઈ ના હોય તે સમાજમાં વેશ્યાવૃત્તિને ભાગ્યે જ સ્થાન હોઇ શકે. આપણા આખા ભારતવર્ષમાં ગોવિંદકુમાર ભુવન જેવી પાંચ દસ સંસ્થા કહાડી સ્ત્રીઓને અધમ માર્ગે જતી અટકાવવાનો જે પ્રયત્ન થાય છે તે તો સમુદ્રમાંથી એક બિંદુ જલને મીઠું કરવા સમાન છે; છતાં એ પ્રયત્ન અત્યંત પ્રશંસનીય છે અને જે સ્ત્રીઓને પોતાની બીજી બ્હેનોનાં જીવન સુધારવાની લાગણી હોય તેમણે તેનું અનુકરણ કરવું જોઇએ. આપણી સમાજ તરફ ઊડતી નજર ફેરવતાં કેટલાએ એવા ધનિકો, કેટલાએ પશ્ચિમના દેશોમાં જઇ ઊંચી ડીગ્રી લઇ આવેલા યુવકો, કેટલાએ એવા દેશનેતાઓ દૃષ્ટિએ પડે છે કે જેમનું ચારિત્ર્ય જોતાં એમ જ થાય કે સમાજને સુધારવાના આપણા બધા પ્રયાસો નકામા છે! સમાજના અગ્રગણ્ય પુરુષોમાંથી કેટલાક તો અનેક યુવતીઓને ફસાવવા માટે મગરૂર થતા હોય છે. પોતાના ક્ષણિક આનંદ માટે યુવતીઓનાં આખું જીવન નષ્ટ કરે છે તેનું તેમને ભાન હોતું નથી. કહેવાતી શિષ્ટ સમાજના પુરુષો, સ્ત્રીઓની ગેરહાજરીમાં સ્ત્રીઓ વિષે હલકી વાતો કરે છે તે જ્યારે આપણને ખબર પડે છે ત્યારે જ સમજાય કે કેટલા થોડા પુરુષો સમાજમાં સન્માન પામવાને યોગ્ય હોય છે! અને તે છતાં સ્ત્રી કરતાં પુરુષ બદલાય નહિ, જ્યાં સુધી ઘરમાં તેમજ સમાજમાં ઊંચું સ્થાન ભોગવે છે! જ્યાં સુધી સમાજની આર્થિક વ્યવસ્થા બદલાય નહિ; જ્યાં સુધી હિંદુસમાજના નિર્દય રિવાજો ફેરવાય નહિ, જ્યાં

સુધી પુરુષો સ્ત્રીઓ તરફ માનની વૃત્તિથી જુવે નહિ અને ટુંકાણમાં જ્યાં સુધી મનુષ્ય સ્વભાવ બદલાય નહિ ત્યાં સુધી સ્ત્રીઓની અધમ દશા રહેવાની જ.

ગોવિંદકુમાર ભુવન જેવી સંસ્થા જોઇ અનેક નિરાશાઓમાં એક આશાનું કિરણ દેખાય છે. કોઈ શ્રદ્ધાળુ મૂર્તિપૂજકને દેવમંદિરમાં જઇ દર્શન કર્યાથી જેવો સંતોષ અને આનંદ થાય તેવી જ લાગણી મને ગોવિંદકુમાર ભુવન જોઇને થઇ અને તેના વ્યવસ્થાપકોને ખરેખરા ધન્યવાદ ઘટે છે એમ થયું.

મળે છે! અને પેલી બિચારી કમભાગી બાલાઓનું જ્યાં ત્યાં અપમાન થાય છે! કેવો ઘોર અન્યાય! આ પુરુષોમાંથી કોઇક કદાચ એમ દલીલ કરી શકે એમાં વાંક અમારો એકલાનો નથી, સ્ત્રીઓ એવો હલકો ધંધો કરે છે તેથી અમે એમાં ફસાઇએ છીએ; પરંતુ એ દલીલ સાચી નથી. કેટલી થોડી સ્ત્રીઓ પોતાની મરજીથી એ ધંધો ગ્રહણ કરે છે? ઘણા દાખલામાં તો એવું જ બન્યું હોય છે કે કુમળી ઉંમરની યુવતીઓને ફસાવીને બળાત્કારે એ ધંધામાં દાખલ કરવામાં આવી હોય છે. વળી કેટલીક વખત ભલી ભોળી છોકરીઓને દુષ્ટપુરુષો પતિત કરે તેથી સમાજમાં તેમને બીજે સ્થાન ન રહેવાથી પરાણે એ ધંધો તેમને સ્વીકારવો પડે છે. હિંદુ સમાજની ક્રૂર રૂઢીઓ કેટલે બધે અંશે સ્ત્રીઓની આ અધમ દશા માટે જવાબદાર છે? ફરજિયાત વૈધવ્ય, વિધવાઓ પ્રત્યે અમાનુષી આચરણ, લગ્નના ગેરવ્યાજબી કાયદાઓ, લગ્નવિચ્છેદનો અભાવ વિગેરે દુષ્ટ રિવાજો કેટલીએ સ્ત્રીઓને અધમ માર્ગે ઘસડી જાય છે! વળી આપણી સમાજની આર્થિક વ્યવસ્થા પણ સ્ત્રીઓની આ દયાજનક સ્થિતિ માટે ઓછી જવાબદાર નથી. જે સમાજમાં ગરીબાઈ ના હોય તે સમાજમાં વેશ્યાવૃત્તિને ભાગ્યે જ સ્થાન હોઇ શકે. આપણા આખા ભારતવર્ષમાં ગોવિંદકુમાર ભુવન જેવી પાંચ દસ સંસ્થા કહાડી સ્ત્રીઓને અધમ માર્ગે જતી અટકાવવાનો જે પ્રયત્ન થાય છે તે તો સમુદ્રમાંથી એક બિંદુ જલને મીઠું કરવા સમાન છે; છતાં એ પ્રયત્ન અત્યંત પ્રશંસનીય છે અને જે સ્ત્રીઓને પોતાની બીજી બ્હેનોનાં જીવન સુધારવાની લાગણી હોય તેમણે તેનું અનુકરણ કરવું જોઇએ. આપણી સમાજ તરફ ઊડતી નજર ફેરવતાં કેટલાએ એવા ધનિકો, કેટલાએ પશ્ચિમના દેશોમાં જઇ ઊંચી ડીગ્રી લઇ આવેલા યુવકો, કેટલાએ એવા દેશનેતાઓ દષ્ટિએ પડે છે કે જેમનું ચારિત્ર્ય જોતાં એમ જ થાય કે સમાજને સુધારવાના આપણા બધા પ્રયાસો નકામા છે! સમાજના અગ્રગણ્ય પુરુષોમાંથી કેટલાક તો અનેક યુવતીઓને ફસાવવા માટે મગરૂર થતા હોય છે. પોતાના ક્ષણિક આનંદ માટે યુવતીઓનાં આખું જીવન નષ્ટ કરે છે તેનું તેમને ભાન હોતું નથી. કહેવાતી શિષ્ટ સમાજના પુરુષો, સ્ત્રીઓની ગેરહાજરીમાં સ્ત્રીઓ વિષે હલકી વાતો કરે છે તે જ્યારે આપણને ખબર પડે છે ત્યારે જ સમજાય કે કેટલા થોડા પુરુષો સમાજમાં સન્માન પામવાને યોગ્ય હોય છે! અને તે છતાં સ્ત્રી કરતાં પુરુષ બદલાય નહિ, જ્યાં સુધી ઘરમાં તેમજ સમાજમાં ઊંચું સ્થાન ભોગવે છે! જ્યાં સુધી સમાજની આર્થિક વ્યવસ્થા બદલાય નહિ; જ્યાં સુધી હિંદુસમાજના નિર્દય રિવાજો ફરવાય નહિ, જ્યાં

સુધી પુરુષો સ્ત્રીઓ તરફ માનની વૃત્તિથી જુવે નહિ અને ટુંકાણમાં જ્યાં સુધી મનુષ્ય સ્વભાવ બદલાય નહિ ત્યાં સુધી સ્ત્રીઓની અધમ દશા રહેવાની જ.

ગોવિંદકુમાર ભુવન જેવી સંસ્થા જોઇ અનેક નિરાશાઓમાં એક આશાનું કિરણ દેખાય છે. કોઈ શ્રદ્ધાળુ મૂર્તિપૂજકને દેવમંદિરમાં જઇ દર્શન કર્યાથી જેવો સંતોષ અને આનંદ થાય તેવી જ લાગણી મને ગોવિંદકુમાર ભુવન જોઇને થઇ અને તેના વ્યવસ્થાપકોને ખરેખરો ધન્યવાદ ઘટે છે એમ થયું.

(અને કયા માણસમાં નબળાઇ નથી?) તો તેની વગોવણી કરે છે, પણ તેની સેવાની કદર તો ક્વચિત જ થાય છે.

* * * *

શ્રીમતી વિદ્યાબ્હેને સાહિત્ય, લલિતકળા, સંસાર સુધારો, મ્યુનિસિપાલિટી, કેળવણી વગેરે ક્ષેત્રોમાં કેટલી સેવા કરી છે તેનાં વર્ણનો મારા કરતાં વધારે સારૂં લખનાર વ્યક્તિઓ તરફથી પ્રગટ થશે. દરેક પ્રજાની સંસ્કારિતાનું માપ તેની સ્ત્રીઓના સંસ્કારપરથી માપી શકાય છે. વિદ્યાબ્હેન અને તેમની પાંચ છોકરીઓએ હિંદી સ્ત્રીઓનું સ્થાન ઊંચું આણ્યું છે અને તેમનું ગૌરવ વધાર્યું છે એમ કોઇપણ કહેશે.

# એક ટૂંકી નોંધ



**સુમન્ત મહેતા**

લગભગ ચાળીસેક વર્ષ પહેલાં શ્રીમતી વિદ્યાબ્હેનને પહેલવહેલાં જોયાં. તે યુગમાં આપણા ગુજરાતી હિંદુ લોકોમાં ધણીધણીઆણી સાથે ફરે એવાં ભાગ્યે પાંચ જ કુટુંબો હશે. શ્રી. વિદ્યાબ્હેનમાં સાદાઈ અને નમ્રતા તરવરી આવતાં હતાં; પડદો કે મલાજો પાળનારી સ્ત્રીઓમાં એક વિચિત્ર પ્રકારની જે શિષ્ટાચારી, દેખાવની શરમ અગર નમ્રતા જોવામાં આવે છે એ નબળાઇવાળી, આત્મશ્રદ્ધાવિનાની, સ્વમાનવિનાની નમ્રતા શ્રી. વિદ્યાબ્હેનમાં નહોતી. એએક વર્ષ પછી એ કુટુંબ સાથે મારે ગાઢો સંબંધ બંધાયો.

* * * *

હમણાં થોડાજ સમય પહેલાં હું એમને લઇને એક ગામડે ગયો. શ્રી. વિદ્યાબ્હેન ગ્રૅજ્યુએટ છે, લેડીની પદવી ભોગવે છે, અમદાવાદની અનેક સંસ્થાઓનાં સંચાલક છે તે જાણીને લોકોએ કોણ જાણે કેવા ભભકાબંધ સવારી આવવાની આશા રાખી હશે, પણ શ્રી. વિદ્યાબ્હેનની સાદાઇ અને સલુકાઇ જોઇને આશ્ચર્યચકિત થઇ ગયાં.

* * * *

મેં નજરે જોએલો નહિ પણ સાંભળેલો પ્રસંગ નોંધવા લાયક છે. ઇન્ડિઅન વિમેન્સ યુનિવર્સિટીની આર્થિક સ્થિતિ નબળી પડી ગઈ હતી ત્યારે સિન્ડિકેટના સભ્યોને માત્ર ત્રીજા વર્ગનું ભાડું મળતું હતું. કેટલોક થોડો ખર્ચ માથે પડતો. ત્રીજા વર્ગના ડબ્બામાં બે પાટલીઓની વચ્ચે પતરાંની પેટીપર એમણે આખી રાત બેઠબેઠ ગાળી હતી એવું મેં સાંભળ્યું હતું. આપણા કાર્યકર્તાઓને તન મન અને ધનનો કેટલો ઘસારો સહન કરવો પડે છે તેનું આ એક દૃષ્ટાંત છે. એવી વ્યક્તિઓનાં શરીર ઘસાઈ જાય છે તેમાં નવાઈ પામવા જેવું નથી. પ્રજા તેમની સેવા સ્વીકારે છે, તેમની કાંઇ નબળાઇ જોય.

(અને કયા માણસમાં નબળાઈ નથી?) તો તેની વગોવણી કરે છે, પણ તેની સેવાની કદર તો ક્વચિત જ થાય છે.

*       *       *       *

શ્રીમતી વિદ્યાબ્હેને સાહિત્ય, લલિતકળા, સંસાર સુધારો, મ્યુનિસિપાલિટી, કેળવણી વગેરે ક્ષેત્રોમાં કેટલી સેવા કરી છે તેનાં વર્ણનો મારા કરતાં વધારે સારું લખનાર વ્યક્તિઓ તરફથી પ્રગટ થશે. દરેક પ્રજાની સંસ્કારિતાનું માપ તેની સ્ત્રીઓના સંસ્કારપરથી માપી શકાય છે. વિદ્યાબ્હેન અને તેમની પાંચ છોકરીઓએ હિંદી સ્ત્રીઓનું સ્થાન ઊંચું આણ્યું છે અને તેમનું ગૌરવ વધાર્યું છે એમ કોઈપણ કહેશે.

# શ્રી વિદ્યાબ્હેન



**શારદાબ્હેન મહેતા**

અમદાવાદનું જાહેર જીવન અને શ્રી વિદ્યાબ્હેન એટલાં બધાં અરસપરસ સંકળાએલાં છે કે એમાંથી એકેનું ભિન્નભિન્ન પૃથક્કરણ થઇ શકે નહિ. છેલ્લાં પાંત્રીસ વર્ષથી સ્ત્રીપ્રગતિના હરેક કાર્ય સાથે એમનો સંબંધ બંધાએલો છે અને શ્રી રમણભાઇના અવસાન પછી અમદાવાદ શહેરની મહત્ત્વની જાહેર સંસ્થાઓ (સ્ત્રીપુરુષ બંનેની)માં તેઓ પોતાની સેવા આપી રહ્યાં છે. રમણભાઇના સહવાસ અને પ્રેરણાનું જ આ પરિણામ છે.

એક નાના સરખા બનાવથી જીવનમાં કેવું પરિવર્તન થઇ જાય છે? વિદ્યાબ્હેનનો લગ્નસંબંધ વર્ષો ઉપર સામાન્ય નાગર કુટુંબના એક યુવક સાથે થવાનો હતો. જો એ ઘટના બની હોત તો વિદ્યાબ્હેનની શી સ્થિતિ હોત તેની કલ્પના કરવી મુશ્કેલ નથી— એકાદ પોળના ખૂણામાં રહીને નિષ્ક્રિય જીવન ગાળતાં હોત. આ ગ્રંથ પ્રસિદ્ધ કરવાની જરૂર પડત જ નહિ. કરોડો સ્ત્રીઓ જન્મે છે, મૃતપ્રાય: જીવે છે ને મરે છે, તેવી સ્થિતિ તેમની યે થાત—પ્રારબ્ધ કહેવાય કે ગમે તે, પણ વસ્તુસ્થિતિ બદલાઇ અને વિદ્યાબ્હેન, વિદ્યાબ્હેન બન્યાં; તેમનાં માતુશ્રી બાળાબ્હેનની દીર્ઘ દૃષ્ટિ અને આપ્તજનોના પ્રયાસથી રમણભાઇ સાથે લગ્નસંબંધ થયો તેને પ્રારબ્ધ તો કેમ કહેવાય?

રા. સા. મહીપતરામ એટલે રૂઢીના કટ્ટર શત્રુ, સામાજિક સુધારાના અગ્રેસર, ધર્મના ઢોંગવિદારક, દરેક પ્રકારના દંભના વિરોધી. તેમના કુટુંબમાં વિદ્યાબ્હેન ગયાં. જન્મથી જ જે સંસ્કાર મળેલા હતા તેવા જ વાતાવરણમાં ભળ્યાં. માતાપિતાની ઇચ્છા, રમણભાઇની સહાનુભૂતિ અને પોતાના ઉત્સાહથી ઉચ્ચ વિદ્યાભ્યાસ કરી શક્યાં; જો રમણભાઇએ સરળતા ન કરી આપી હોત તો શક્ય જ નહોતું. અભ્યાસ કરવાની ઇચ્છા થઇ અને તેનું પોષણ મળ્યું એટલે માર્ગમાં મુશ્કેલી નડતાંનડતાં પણ મનકામના પૂર્ણ થઇ

અને નવું જીવન મેળવ્યું. યુનિવર્સિટીના અભ્યાસથી જ્ઞાનનાં દ્વાર ઉઘડ્યાં અને મનનો વિકાસ થયો.

હાલ જે શિક્ષણ આપણા યુવકોને આપવામાં આવે છે તે પાશ્ચાત્ય પદ્ધતિનું; અને આરંભનાં વર્ષોમાં પાશ્ચાત્ય સંસ્કૃતિની માન્યતા એટલી હતી કે પૂર્વનું એટલે સઘળું તિરસ્કૃત્ય. એ તિરસ્કારવૃત્તિ લાંબા સમય સુધી કેળવાઇ. જૂના જમાનાને વળગી રહેનાર અને નવું ગ્રહણ કરવાના જીજ્ઞાસુઓ વચ્ચે કલહ ચાલ્યા જ કર્યો. પશ્ચિમના લોકોને પૂર્વના માટે જરા યે સન્માન નહિ એટલે પૂર્વનું બધું વર્જ્ય ગણાએલું અને તેને પરિણામે શિક્ષણની પદ્ધતિ જે ભારતવર્ષને તદ્દન પ્રતિકૂળ સ્થપાએલી હતી તે ભારતની સંસ્કૃતિને જરાપણ પોષક રહી નહિ. આપણા દેશ સંબંધી હિંદુ કે મુસ્લીમ વિદ્યાનો ઊંડો અભ્યાસ કરવો હોય તો જર્મનીના વિદ્યાર્થીને અથવા ઑક્સફર્ડ કે લંડનના વિદ્યાર્થીને જે સાધન-સામગ્રી પ્રાપ્ત થાય તેની અરધી પણ ના થાય. કાળબળ બળવાન છે. આજે પ્રચલિત કેળવણીની ખામીનું ભાન થયું છે અને માર્ગશોધન થાય છે.

ઉપર વર્ણવી એ કેળવણીની તાલીમથી સજ્જ થઇને વિદ્યાબ્હેને સંસારમાં મંડાણ કર્યાં. યુનિવર્સિટીની ઉપાધિ મેળવીને ગુજરાતનાં પ્રથમ સ્નાતિકા તરીકે ચોપાસથી પ્રશંસા મેળવી. એ જ પ્રશંસાએ તેમનામાં જીવનની જવાબદારીનું માન જાગૃત કર્યું. જે જ્ઞાન-મંદિરનાં દ્વાર યુનિવર્સિટીની તાલીમે ખુલ્લાં કર્યાં હતાં તેમાં સ્વેચ્છાપૂર્વક-બુદ્ધિપૂર્વક વિ-હરવાનો અને જીવનવ્યવહારમાં તેને ગૂંથી દેવાનો પ્રયાસ તેમણે કર્યો. પણ આ તાલીમ એકલી એમનું સાધન નહોતું. માતાપિતાએ પોતાની જીવનચર્યાથી તેમજ વિચારપૂર્વક સુસંસ્કારનાં બીજ રોપ્યાં હતાં અને શ્રી રમણભાઇની સંગતિથી એ બીજને પોષણ મળ્યું હતું. અલબત્ત, પોતાનામાં સર્વસારગ્રાહી ભૂમિકા તો ખરી જ. આમ સર્વાંગ સાધનના પરિપાક તે વિદ્યાબ્હેન.

એમનાં ગુણગાન કરવાનું મારૂં કામ નથી. માત્ર થોડી હકીકત રજુ કરૂં છું અને વર્ષોના સંબંધથી એ મારો અધિકાર છે એમ માનું છું.

વિદ્યાબ્હેનની સાદાઇ, નમ્રતા, કર્તવ્યનિષ્ઠા એમના પરિચયમાં આવનાર સહુ જાણે છે, પણ બહારથી જાજરમાન દેખાતાં વિદ્યાબ્હેનમાં કેટલી બધી નરમ, ગરીબ પ્રકૃતિ છે તે તો એમનાં કુટુંબીઓ જ જાણે. સામા માણસનો દોષ થયો હોય તો તેના ઉપર કદી ક્રોધ ના કરે. દોષનો બધો પોટલો પોતાના માથા ઉપર જ લઇ લે અને પોતાના

ઉપર ગુસ્સે થાય, અને પરિણામે આંખમાંથી શ્રાવણ-ભાદરવો વરસે. પછી ભલે તે કોઇ મોટો માણસ હોય, નોકર હોય કે બાળક હોય. પોતાનાં બાળકોને ય ઠપકો ન આપે, પોતાને આપે. ઘરનું કામકાજ નોકર મારફત લેવાનું હોય તો એ નોકરને રખેને વધારે તસ્દી પડશે એમ ધારીને પોતાની મેળે જેટલું કામ થાય એટલું કરી નાખે. કામની આળસ જરા યે નહિ અને ન્હાનમ તો બીલકુલ નહિ.

લગ્ન પછી શ્રી મહીપતરામભાઇના ઘરમાં ગયાં ત્યાં સંયુક્ત કુટુંબ. ઉમર તો માત્ર ચૌદ વર્ષની પણ આખા કુટુંબની રસોઇ–પાણી કરી સહુને જમાડીને સાડા દશ વાગ્યામાં શાળામાં જતાં. વર્ગમાં હમેશ પહેલો નંબર જ રાખે. મહીપતરામભાઇ પરીક્ષા લેવા જાય ત્યાં તેમની આવડતથી આશ્ચર્યમુગ્ધ થતા. અમારા મામાઓ અને માસી આગળ તેમની ખૂબ જ પ્રશંસા કરતા. મહીપતરામ તો થોડા જ સમયમાં અવસાન પામ્યા અને તેમનું કુટુંબ વિભક્ત થયું. વિદ્યાબ્હેનને માથે ઘરનો બધો બોજો આવ્યો પણ તેમણે તે ઘણી જ ધીરજથી સહન કર્યો. એમના અભ્યાસમાં રમણભાઇએ ઘણી જ સરળતા કરી હતી. છતાં ગૃહિણી કે પત્ની તરીકેની ફરજમાંથી તદ્દન મુક્ત તો શી રીતે થવાય! અતિથિસ્વાગત, સંતતિપાલન, ઘરનું સામાન્ય કામકાજ અને સાથે રમણભાઇની નબળી તબીયત—આ બધી કાળજી રાખવી પડે. તે કામમાં જો જરા સ્ખલન થાય તો વિદ્યાબ્હેન લાલપીળાં થઇને પોતાની જાત પર આવેશ ઠાલવે. સંતાનના ઉછેરની સાથે તેમજ ગૃહિણીના કામકાજની સાથે યુનિવર્સિટી પરીક્ષા માટે તૈયારી કરવામાં તેમને કેટલી મુશ્કેલી પડતી હતી તેનો ખ્યાલ મારા જેટલો ઘરમાં કોઇને નહોતો. રમણભાઇ કાંઈ આખો વખત ઘરમાં હોય નહિ. અમારાં માતુશ્રી થોડુંક જાણે પણ અભ્યાસના વિષયો મગજમાં ઉતારવાને કેટલો શ્રમ પડે તેનો ખ્યાલ તેમને ક્યાંથી હોય! એમને પોતાને તો અભ્યાસ સંપૂર્ણ કરવાનો ઉત્સાહ એટલે મુસીબતોને ઠોકરે મારવાનો પ્રયત્ન કરે. હું તો સતત એમની સાથે જ વાંચું અને જોઉં એટલે મને તો પૂરેપૂરો ખ્યાલ આવે. અભ્યાસ છોડી દેવા માટે ઘણીવાર કહું પણ ખરી. રમણભાઇને પણ કહું. બંને દૃઢ નિશ્ચયી એટલે પૂરૂં કર્યે જ સિદ્ધિ એમ માનતાં. અલબત્ત બાળાબ્હેનની સક્રિય મદદ ના હોત તો કોઈ દિવસ અભ્યાસ થાત નહિ. પણ તેમાં યે વિદ્યાબ્હેનનો સ્વભાવ એવો કે માતુશ્રીને જેમ બને તેમ ઓછી તસ્દી અપાય તો સારૂં એમ વિચાર કર્યા કરે એટલે ત્રણે બાળકોને પોતાની સામે બેસાડીને કે સૂવાડીને અભ્યાસ કરે. કોઇ વાર મને અકળામણ આવે ત્યારે બાળકોને

બહાર ફરવા મોકલવાનું કહું પણ નજરથી દૂર બાળકોને ધકેલી દેવાં ગમે નહિ. આમ વિચિત્ર સંજોગોમાં કેવી રીતે એમણે આટલી કાર્યસિદ્ધિ કરી એનો આજે વિચાર કરું છું તો યે ગાફેલ થવાય છે. ખરે! એ એક પ્રકારની તપશ્ચર્યા જ હતી અને તે તપશ્ચર્યાને પરિણામે તેમનું જીવન ધન્ય બન્યું છે.

વિદ્યાબ્હેનના આદર્શો વિક્ટોરીઅન યુગમાં ઘડાયા હતા. જમાનો તો કૂદકે ને ભૂસકે ધસ્યો જતો હતો. જૂની ઘરેડમાંથી નીકળીને નવો સ્વાંગ ધારણ કરવો, નવા આદર્શો ઝીલવા, જમાનાના વહેણને અનુસરીને ચાલવું અને સમાજમાં એક ચોક્કસ સ્થાન રાખવું એ સહેલું કામ નથી. રમણભાઇનું વલણ રાજકીય ક્ષેત્રમાં સારૂ વિનીતપક્ષ તરફનું, વિદ્યાબ્હેનનો ઝોક પણ એ જ દિશા તરફ. એટલે જે વખતે અસહકારનો પ્રચંડ જુવાળ ફરી વળ્યો ત્યારે રમણભાઇના મન ઉપર ઘણી જ અસર થઇ—એ વસ્તુસ્થિતિ એમને ભયંકર જણાઇ અને તેની અસર એમના મન ઉપર અને તબીયત ઉપર થઇ. આની સાથે મ્યુનિસિપાલિટીના અધ્યક્ષ તરીકે અત્યંત જવાબદારીના અને બેશુમાર કામને પહોંચી વળવાનું મુશ્કેલ. આ સમયે વિદ્યાબ્હેનની સમય સૂચકતા અને કાર્યદક્ષતાથી ઘણે અંશે રમણભાઇને રાહત મળી. મ્યુનિસિપાલિટી અને વકીલાત શિવાયનાં બધાં કામમાં તેમના સેક્રેટરી માફક કામ કરવામાં માંડ્યું. પોતાના સિવાય બીજા કોઇના કામમાં રમણભાઇને શ્રદ્ધા નહિ—તેથી બીતાં બીતાં, અને ચોંકતાં ચોંકતાં પણ અર્ધોઅર્ધ કામનો બોજો ઓછો કરતાં. ચકડોળે ચઢેલા અસહકારના વાતાવરણમાં ચિત્તની સમતુલના રાખવાનું કાર્ય મુશ્કેલ હતું છતાં વિદ્યાબ્હેનની શાંતિ અને સ્થિરતા અડગ રહી. રાજકીય ક્ષેત્રમાં ઘણે ભાગે તટસ્થ વૃત્તિ ગ્રહણ કરીને સંસારસુધારાનું કાર્ય બને તેટલું કરતાં.

રમણભાઈની પ્રતિષ્ઠા સરકારમાં તેમજ પ્રજાવર્ગમાં જામેલી હતી. વિદ્યાબ્હેનના કાર્યની ખ્યાતિ પણ ખૂબ હતી. સરકાર તરફથી રમણભાઇને નાઇટહુડ મળ્યું અને વિદ્યાબ્હેનને કૈસરે હિંદનો ચાંદ મળ્યો. અમદાવાદની પ્રજાએ અભિનંદનનો વરસાદ વરસાવ્યો. આ દંપતીના મુખ ઉપર એક જ પ્રકારની શાંતિ; ભાવનાનાં આન્દોલનથી મુખરેખામાં કાંઈ જ ફેર ના પડે.

"સુખ પાન થકી નવ મત્ત થઉં
દુઃખમાં તુજને નવ દોષ દઉં"

આ ભક્તવાણી પ્રમાણે જ સદા એમનું વર્તન હતું.

રમણભાઇ યુવાવસ્થામાં ખૂબ આનંદી અને રસિક હતા. તે આનંદનો અને રસિકતાનો લ્હાવો પુષ્કળ માણ્યા પછી ઉત્તરાવસ્થામાં તેમના સ્વભાવમાંથી કામના બોજાને લીધે તેમજ મ્યુનિસિપાલિટીની જંજાળને લઇને આનંદ અને રસિકતા સૂકાઇ ગયાં. માત્ર કામની ધૂન એ જ એમનો આહાર થઇ પડ્યો. એ પ્રસંગે સાહિત્ય તરફ એમનું મન વાળવાને વિદ્યાબ્હેને બહુ પ્રયાસ કર્યો. પુત્ર, પુત્રીઓ અને પુત્રીઓના સંતાનોના સહવાસમાં રહીને જીવનભાર ઓછો કરવાનો, કુટુંબ સ્નેહનું સુખ માણવા તરફ લક્ષ દોરવાનો પ્રયત્ન કર્યો. પણ તેમનું ચાલ્યું નહિં. અને કામની ધૂરા સાથે જ જીવન સંકેલી દીધું.

વર્ષોના સાથીને છેવટની વિદાય આપતાં વિદ્યાબ્હેનના હૃદયને કેટલો કારી આઘાત થયો હશે તેની કલ્પના કરવી મુસ્કેલ છે. છતાં અડગધૈર્યથી આ આપત્તિ તેમણે સહન કરી હતી. મહિનાઓ પછી મને પત્રમાં લખ્યું હતું કે "હરૂં છું, ફરૂં છું અને સંચાની માફક કામ કરૂં છું. એક પણ ઠેકાણે મન ખૂંપતું નથી. જીવનમાં જરાપણ રસ રહ્યો નથી." એ દિવસો ગયા ને રમણભાઇનાં અધૂરાં રહેલાં સઘળાં કાર્યો પૂરાં કરવામાં જ પોતાનું કર્તવ્ય રહેલું છે એમ સમજીને એ માર્ગ તરફ પ્રયાણ કરીને પોતાની પતિભક્તિનું એમણે સાફલ્ય માન્યું છે. આ ઉપરાંત હિંદસ્વાતંત્ર્યના છેલ્લા સંગ્રામને સમયે સરકારનાં અનેક પગલાંથી એમની શ્રદ્ધા બ્રિટીશ ન્યાયમાંથી શિથિલ થઇ અને કાર્યદિશા જનતા સાથે ભળી જઇને ઘણી રીતે બદલી.

રાજકારણ એ એમનો વિષય નથી છતાં અનેક પ્રસંગોએ સરકારી અધિકારીઓને પણ તેમની ત્રૂટિઓનું ભાન કરાવ્યું છે. અધિકારી વર્ગે તેમની નિષ્પક્ષપાત સલાહનો ઉપયોગ કર્યો છે.

સંસારસુધારાના ક્ષેત્રમાં તેમની સેવા અજોડ છે. 'શારદા' કાયદાના અમલમાં એમણે કેટલી કુમળી બાળાઓની માતા સમાન કાળજી કરી છે. વિધવાઓનાં, ત્યજાએલી રઝળી ગએલી અનાથ સ્ત્રીઓનાં તેઓ આશ્વાસનસ્થાન બની રહ્યાં છે. મ્યુનિસિપાલિટીનાં સ્કુલબૉર્ડના ચૅરમેન તરીકે તેમજ સ્ત્રીકેળવણી મંડળના અને મહિલાપાઠશાળાનાં સંચાલક તરીકે કેળવણીના ક્ષેત્રમાં નાનાવિધ સેવા કરી રહ્યાં છે. આ સઘળું તો જગત જાણે છે.

અમારા પિતાના ઘરમાં તો એ પ્રધાન ગણાતાં. પતિનાં એ જીવનમિત્ર હતાં. બન્ધુઓનાં નિઃસ્વાર્થ સ્નેહાર્દ્રી ભગિની છે. મારાં તો માતા સમાન વડીલ બ્હેન તેમજ મિત્ર છે. અમને ભાંડુઓને કોઇપણ દિવસ કોઇપણ પ્રકારનું વૈમનસ્ય થવાનો પ્રસંગ જ નથી આવ્યો.



વિદ્યાબ્હેન • ઈ. ૧૯૨૭માં



ઈ. ૧૯૨૫માં પ્રોવિન્શિયલ સોશિયલ કૉન્ફરન્સનાં પ્રમુખ તરીકે

લેડી વિદ્યાબ્હેન

એક એકના સ્વભાવ એટલાં સમજી ગએલાં, તેમજ એકએકમાં એટલી અટળ શ્રદ્ધા કે એ સ્નેહગ્રંથિ કોઈથી તોડી તોડાય જ નહિ. એક એકનાં હૃદય બરોબર ઓળખ્યાં છે એટલે એમાં કોઈપણ બીજો ઓળો પડતો જ નથી. જીવનમાં આ એક અણમોલો લ્હાવો છે. વ્યવહારમાં અનેક પ્રકારના મતાન્તર છતાં સ્નેહ સ્ખલિત થયો નથી.

પોતાનાં બાળકોનાં વિદ્યાબ્હેન ઘણાં જ સ્નેહાળ માતા છે. એમનાં સંતાનો દેવી સમાન એમને ગણે છે. એ પૂજાને એ યોગ્ય છે. એમનો સ્નેહ બહારથી દેખાય તેવો નથી. ઊંડો અને ગંભીર છે, અને તેથીજ વિશાળ છે. સામાન્ય જનતાને એમનું માનસ સમજવું જરા મુશ્કેલ છે. એમનો સ્વભાવ થોડાબોલો છે; શરમાળ નથી. અહંકારી જરા નથી–પણ બહાર દેખાય એવો ઊમળકો એમનામાં નથી. એમના નિકટના સંબંધમાં આવે તે એમની કિંમત બરોબર આંકી શકે.

અમદાવાદની જનતામાં અનેક સેવાનાં ક્ષેત્ર એમણે સાચવ્યાં છે. વિદ્યાબ્હેન એક વ્યક્તિ નથી રહ્યાં. હવે તો એક સંસ્થારૂપ થઇ ગયાં છે, અને તે પણ એક અપૂર્વ સંસ્થા.

બે જમાનાના અનુભવથી ભરચક જીવનમાંથી કંઈ કંઇ શિખવાનું મળે તેમ છે. જે પ્રકારની લ્હાણી જોઇતી હોય તે લઇ શકાય તેમ છે. ખુલ્લા પુસ્તક જેવું એમનું જીવન છે. જેને જોવું હોય તે જુએ–અને વાંચવું હોય તે વાંચે.

# પરિવર્તનોનાં રેખાચિત્રો

**શ્રી શારદાબ્હેન સુમન્ત મહેતા** બી.એ.

એલિસબ્રિજ આરોગ્ય મંડળના ઉત્સવ સમાહને અંગે શ્રી ચન્દ્રવદન મહેતાએ રચેલું 'આગગાડી' નામનું નાટક ઘણી જ સુંદર રીતે કેટલાંક યુવકો અને યુવતીઓએ થોડા વખત ઉપર ભજવ્યું હતું. સ્ત્રીઓ જ સ્ત્રીપાત્રનો અભિનય કરે, અને પુરુષો જ પુરુષ પાત્ર થાય એ જ પ્રયોગ કળાની દૃષ્ટિએ સુંદર રીતે સફળ થાય

છે. આ પ્રયોગમાં એ જ પ્રમાણે થયું હતું. અને તે ઉપરાંત દરેક વ્યક્તિ સુશિક્ષિત અને કલારસિક હોવાને લઇને નાટચપ્રયોગ બહુ જ પ્રશંસનીય થયો હતો.

સ્ત્રી પુરુષો એકત્ર થઇને નાટચાભિનય કરે, નૃત્ય કરે એ વિચારમાળા મગજમાં ચાલતી હતી એટલામાં નિદ્રાધીન થતાં વિચિત્ર સ્વપ્ન ખડું થયું. નાટચપ્રયોગને પરિણામે કે ગમે તે કારણસર પરન્તુ સામાજિક દૃશ્યનું ચિત્રપટ સ્વપ્નમાં દેખાયું. સ્વપ્ન એટલું તાદૃશ્ય હતું કે હજી પણ આંખ આગળથી ખસતું નથી. એક મોટા કેનવાસના પટ ઉપર જુદાંજુદાં ચિત્રો આલેખેલાં હતાં. દરેક ચિત્રમાં આપણા સમાજમાં છેલ્લાં ચાલીસ વર્ષમાં થઈ રહેલાં પરિવર્તનોનાં રેખાચિત્રો હતાં.

પ્રથમ ચિત્રમાં રાજનગરની એક પ્રાથમિક કન્યાશાળાનું વિશાળ મકાન હતું. પરંતુ કન્યાઓની સંખ્યા સોથી વધારે નહિ. તેમાંયે મોટામાં મોટી વિદ્યાર્થિનીની વય ૧૧ વર્ષથી વધારે નહિ હોય. બધી યે કન્યાઓ ઉચ્ચ ગણાતી કોમની જ માલમ પડતી હતી. જવલ્લે એકાદ બીજી કોમની હોય. બધી જ બાળાઓએ ચણીઓ અને બદન અથવા તે ઉપર હોરણી પહેરી હતી. વસ્ત્રો બધાં વિદેશી જ હતાં. તેલ ઘાલીને માથા પર સખત ખેંચીને અંબોડો વાળેલો હતો. હાથે, કાને, નાકે અને ગળામાં આભુષણો પહેરેલાં હતાં. પગમાં પગરખાં કોઇપણ પ્રકારનાં નહોતાં.

એક બીજા પટપર ઉચ્ચ ગણાતી નાગર કોમના એક કુટુંબ વચ્ચે લગ્નવિધિ થઇ રહ્યો હતો. દશ વર્ષની કન્યા અને ચૌદપંદર વર્ષનો વરરાજા. કન્યા બીચારી આંખ મોં ઢાંકીને ઠાવકી ડાહી થઇને બેઠેલી હતી. રખેને કપડાની અંદરથી આંખ ઉઘાડીને ભાવિપતિ તરફ દૃષ્ટિ કરે તેથી પાસે બેઠેલા મામાએ તેની આંખો પોતાના હાથ વતી ઢાંકી હતી. કન્યાનાં માતાપિતા કન્યાદાનનું પુણ્ય પ્રાપ્ત કરવા પાસે બેઠેલાં હતાં. માતાએ પણ લાંબો ઘુમટો તાણેલો હતો ને ભારેભાર આભૂષણોથી શરીર ઢાંકી દીધું હતું.

ત્રીજા ચિત્રમાં ખાળકુવા પાસે ગંદવાડની અંદર ન્યાતની પંગત જમવા બેઠેલી હતી.

પછીના ચિત્રમાં (જે ચિત્ર લગભગ દશ વર્ષ પછીનું હતું) કન્યાઓની હાઇસ્કૂલનું ચિત્ર હતું. ઇંગ્લીશ અભ્યાસ કરતી જૂજ બાળાઓ પારસી–ખ્રિસ્તી છોકરીઓની સાથે માલમ પડતી હતી. પોષાકમાં ઝાઝો ફેર નહોતો. પરંતુ માથાપર સીધા સેંથાને બદલે કાંઇક કાંઇક વાંકો સેંથો હતો. હોરણીઓ થોડી હતી. ઉચ્ચ વર્ણની સાથે થોડીક કારીગર વર્ગની બાળાઓ પણ હતી. અંગ પર સોના ચાંદીના દાગીના ઓછા હતા. પાસે એક

છોકરાઓની કૉલેજ હતી. તેમાં છોકરાની સાથે પ્રવેશ કરતી બેત્રણ યુવતીઓ હતી. આગળપાછળ છોકરાઓ ઠઠ્ઠામશ્કરી કરતા ઊભા હતા. બસો ત્રણસો છોકરાઓના વૃન્દમાં માત્ર બેત્રણ બાળાઓ નીચું જોઈને ગંભીરતાથી જતી જણાતી હતી. તેમનામાં ઊંચું જોવાની હિંમત નહોતી, એકાદ બે છોકરાઓના હાથમાં પથરા હતા અને યુવતીઓ તરફ તાકતા માલુમ પડતા હતા. બાળાઓ બહુ જ સાદા વેશમાં નમ્રતાથી જતી જણાતી હતી.

એક બીજા ચિત્રમાં લગ્નમંડપ હતો. પુરુષો વરઘોડાની ધમાલ કરી રહ્યા હતા. યુવકોએ પણ મોટાં પાઘડાં માથે પહેરેલાં હતાં અને બેસ તાણીને મહાલતા હતા. સ્ત્રીઓના પોશાકમાં પારસીનો ખૂબ જ નકલી પોષાક જણાતો હતો. ઝીણાં વસ્ત્રો, બલુનની માફક ઊડતી બદનની બાંય, નાજુક આભૂષણો, માથે વાંકી સેંથી ને ઢીલા ઝુલતા અંબોડા. કન્યાની વય પંદરસોળ વર્ષની અને વીસબાવીસ વર્ષની વયનો વર.

વળી એક ચિત્રમાં વિશાળ જાહેરસભા હતી. કોઈ પરદેશી વક્તા માંચડા ઉપર ઊભો હતો. લાંબા હાથ કરીને બોલતો જણાતો હતો, સભામંડપ પુરુષોથી ભરાઈ ગયો હતો. આગળ લાઇનમાં માત્ર બે કે ત્રણ સ્ત્રીઓ શ્રોતાવર્ગમાં હતી. ત્યારપછીના ચિત્રમાં પરીક્ષાનો મંડપ હતો. સંખ્યાબંધ છોકરાઓ અંદર દાખલ થતા હતા. કન્યાઓની સંખ્યા પણ ઠીકઠીક પ્રમાણમાં હતી. તેમાં યે ઉચ્ચવર્ણની ગુજરાતી બ્હેનો હિંમતભેર આગળ જતી હતી. છોકરાઓ પોતાને રસ્તે ચાલ્યા જતા હતા. છોકરીઓ દાખલ થતી હતી તેની જરાએ પરવા કર્યા વગર ચાલ્યા જતા હતા. પાસે એક કન્યાશાળાના મકાનમાં જાહેર મેળાવડો સ્ત્રીપુરુષોનો હતો. કન્યાઓ સંવાદો અને ગરબાનો કાર્યક્રમ બેધડક કરે જતી હતી. કન્યાઓની વય પણ સોળ સત્તર વર્ષની હતી.

વળી એક ચિત્રમાં છોકરીઓની કૉલેજમાં છોકરીઓ અને છોકરાઓ સાથે વાતચીત કરતાં દાખલ થતાં હતાં. પોષાક બંનેનો તદ્દન સાદો, સ્વચ્છ, સફેદ, સ્વદેશી. બંનેના પગમાં ચંપલ. નિખાલસ હૃદયથી વાર્તાલાપ કરતાં તેઓ માલુમ પડતાં હતાં.

જાહેરસભાનું એક દૃશ્ય. દેશના કોઈ પ્રખ્યાત નેતા વક્તા તરીકે. ખુલ્લા મેદાનમાં સભાનું સ્થાન. શ્રોતાવર્ગથી ચીકાર ભરાઈ ગએલું. પુરુષો તેટલીજ લગભગ સ્ત્રીઓ. સઘળાં ખાદીવસ્ત્રમાં સજ્જ થએલાં—સ્ત્રીઓના અંગપર આભૂષણનું નામ નહિ—સભાની વ્યવસ્થા સાચવવાને યુવકો અને યુવતીઓ, સ્વયંસેવક અને સ્વયંસેવિકાઓના બિલ્લા પહેરીને ફરતાં હતાં. કન્યાઓની સંગીતમંડળી સીતાર, દિલરૂબા, તબલાં, જલતરંગ ઇત્યાદિ ભારતીય

વાદ્યો સાથે સુશોભિત રીતે જમીનપર બેઠેલી. સમસ્ત સભા ગાલીચા ઉપર જ બેઠેલી. વક્તા માટે એક વ્યાસપીઠ કરેલી. પાસેના એક પટ પર જાહેર જલસો. બાળાઓના ગરબા; તાળી નહિ પણ નૃત્યને મળતા અંગમરોડો. ઝગઝગાટ વસ્ત્રાભૂષણ; વસ્ત્રો ઘણે અંશે સ્વદેશી, કાંઇક મારવાડી ઢબનાં—યુવતીઓએ પણ સાડીને બદલે મારવાડી ચુંદડીની રંગબેરંગી ઓઢણી, મોટા મારવાડી ચળકતા ઘાઘરા, પગમાં ઘુઘરા, હાથપર બંગડીઓના ખડકલા, બદનની બાંય ટુંકી અથવા બાંય વગરનાં—માથાપર ઓઢણીનો છેડો નહિં—ઉઘાડું માથું—લાંબા ચોટલા એકંદરે કળા તરફ દૃષ્ટિ વિશેષ—આગલા ચિત્રની જીવનની સાદાઇથી ઉલટું જ દૃશ્ય.

સાર્વજનિક શાળા—છોકરાઓ અને છોકરીઓ સહશિક્ષણ લઇ રહેલાં. છત્રી, ચંપલ સાથે હાથમાં પુસ્તક લઇને ચાલતી, સંખ્યાબંધ મોટરો અને ગાડીઓમાં બેસીને શાળામાં જતી—કેટલીએક સાઇકલ પર જતી—કૉલેજના મેળાવડામાં વિદ્યાર્થીની સાથે વિજ્ઞાનના પ્રયોગ કરતી, વાદ્ય વગાડતી, નૃત્ય કરતી, અભિનય કરતી, ઉત્સાહી, આનંદી, નીડર ગુજરાતી બાળા નાતજાતના ભેદ દૂર કરીને કૉલેજની મિજબાનીમાં એકસાથે ભાગ લેતી જણાતી.

રાજનગરનાં ચિત્રપટની સાથે બેચાર ગામડાંનાં દૃશ્યો પણ હતાં. એક પટ પર ખેડુતની સ્ત્રી સખત મજૂરી કરતી, ઢોરોને ચારો નીરતી, ઘંટી દળતી, રસોઇ કરતી, બાળકને ધવડાવતી, પાસે ખેડુત હુકો તાણતો પડોશી સાથે વાતોના તડાકા મારતો બેઠેલો જણાતો. બીજા પટ પર ખેડુતોનાં બાળક-બાળકીઓ માટેના એક છાત્રાલયમાં ખેડુતની કન્યાઓ વિદ્યાભ્યાસ કરતી, ઘરસફાઇનું કામ કરતી, કપડાં શિવતી, રમકડાં બનાવતી, રેંટીઓ કાંતતી, કપડાં વણતી જણાતી હતી.

ચિત્રવિચિત્ર દૃશ્યોની છાપ મગજ પર અંકાઈ ગએલી. નિદ્રામાંથી એકદમ જાગ્રત થઇને આપણા સમાજના વિચારોના સંક્રમણમાં મગજ ચકડોળે ચડ્યું.

ઘણાં મિત્રો અને શુભેચ્છકો તરફથી મને કહેવામાં આવે છે કે તમારા પરિચયમાં આવેલી વ્યક્તિઓ સંબંધે જે કાંઇ સંસ્મરણો હોય તે પ્રસિદ્ધ કરો: આરંભમાં જ કહી દેવું જોઇએ કે હું કાંઇ એવી મહત્ત્વના સ્થાને મુકાઈ નથી કે બહુ જાણીતા માણસોના સમાગમમાં આવી શકું. વિશેષમાં મારી યાદદાસ્ત પણ સચોટ વર્ણન કરી શકાય તેવી નથી અને કોઇ જાતની નોંધ રાખવાની ટેવ નથી. વળી અમારા ઘરનું વાતાવરણ એવું કે ઝાઝું મિત્રમંડળ કે ઘણા જણની સાથે નિકટના સંબંધ નહીં. તથાપિ માગણી કરનારના આગ્રહને વશ થઇ કેટલાંક આવાં સ્મરણો રજુ કરવાની રજા લઉં છું. બાળપણમાં મારા મોસાળમાં એટલે રા.બા. ભોળાનાથ સારાભાઈના ઘરમાં હું ઘણે ભાગે રહેલી. ત્યાંનું વાતાવરણ જુદું જ. અનેક જાણીતાં સ્ત્રીપુરુષો આવે અને જાતજાતના પ્રાંતપ્રાંતના માણસો નજરે પડે પરંતુ એ બાળજીવન તો અતિ ટૂંકું હોઇ ત્યાંનાં બહારથી આવતાનાં સ્મરણો નહીં જેવાં છે. એ ઘરની વ્યક્તિઓ સંબંધે તેમજ પાછલા જીવનમાં પરિચયમાં આવેલાં સ્ત્રીપુરુષોના સંબંધે થોડુંઘણું લખી શકાશે એમ જણાય છે. એમાંથી બીજાંને ઉપયોગનું તો થોડું જ નીકળશે પરંતુ તેથી જો કોઇને આનંદ મળશે તો આ પ્રયત્ન સફલ થએલો ગણીશ.

૧

## રા.બા. ભોળાનાથ સારાભાઈ

રા.બા. ભોળાનાથભાઇ તે મારા માતામહ થાય. તેમના સંબંધી એક લેખ કેટલાંક વર્ષ પૂર્વે 'શ્રી ભક્ત' નામના માસિકમાં આપેલો હતો. તેઓનું સવિસ્તર જીવન ચરિત્ર પણ લખાએલું છે. મારી અંગત સ્મૃતિઓ તેમના સંબંધની કાંઇક નોંધવી જોઇએ એમ મને લાગે છે. અમારા એ દાદાને જેમણે જોયા હશે તે એમના પ્રભાવશાળી દેહ અને ધીરગંભીર મુખાકૃતિ સંબંધે એકમત હશે. ગૌરવર્ણ, સૌમ્ય આંખો, પૂજ્યભાવ ઉત્પન્ન થાય તેવા હાવભાવ એ સર્વથી તેમના સમાગમમાં આવતા સર્વકોઇને તેઓ આકર્ષી

લેતા. સુજનતાનો એ ભંડાર હતા. ઘરમાં બેત્રણ ડઝન પૌત્ર-પૌત્રીઓ, દોહિત્ર-દોહિત્રીઓનો વસવાટ જેથી ગડબડ, કોલાહલ; તોફાન, ધીંગાણાં તો રોજના બનાવ હતા. પરંતુ કોઇ પણ વખતે તેઓએ ક્રોધ કરી કોઇને ધમકાવ્યાં કે શિક્ષા કરી હોય એવું મને યાદ નથી. બીજાં વઢે તો અટકાવે અને સહુની દયા ખાય એવો એમનો સ્વભાવ હતો. મારૂં નામ તેમણે જાતે પાડેલું એમ મને સમજણ આવી ત્યારે કહેવામાં આવેલું. પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનું નામ તે વખતમાં જગબત્રીસીયે હતું અને પુત્રનો જન્મ થાય તો વિદ્યાસાગર નામ પાડવા તેમની ઇચ્છા હતી તે બદલે પુત્રીનો જન્મ થયો તેથી તેમણે મારૂં નામ પોતાની ઇચ્છાને અનુસાર પાડ્યું. અમારા બાલમંડળમાંથી જેઓ પ્રાર્થના સમાજની ઉપાસનામાં નિયમિત હાજરી આપે તેના તરફ એમનું ધ્યાન દોરાતું. नमस्ते सते ते जगत्कारणाय। એ સ્તોત્રનું નાનું પતાકડું અમને સૌને એકવાર આપી મોઢે કરવા કહેલું. બધાંમાં મેં સહુથી પહેલું તૈયાર કરી તેમને સંભળાવેલું જેથી તેઓ ઘણા પ્રસન્ન થએલાં. દરરોજ સાંજે ચારઠમાં બેસી ફરવા જવાનો તેમનો રીવાજ હતો અને બાળકો ઘણાં એટલે વારાફરતી અમારો વારો કોઈકોઇવાર આવતો. તે વખતે કેટલીક વાતો તેમની તરફથી સાંભળવામાં આવતી. બાકી સામાન્ય રીતે એમને અમે એટલા ઉંચા માનતાં કે તેમની પાસે જઇ વાત કરવાની અથવા તેમની સાથે રમવાની હિંમત નહોતાં કરતાં. એમની શાંતતા અજબ હતી. તેમના કુટુંબીઓને ઓળખનાર ભાગ્યે જ કલ્પના કરી શકે. એક પ્રસંગે બારણા વચ્ચે આડી લાકડી મેં રમતમાં ભેરવી દીધેલી. તેજ વખતે પાસેનો ખંડ જે ઉંચો હતો ત્યાંથી ઉતરીને તેઓ આવ્યા અને લાકડી ન દેખાવાથી ઉંધે મસ્તકે જોરથી પડ્યા. વાગ્યું પણ ખરૂં. કોણે લાકડી મુકી છે એમ આસપાસના તરફથી તપાસ થતાં મારે કબુલ કરવું પડ્યું, પણ તેમની તરફથી જરાકે ઠપકો મળ્યો નહીં એમ મને બરાબર સાંભરે છે. મારી ઉમર પાંચ છ વરસની હશે. ઘણીવાર મોટાંઓ બાળકોના નજીવા દોષ માટે બીજી કાંઇ તપાસ કર્યા વગર પહેલાં તો તેમને ધીબી જ નાખે પછી બીજી વાત. પરંતુ તેઓએ હસીને નરમ શબ્દોમાં આવું ન કરવા શીખામણ આપી.

નીકોલ ગામના તેઓ ઇનામદાર હતા. ત્યાંના એક પુરાણી જેઠાભટ્ટ નામે ઘણીવાર એમને ત્યાં આવતા, અને તેમની પાસે વાર્તાઓનો ભંડાર હતો. જ્યારે આવે ત્યારે જેઠાભટ્ટ વાત કહો એમ અમે માગણી કરીએ જ. જુના જમાનાના માણસોની શૈલીમાં લોકવાર્તાઓ રસ મુકીને તેઓ કહેતા એથી અમારો એમના તરફ પક્ષપાત હતો. એમનું જ્ઞાન પરિમિત



રા. બા. ભોળાનાથ સારાભાઈ

હતું પણ તેનું તે વખતે અમને ભાન નહોતું. એક વરસ પુરુષોત્તમ માસમાં અમારાં મોટાં મામીએ અધિકમાસની કથા કહેવા તેમને બેસાડ્યા તેનું શ્રવણ મેં જેઠાભટના

લેતા. સુજનતાનો એ ભંડાર હતા. ઘરમાં બેત્રણ ડઝન પૌત્ર-પૌત્રીઓ, દૌહિત્ર-દૌહિત્રીઓનો વસવાટ જેથી ગડબડ, કોલાહલ; તોફાન, ધીંગાણાં તો રોજના બનાવ હતા. પરંતુ કોઇ પણ વખતે તેઓએ ક્રોધ કરી કોઇને ધમકાવ્યાં કે શિક્ષા કરી હોય એવું મને યાદ નથી. બીજાં વઢે તો અટકાવે અને સહુની દયા ખાય એવો એમનો સ્વભાવ હતો. મારૂં નામ તેમણે જાતે પાડેલું એમ મને સમજણ આવી ત્યારે કહેવામાં આવેલું. પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનું નામ તે વખતમાં જગબત્રીશીયે હતું અને પુત્રનો જન્મ થાય તો વિદ્યાસાગર નામ પાડવા તેમની ઇચ્છા હતી તે બદલે પુત્રીનો જન્મ થયો તેથી તેમણે મારૂં નામ પોતાની ઇચ્છાને અનુસાર પાડ્યું. અમારા બાલમંડળમાંથી જેઓ પ્રાર્થના સમાજની ઉપાસનામાં નિયમિત હાજરી આપે તેના તરફ એમનું ધ્યાન દોરાતું. नमस्ते सते ते जगत्कारणाय। એ સ્તોત્રનું નાનું પતાકડું અમને સૌને એકવાર આપી મોઢે કરવા કહેલું. બધાંમાં મેં સહુથી પહેલું તૈયાર કરી તેમને સંભળાવેલું જેથી તેઓ ઘણા પ્રસન્ન થએલાં. દરરોજ સાંજે ચારટમાં બેસી ફરવા જવાનો તેમનો રીવાજ હતો અને બાળકો ઘણાં એટલે વારાફરતી અમારો વારો કોઈકોઇવાર આવતો. તે વખતે કેટલીક વાતો તેમની તરફથી સાંભળવામાં આવતી. બાકી સામાન્ય રીતે એમને અમે એટલા ઉંચા માનતાં કે તેમની પાસે જઇ વાત કરવાની અથવા તેમની સાથે રમવાની હિંમત નહોતાં કરતાં. એમની શાંતતા અજબ હતી. તેમના કુટુંબીઓને ઓળખનાર ભાગ્યે જ કલ્પના કરી શકે. એક પ્રસંગે બારણા વચ્ચે આડી લાકડી મેં રમતમાં ભેરવી દીધેલી. તેજ વખતે પાસેનો ખંડ જે ઉંચો હતો ત્યાંથી ઉતરીને તેઓ આવ્યા અને લાકડી ન દેખાવાથી ઉંધે મસ્તકે જોરથી પડ્યા. વાગ્યું પણ ખરૂં. કોણે લાકડી મુકી છે એમ આસપાસના તરફથી તપાસ થતાં મારે કબુલ કરવું પડ્યું, પણ તેમની તરફથી જરાકે ઠપકો મળ્યો નહીં એમ મને બરાબર સાંભરે છે. મારી ઉમર પાંચ છ વરસની હશે. ઘણીવાર મોટાંઓ બાળકોના નજીવા દોષ માટે બીજી કાંઇ તપાસ કર્યા વગર પહેલાં તો તેમને ધીબી જ નાખે પછી બીજી વાત. પરંતુ તેઓએ હસીને નરમ શબ્દોમાં આવું ન કરવા શીખામણ આપી.

નીકોલ ગામના તેઓ ઇનામદાર હતા. ત્યાંના એક પુરાણી જેઠાભટ્ટ નામે ઘણીવાર એમને ત્યાં આવતા, અને તેમની પાસે વાર્તાઓનો ભંડાર હતો. જ્યારે આવે ત્યારે જેઠાભટ્ટ વાત કહો એમ અમે માગણી કરીએ જ. જુના જમાનાના માણસોની શૈલીમાં લોકવાર્તાઓ રસ મુકીને તેઓ કહેતા એથી અમારો એમના તરફ પક્ષપાત હતો. એમનું જ્ઞાન પરિમિત

છું. નાનપણમાં ઈશ્વરની પ્રાર્થના કરવાનું અમને કહેવામાં આવતું અમે તે કરતાં. હું આંખમીચી ઈશ્વરનું ધ્યાન ધરવાનો પ્રયત્ન કરતી ત્યારે આ પ્રતાપી પુણ્યાત્માની ઉપર કહેલી એમાંથી એક છબિ મારા અંતરચક્ષુ આગળ ખડી થતી. મને લાગતું કે પરમેશ્વર આવાજ હોય; આથી વધારે સારા શી રીતે હોઇ શકે!

## ૨

## સ્વ. જીથુબ્હેન

રા.બા. ભોળાનાથભાઈનાં જ્યેષ્ઠ પુત્રી જીથુબ્હેન અથવા જીથુબા હિંદુસમાજમાં ભાત પાડે તેવી વ્યક્તિ હતાં. મારા નાનપણમાં તેમની પાસે રહેવાનો ઘણો પ્રસંગ આવેલો અને તેમણે અનેક સંસ્કારો મારા પર પાડેલા છે તે આજે સાભાર યાદ કરૂં છું. લક્ષાધિપતિ બાપનાં આ અસાધારણ બુદ્ધિશાળી દીકરી એ મોટા ઘરનો તમામ કારભાર પોતે ચલાવતાં. અતિશય કડક સ્વભાવનાં હોઈ શિસ્તપાલનમાં બહુ જ આગ્રહી હતાં. પચાસ માણસનું કુટુંબ એક આંગળી ઉચી કરી કાબુમાં રાખી શકતાં. અમદાવાદમાં તે સમયે આંગળીને વેઢે ગણીએ તેટલાં પ્રતિષ્ઠાવાળાં ને શ્રીમંત કુટુંબો હતાં તે બધાંમાં જીથુબ્હેનનો માન ને મોભો અત્યંત હતો. ઘરમાં અને સગાંસંબંધીઓમાં 'બ્હેન' એ નામથી જાણીતાં હતાં અને સહુને આકર્ષવાની અજબશક્તિ તેમનામાં હતી. ભોળાનાથભાઇના સંબંધમાં આવનાર સહુકોઇને તેઓ 'બ્હેન' સાથે ઓળખાવ્યા વિના રહે નહીં. કલકત્તા, મહાબળેશ્વર આદિ સ્થળોએ મુસાફરીમાં હમેશ સાથે જીથુબ્હેન તો હોય જ. માતાના મૃત્યુ પછી પિતાની સેવા ઉઠાવવાનું સર્વ કાર્ય તેમણે માથે લીધેલું હતું. દેશપરદેશના મિત્રો, જીથુબ્હેનને હજુ પણ યાદ કરે છે. ટાગોર કુટુંબના સ્ત્રીવર્ગ સાથે અમદાવાદમાં સારી રીતે ભેળાએલાં હોઇ સામાજિક અને ધાર્મિક વિચારમાં સમયના પ્રમાણમાં ઘણાં જ આગળ વધેલાં હતાં. ભોળાનાથભાઇની ધાર્મિક પ્રવૃત્તિઓ અને સામાજિક સુધારણાનાં કાર્યોમાં તેમનો સંપૂર્ણ ટેકો બલ્કે ખૂબ આગ્રહ. એટલે સુધી કે એ સંપૂર્ણ સહાનુભૂતિ ન હોત તો તેઓ ઘણે દરજ્જે આગળ વધવામાં અટકત. જીથુબ્હેનના મનનું બંધારણ બુદ્ધિપ્રધાન હતું. ચાલતા આવેલા સાંસારિક રીવાજોની અનિષ્ટતા, ધર્મને નામે ચાલતાં

માન ખાતર કરેલું અને તે આખો માસ દરરોજ નદીએ નાહેલી. આ વાત દાદાને કાને જતાં તેમણે પૂછેલું અને જો કે પોતે ચુસ્ત પ્રાર્થના સમાજના માનનારા છતાં હસીને મને વિદાય કરેલી. એજ જેઠાભટ પાસે રામાયણનું શ્રવણ કરેલું અને પોળને નાકે મહાભારતની કથા કોઇ માણભટે કહેલી તે અથથી ઇતિ સુધી સાંભળી હતી.

પ્રાર્થના સમાજનો વાર્ષિક ઉત્સવ એ તે સમયમાં ભોળાનાથભાઇને ત્યાં દરવરસનો ભારે પ્રસંગ હતો. આખા ઘરમાં ઉત્સાહનું વાતાવરણ પ્રસરી રહેતું. લગ્ન જેવા માંગલિક પ્રસંગનો સહુકોઇને સાક્ષાત્કાર થતો. બહારગામ ગએલાં કુટુંબીઓ નજીકમાં હોય તો અમદાવાદ આવે; બીજા ગામથી સમાજના મેંબરો મહેમાન તરીકે આવેલા હોય અને કોઇ મોટું પર્વ ઉજવાતું હોય એવું દરેકના મનમાં થતું. સમાજની સ્થાપના અને તેને ચાલુ રાખી શકાયાનો સંતોષ એનું મહત્ત્વ ભોળાનાથભાઇને પોતાને અતિશય હતું અને તેથી જ વાર્ષિકોત્સવમાં હર્ષ અને ઉલ્લાસનાં પૂર જણાતાં.

ભોળાનાથભાઈ ખરેખરૂં વાનપ્રસ્થ જીવન ગાળતા હતા. આવડા મોટા ઘરનો કારભાર, એ ગામનો વહીવટ અને નાતજાતના વહેવાર એ કશામાં તેઓ લક્ષ રાખતા નહીં. આ બધું કામ તેમનાં જ્યેષ્ઠ પુત્રી જીથુબા કરતાં. પોતે પ્રાતઃકાળે ઘણા વહેલા ઊઠીને લખવા વાંચવાનું કામ કરે. પછી નાહીધોઈ પ્રાર્થનામાં બેસે. બપોરે વર્તમાનપત્ર વાંચી પોતાની ટપાલના કાગળો વાંચે. કોઈ આવ્યા ગયા સાથે મળવાનું અને સાંજે ફરવા જવાનું. રાત્રે આખા કુટુંબની ભેગી કૌટુંબિક ઉપાસના નિયમિત થાય. તેમાં નાનાં મોટાં તમામને હાજર રહેવાનું. તેમના જ્યેષ્ઠ પુત્ર સ્વ. રા. બાબારાવ કુશળ સારંગી વગાડનાર હતા. તેઓ બનતા સુધી સારંગીનો સાથ આપતા. આ કૌટુંબિક ઉપાસના જે કોઇ જોતા તે આશ્ચર્યમુગ્ધ થતા. પોતાની સવારની પ્રાર્થનામાં ફત્તેહલાલ નામના પ્રાર્થના-સમાજના ગવૈયા તંબુરા સાથે હમેશ સંગીત ચલાવતા. ઓશીંગણવાળો પાટલો અને આસનનું સિંહાસન, પાસે ધૂપફૂલનો સુવાસ અને ભક્તિની સૌમ્ય મૂર્તિસમા એ દૈવીપુરુષને પ્રાર્થના. ઉપાસના કરતાં જોનાર સ્વયંભૂ તેમની તરફ પૂજ્યભાવથી નમી પડતાં. બે આંગળીના ઉપરા-ઉપરી કરેલા સુખડના ગોળ ચાંલ્લા ધારણ કરેલા તેજોમય લલાટવાળી, ભવ્ય મુખારવિંદ સાથે શુદ્ધ સફેદ પાઘડી, સફેદ અંગરખું, સફેદ મોટી રેશમી કિનારનું ધોતીઉ અને કાળા સુરતી બુટ્ટા ખડાના જોડા સહિતની એ ભવ્ય આકૃતિ એકવાર જોનાર કદી ભૂલી શકે તેમ નથી. આ મિત્ર સમાપ્ત કરું મારા મનની એક વાત કહી દઇ એ મૂર્તિને અનેક વંદનસહિત

બાળાબ્હેન પર નંખાય. આ અમને બહુ અન્યાયયુક્ત લાગતું અને આથી બાળાબ્હેન સદા દબાએલાં અને ડરતાં જ રહેતાં. જીથુબ્હેનનો સ્વભાવ લાગણીપ્રધાન ઓછો અને બુદ્ધિપ્રધાન વધારે એટલે સ્વજનપણું આ રીતે જ મોટે ભાગે પ્રદર્શિત થતું. જોકે કેટલેક પ્રસંગે બીજાં સર્વ કરતાં બાળાબ્હેન તરફનો પક્ષપાત દેખાતો પરંતુ એ એટલા જૂજ કે અમને તો સાધારણ રીતે અન્યાયનો વર્તાવ જ જણાતો.

આવાં કડક અને શિસ્તપાલન માટે અતિ આગ્રહી વડીલના હાથ નીચે જેમ કેટલાંકને લાભ થયો તેમ કેટલાંક એના પ્રતિસંઘટ્ટન રૂપે વધારે સ્વચ્છન્દી બન્યાં અને તેમના જાણવામાં ન આવે તેમ યથેચ્છ રીતે વર્તતાં. અતિ કડકાઈ હમેશ સાચાને બીજે છેડે લઈ જાય છે એમ ઘણી વખત બનતું. એમની હાક એવી વાગતી કે ઘણાં તો એમને વાઘની ઉપમા આપતાં. નાનામાં નાનીથી મોટામાં મોટી બાબત એમને પૂછ્યા વગર ઘરમાં કોઈથી કાંઈ થઈ શકે નહીં. મોટા કુટુંબના વહીવટ માટે કેટલેક અંશે આવો વહીવટ જરૂરી હશે પરંતુ એને અંગે બંડ, અસંતોષ, વિકાસનો અભાવ અને જૂઠાણું થતું. આ સર્વની અસર ઉછરતાં બાળકો માટે અનિષ્ટ હતી એ સ્વીકારવું જોઈએ.

જીથુબ્હેન નિશાળે ભણેલાં નહીં. ઘેર વાંચતાં લખતાં શીખેલાં. પરંતુ વાંચવાનો અત્યંત શોખ તેમને હતો. ઇતિહાસનો તેમને ખાસ શોખ. ઇતિહાસ, કથા, વાર્તા, કવિતા, જે જે તે જમાનામાં પ્રાપ્ત થાય એ સાહિત્યને વાંચતાં. ઉર્દુ તથા ફારસી શીખવાનું થોડું થોડું મુનશી પાસે શરૂ કરેલું પણ કુટુંબજંજાળમાં અને મોટી ઉમરે એ ઇચ્છા પરિપૂર્ણ ના થઈ. અંગ્રેજી શીખવા માટે તેમને એટલી તીવ્ર મરજી કે કોઈ મીશનરી મડમ આવે તો તેને શીખવવા આગ્રહ કરે. મને તો હમેશ કહેતાં કે અંગ્રેજી શીખવે તો પગાર આપું. પોતાના પિતાના મિત્રો, ઓળખાણવાળાઓ વગેરે સાથેના હમેશના પરિચયમાં અંગ્રેજીનું અજ્ઞાન તેમને ખૂબ ખૂંચતું. વાતચીત જાણીતી હોય તો .ડી સમજી શકે પણ એથી વિશેષ નહીં. પોતાનું એક અંગ્રેજી જાણવાનું દફતર જીવ્યા ત્યાં સુધી બાંધી રાખેલું. જેમાં નોટબુક, પેન્સિલ, અંગ્રેજી પહેલી ચોપડી વગેરે હતાં. પોતાને આવી ઉણપ લાગેલી તેથી બાળાબ્હેનને અંગ્રેજી અભ્યાસ નિશાળમાં ખાનગી રીતે શરૂ કરાવેલો. પોતાનાં ભોજાઈઓને પણ અંગ્રેજી શિક્ષણની વ્યવસ્થા કરાવેલી અને રા. ભીમરાવના પુત્રી સત્યવતીને અંગ્રેજી શીખવવાનો ખાસ આગ્રહ રાખેલો. મને અંગ્રેજી શીખવવામાં તેમનું ખાસ ઉત્તેજન હતું અને મારી સાથે પોતાનાં પુત્રવધૂને મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજના અંગ્રેજી વર્ગમાં મોકલવા પ્રબંધ કરેલો.

ધતિંગ વગેરે તેમની બુદ્ધિમાં તરત ઉતરી જતાં. વહેમ જેવો શબ્દ તેમના કોશમાં નહોતો. જે વાત ખરી લાગે તે કરવાની હિંમત તેઓ ધરાવતાં અને એકવાર નિશ્ચય કર્યો તો તે અમલમાં મુકવામાં ગમે તે વિઘ્ન આવે તો પણ અટકે નહીં તેવાં અડગ હતાં. પોતાનાં ચાર નાનાં ભાંડુઓ અને તેમનાં સંતાનો પર એવો પ્રભાવ પાડેલો કે તેમની આજ્ઞા ઉથાપવાની કોઇનામાં તાકાત નહોતી. નોકરનફરોનો કાફલો પણ તેમના નામથી ધ્રૂજતો. મહીપતરામભાઇ ઇંગ્લાંડ જઇ આવ્યા અને તેમની સાથે સંપર્ક રાખવા માટે અમદાવાદની નાગરની નાતે ભોળાનાથને નાતબહાર મૂક્યા અને બાર વરસ સુધી એ બહિષ્કાર ચાલુ રહ્યો. તે દરમીઆન જીથુબ્હેનની હિંમત અને ઉત્તેજન ન હોત તો ભાગ્યે જ કુટુંબ એ ટક્કર ઝીલી શકયું હોત. તે જમાનો આજના જેવો નહોતો. બાર વર્ષની થાય કે છોકરીને પરણાવવી જ જોઇએ અને તે પણ નાતમાં જ એવી માન્યતા સાથે આટલા મોટા કુટુંબની વ્યક્તિઓ જેમાં પરઘરની દીકરીઓનો પણ સમાવેશ થાય, તેમની કન્યાઓનાં લગ્નાદિ પ્રસંગો પણ આવ્યા હશે. તેવા સંબંધીઓને સાથમાં લઇ એ નવ ઘરના આખા તડનું મન મનાવી કામ લેવામાં જે કૌશળ તેમણે વાપરેલું તેનાં વખાણ જેટલાં કરીએ તેટલાં થોડાં છે. એ નવ ઘર એક કુટુંબવત્ થઇ ગયાં હતાં. દરેક પ્રસંગે તમામને તેડવાનાં—દરેકને યથાઘટિત મદદ કરવાની જેથી કોઇને ઓછું ન આવે કે નાત બહાર રહેવાથી દુ:ખ પામ્યા. એ જમાનામાં નાત બહાર એટલે શું તેનો આજ આપણને ખ્યાલ આવે તેમ નથી. એ એક બાર વરસનું યુદ્ધ હતું અને તે અંગત કોઇને માટે નહીં પણ સિદ્ધાંત ખાતર અને મિત્રને સાથ આપવા ખાતર ભોળાનાથભાઇએ આરંભેલું અને તેમનાં આ વીર પુત્રીએ સેનાપતિનું કામ કર્યું હતું. આ દરમીઆન જેમ લગ્નના પ્રસંગો આવેલા તેમ મૃત્યુના અતિકરુણ પ્રસંગો પણ આવેલા અને તેવે વખતે પણ જ્ઞાતિજનોનો સાથ ન મળવા છતાં કોઇએ નમતું આપવાનું યોગ્ય નહોતું ધાર્યું.

આવાં એક સબળ વડીલના હાથ નીચે તાલીમ લેવી, એ મોકો હવે વિચાર કરતાં લાગે છે કે ખરેખર દીર્ઘ પરિણામ ઉપજાવે તેવો હતો. જો કે તે વખત તો એમની કપરાશ અમને બહુ જ સાલતી. અને એ કડકાઈ સામે અમે મનથી બંડ ઉઠાવતાં. મારાં માતુશ્રી અત્યંત નરમ પ્રકૃતિનાં અને બીજા કોઈ કરતાં તેમના પર, નાનાંબ્હેનને પોતાનાં માનીને અત્યંત સખતાઇ થતી. આ અમારાથી સહ્યું જતું નહોતું અને અમે સમજી નહોતાં શકતાં કે ભાઇઓ, ભાભીઓ, ભત્રીજા જે કોઇ કાંઇ કરે તેનો બધો ઠપકો

શિવણ, ભરત, ગુંથણની એમની કુશળતા આ જમાનાનાં એવાં પ્રવીણોને શરમાવે તેવી હતી. ભરવામાં ખાસ કળાની દૃષ્ટિએ રંગો ગોઠવવાની તેમનામાં આવડત હતી. વેતરવાનું કામ એવું સરસ કરતાં કે ઓળખીતાંઓ પોતાનાં લુગડાં વેતરાવવા એમની પાસે આવતાં. નાકકાન વીંધાવા આખી નાતનાં બાળકો આવતાં. મતલબ કે બુદ્ધિ અને હસ્તની કુશળતા તેમનામાં પુષ્કળ હતી.

વાંચનના શોખ સંબંધમાં ઉપર જણાવ્યું તે ઉપરાંત વર્તમાનપત્ર વાંચ્યા વગર એક દિવસ પણ ન ચાલે એવું તેમને હતું એ મારી યાદદાસ્તમાં તો હમેશ મેં દીઠેલું. 'મુંબાઈ સમાચાર'નાં ચાલુ વાંચનાર; મોડી રાત્રે પણ વાંચ્યા સિવાય રહે નહીં. એ જમાનામાં હિંદ કરતાં બહારના સમાચારોનુ પ્રમાણ વધારે રહેતું અને ખાસ કરીને ઈંગ્લાંડની રાજ્યદ્વારી બાબતો વિશેષ આવતી. આ સર્વ સમજપૂર્વક વાંચી પાર્લામેંટની ચુંટણીઓ, પ્રધાન મંડળ વગેરેની ચર્ચા સારી રીતે કરતાં. એક વખત ચેંબરલેન પ્રધાનપદે આવશે એમ તેમની ગણતરી હતી અને તે આવ્યો એમ વાત કરતાં મને બરાબર યાદ છે. આ રાજ્યદ્વારી પ્રશ્નોમાં તેમને ખૂબ રસ હતો.

એક પુરુષની બુદ્ધિને ટક્કર મારે તેવી તેમની બાહોશી હતી. રાધનપુર નવાબના ભોળાનાથભાઇ ઇનામદાર હોઇ એ રાજ્ય સાથે ઘણો જ સારો–એક કુટુંબ જેવો તેમનો સંબંધ હતો. ઘણું ખરૂં વરસ બેવર્ષે રાધનપુર જવાનું આમંત્રણ આવે અને મરહૂમ નવાબસાહેબ બિસમિલ્લાખાનજી મહાબળેશ્વર કે એવે સ્થળે જાય ત્યાંપણ ભોળાનાથભાઇના કુટુંબને જુદો બંગલો લઇ સાથે રાખે. એ નવાબ પોતાના રાજકાજમાં પણ ભોળાનાથભાઇ અને જીથુબ્હેનની સલાહ લેતા. એ બંનેની સલાહથી રા.બા. ચીમનરાય હરરાય વોરા જે અમદાવાદના વડનગરા નાગર અને ભોળાનાથના સંબંધી હોવા ઉપરાંત કાઠીઆવાડ એજન્સીમાં નોકરીમાં હતા તેમની રાધનપુરના દીવાન તરીકે નીમણુક કરવામાં આવી. નવાબ સાહેબ તેમને પોતાનાં સગાંબ્હેન સરખાં ગણતા અને તેમના જનાનામાં પણ જીથુબ્હેનનું ઘણું માન હતું. બુદ્ધિપ્રધાન માનસ હોઇ કોઇપણ પ્રકારના વ્હેમ તેમને સ્પર્શ કરે તેમ નહોતું અને કુટુંબમાં બીજાંને ગમે તેટલાં વહેમ હશે પણ તેમની હાક એવી કે કોઇથી કોઈ દિવસ કોઇ જ વહેમી ક્રિયાઓ કરી શકાતી નહીં. સ્વ. રા. આપારાવ નાની ઉમરમાં સ્વર્ગવાસ પામ્યા હતા. તેમનાં પત્ની સોળ વર્ષની ઉમરનાં તે વખતે હતાં અને તેમને કાંઇ સંતાન નહોતું. આપણા હિંદુ રીવાજ મુજબ

વિધવા તો સદા અપશુકનીઆળ, પરંતુ ઇચ્છુબ્હેન એ શુકન અપશુકનને માનનાર નહોતાં. લગ્ન, જનોઈ, છોકરીને સાસરે મોકલવી, વહુને ઘેર તેડવી એ વગેરે સર્વ શુભ પ્રસંગે આપારાવનાં પત્ની (જેમને સંતાન નહોતું પણ તમામ ભાણેજ ભત્રીજાં 'બા' કહેતાં)ના હાથે જ પ્રથમ ચાંલ્લો કરવામાં આવે. પછી જ બીજાંને જે કરવું હોય તે કરે. આ કરવાથી કદાપિ અમંગલ થશે એવી શંકાને તેમના મનમાં એક ખૂણે પણ સ્થાન નહોતું અને કોઈથી આ સામે વિરોધનો સ્વર કાઢી શકાતો નહોતો.

હજારો રૂપીઆનો વહીવટ તેમને હાથે થઈ ગયો પરંતુ પોતાને માટે એક પાઈનો પણ લાભ તેમણે ઉઠાવ્યો નથી. પોતાના એકના એક પુત્ર કરતાં ભાઈઓને વિશેષ ગણેલા એ તો સહુકોઈ જોતું હતું. પિતાની સેવામાં જીવનનો મોટો ભાગ અર્પણ કર્યો હતો અને ગરીબ સાસરાંમાં સાસરાંની સ્થિતિ પ્રમાણે રહી સંસાર ચલાવ્યો હતો. એમનાં સુભાગ્યે એમનાં સાસુ લગભગ છેક સુધી હયાત હતાં તેથી એ તરફની ખાસ કાળજી રાખવી નહોતી પડતી, પરંતુ સાસુના ગુજરવા બાદ ઘરનું તમામ કામ હાથે કરી લેતાં. પિતાને ઘેર ઘણો વખત રહેતાં પરંતુ તેમના પતિનું સ્વાસ્થ્ય જરા પણ બગડે તો બધી વાત મુકી તેમની સારવારમાં રહેતાં અને જે ચિંતાયુક્ત દેખાવ જણાતો તે પરથી તેમની લાગણીનું માપ કાઢી શકાતું. ગામ, ગરાસના વહીવટમાં ભલાભલા ઠોકરો ખાઈ જાય છે તેમ તેઓ પણ છેતરાતાં હશે પરંતુ જાતે પ્રમાણિકતાથી એ વહીવટ કરેલો અને પરિણામે પોતે અને કુટુંબ ગરીબ જ રહ્યાં છે. પિતાની આબરૂ અને પ્રતિષ્ઠા સાચવવા ખાતર જ તેમણે જીવન ધારણ કર્યું હતું એમ કહીએ તો ચાલે.

૩

## સ્વ. રા. કૃષ્ણરાવ ભોળાનાથ

રા. કૃષ્ણરાવ તે રા.બા. સરદાર ભોળાનાથ સારાભાઈના સૌથી નાના પુત્ર. મારૂં બાળપણ મોટે ભાગે મારા મોસાળમાં ગએલું હોવાથી અને રા. કૃષ્ણરાવ અમદાવાદમાં જ રહેતા હોવાથી તેઓના નિકટના પરિચયમાં મારે આવવાનું થએલું: મારા શિક્ષણમાં તેઓ ખાસ રસ લેતા. ગુજરાતી ભણવાનું રાયપુરમાં આવેલી રા.બા. મગનભાઈ કન્યા-

શાળામાં પૂરૂં થયું એટલે મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજના અંગ્રેજી વર્ગોમાં દાખલ થવા માટે તેમણે ઘણો આગ્રહ કરેલો. અમારા રહેવાના મકાન સાંકડીશેરીથી એ શાળા તે જમાનામાં બેહદ દૂર ગણાતી. દરરોજ તેડવા અને મૂકવા ખાસ માણસનો બંદોબસ્ત કરવાનો હતો. પરંતુ તેમણે આ બધી મુશ્કેલીઓનો રસ્તો આણી અંગ્રેજી અભ્યાસની શરૂઆત કરાવી. અમારા મોસાળમાં ત્રણ ઘોડા ને ત્રણચાર ગાડીઓ હતી પરંતુ શાળામાં ભણતાં કોઇપણ છોકરાંને ગાડીમાં જવાનો રીવાજ નહોતો. તડકો વરસાદ ગમે તે હોય પરંતુ વિદ્યાર્થીઓએ સખત થવું જોઇએ એમ વડીલોનો મત હોઇ ગાડી કોઇ દહાડો અમને મળી નથી. આજ કાલ દરેક નિશાળ આગળ ગાડીઓનું મોટું 'Corps'-લશ્કર જોઇએ છીએ ત્યારે તે જમાનાની સાદાઇ યાદ આવ્યા વિના રહેતી નથી. અમને તો એથી ઘણો જ લાભ થયો એમ અત્યારે સારી પેઠે સમજાય છે અને અમારા મુરબ્બીઓ પ્રત્યે અમારૂં માન વધે છે.

રા. કૃષ્ણરાવ તેમની કુટુંબી મીલકતોનો વહીવટ સ્વ. કરુણાની સાથે કરતા. શરીરસંપત્તિ બહુ સારી નહીં હોવાથી મુંબાઇ રહીને કૉલેજનો અભ્યાસ તેમણે એકાદ વર્ષ કરી બંધ કર્યો અને ઇનામી ગામોના કામકાજમાં લક્ષ આપવા માંડ્યું. ઇનામદારો, જાગીરદારોને નાણાંની ભીડ હમેશ હોય જ એટલે કેટલાંક વર્ષ પછી સ્વતંત્ર ધંધો કર્યા સિવાય નહીં ચાલે એમ લાગવાથી ઇંગ્લાંડ જઇ બૅરીસ્ટર થઇ આવ્યા. પાછા આવીને ઘરના વહીવટ સાથે બૅરીસ્ટરનું કામ કરવાનું શરૂ કર્યું. અમદાવાદ શહેરમાં મોટાં મોટાં કામો લાખોની મીલકતનાં કોર્ટમાં આવે છે પરંતુ અહીં બૅરીસ્ટરોને માટે સારૂં ક્ષેત્ર નથી એ હજી પણ જણાય છે. એટલે એ કામમાં ધાર્યો જેટલી ફત્તેહ ન મળી. પરંતુ દેશાંતર જવાનો અને પ્રવાસ તથા બીજો લાભ મળ્યો.

શબ્દના અર્થનું રહસ્ય સમજી તેના ભાવ સાંભળનારના હૃદયમાં સોંસરા પહોંચાડી દઇ શ્રોતાને આ ક્લેશમય દુનીઆની પાર લઇ જઇ કોઈ ઉચ્ચલોકમાં લઈ જવા સમર્થ થાય એવા સંગીતકારો જે થોડા ઘણા હોય છે તેમાંના એક રા. કૃષ્ણરાવ હતા. સંગીતવિદ્યા કરતાં સંગીતકલા પર તેમનો અતિશય કાબુ હતો અને દિલીપરોય જેવા સંગીત મીમાંસકો જે ભાવવાહી સંગીતને શ્રેષ્ઠ કોટિનું ગણે છે તે કોટિમાં કૃષ્ણરાવનું સંગીત મૂકી શકાય તેવું હતું. આ તેમનામાં ઇશ્વિરી બક્ષીસ હતી.

મારાપર તેમની મમતા હમેશ હતી. તેમને સાંભળીને સંગીત તરફ મારૂં ચિત્ત આકર્ષાએલું. મારાં લગ્ન પછી પ્રાર્થના સમાજના ગવૈયા ફત્તેહલાલને મને શીખવવા રોકવા તેમણે મહીપતરામભાઇને સૂચના કરેલી અને એઓએ લગભગ ત્રણેક વર્ષ મને શિક્ષણ આપેલું. મારા સર્વ શિક્ષણ માટે તેમણે ખૂબ કાળજી રાખેલી. મારા લગ્ન સંબંધ માટે પણ તેમણે સારૂં સ્થળ મેળવવા ઘણી તજવીજ કરેલી અને છેવટે મારાં લગ્ન ગોઠવવામાં તેમનો તેમજ રા. નરસિંહરાવનો મુખ્ય હાથ હતો.

અમદાવાદની કેટલીક જાહેર સંસ્થાઓમાં તેમણે કામ કરેલું. આપારાવ લાઇબ્રેરી, ભોળાનાથ ઇન્સ્ટીટ્યૂટ અને અમદાવાદ પ્રાર્થના સમાજ એ તેમનાં મુખ્ય કાર્યક્ષેત્રો હતાં. સ્ત્રીસ્વાતંત્ર્યના પૂરા હિમાયતી હોઇ ગુજરાત લેડીઝ ક્લબ સ્થપાઇ ત્યારે કુટુંબના સ્ત્રીવર્ગને તેમાં દાખલ કરાવી દાખલો બેસાડ્યો હતો. આજે તો લેડીઝ ક્લબનાં મેમ્બર થવું કે ત્યાં જઈ ટેનિસ બૅડમિન્ટન રમવું એ મામૂલી બાબત છે પરંતુ આજથી ચાળીસ-પીસ્તાળીસ વર્ષ ઉપર તો આવામાં ભાગ લેનારની પુષ્કળ નિંદા થતી. છત્રી ઓઢવી કે બૂટ પહેરવા એ પણ ટીકાને પાત્ર વસ્તુ હતી. ગાડીમાં પણ પડદા નાખીને બહાર જવું પડતું તેવા વખતે ઉઘાડી વિકટોરીઆ કે ફેટનમાં સ્ત્રીવર્ગને સાથે લઇ ફરવા જવું એ ઉચ્છૃંખલતાની અવધિ હતી અને ટીકાકારોના પથરા ખરેખરા ખાઇને આવી પહેલ તેમણે કરેલી. ઉઘાડી ગાડીમાં બેસવું એમાં ખાસ કાંઇ મહત્ત્વ છે એમ કહેવાનો આશય નથી પણ જે આપણા સમાજની સંકુચિત મનોદશા હતી તે દર્શાવવાનો માત્ર હેતુ છે. સભાઓ વગેરેમાં સન્નારીઓ સંગીત ગાય એ તે જમાનામાં અત્યંત નિંદ્ય ગણાતું. રા. કૃષ્ણરાવે પોતાના કુટુંબની સ્ત્રીઓને આવા પ્રસંગોએ ગાવાની પહેલ કાઢેલી અને અમારે તે માટે ન સંભળાય તેવા આક્ષેપો જનસમાજ તરફથી ખમવા પડેલા. આજે મોટાં કુટુંબોની બાળાઓ બેધડક સભામાં ગાય છે, વાદ્ય વગાડે છે અને સભામાં જ નહિ પણ નાટ્યગૃહોમાં પણ હરખથી

ગાઇ શકે છે અને અભિનય કરી શકે છે. જૂના વિચારનાં સ્ત્રીપુરુષોને પણ આમાં કાંઇ અઘટિત લાગતું નથી. આવી પહેલ કરનારને અલબત્ત ટીકાપાત્ર થવું પડે છે, પરંતુ એ સહન કરવાની હિંમત તે જમાનામાં ઘણાં થોડાંમાં હતી.

તેમણે ગામગરાસનો વહીવટ પ્રમાણિકપણે કર્યો હતો. તેમ ન હોત તો આજે તેમના ઘરમાં ધનના ઢગ હોત. તેમનો સ્વભાવ અત્યંત ખુશમિજાજી અને સરળ હતો. સને ૧૯૦૫માં બનારસમાં કૉંગ્રેસ હતી તે વખતે તેમનું કુટુંબ અને અમે સાથે દિલ્હી, આગ્રા, અલ્લાહાબાદ, મથુરા વગેરે સ્થળે ફરી બનારસ ગએલાં. મુસાફરીની સર્વ ગોઠવણ તેઓ જ અતિ ચોકસાઇથી કરતા અને તેમની સાથે મુસાફરી કરવામાં તેમના આનંદી સ્વભાવને લીધે સર્વને ઉત્સાહ રહેતો. સને ૧૯૦૯માં સાહિત્યપરિષદ્ થઇ ત્યાં પણ અમે સહુ સાથે ગએલાં અને ત્યાંથી જુનાગઢ અને ગીરનાર જઈ આવ્યાં હતાં. મુસાફરી માટે પ્રથમથી ચોક્કસ પ્રોગ્રામ અને બધી અગમચેતી રાખી સુખરૂપ આનંદમય પ્રવાસ કરાવવાની તેમનામાં અજબ શક્તિ હતી.

ઘણી નાની ઉમરમાં તેમનાં માતા ગુજરી ગએલાં, ભાંડુઓમાં સૌથી નાના, શરીરસ્વાસ્થ્ય જોઇએ એવું નહિ એ બધાં કારણોને લીધે તેમને આગળ વધવામાં અડચણો આવી.

રા. કૃષ્ણરાવ સ્વભાવે ટીખળી અને આનંદી હતા. રા. નરસિંહરાવ optimist છે પરંતુ તેઓ pessimist હતા. છતાં મંડળીમાં એ વાર્તાલાપથી આનંદ રેલાવતા જ્યારે નરસિંહરાવ હમેશાં ગંભીર પ્રકૃતિના છે. તેમની પ્રકૃતિ કોમળ અને લાગણીપ્રધાન હતી. દરેક કરતાં ચઢીઆતા હોવાનું અથવા પોતાના કુટુંબનું ગૌરવ જ્યાંત્યાં પ્રદર્શિત કરવાનું તેમનું વલણ નહોતું. સુઘડ અને વિચક્ષણ, પ્રેમાળ અને નિરભિમાની—આ ગુણો સાથે અતિવાત્સલ્ય પામેલા હોવાથી કાંઇક પ્રમાદીપણું તેમનામાં આવ્યું હતું જેથી જીવનમાં તેઓ ઘટતી સફળતા મેળવી શક્યા નહિ. બાકી મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે રા. બ. ભોળાનાથ સારાભાઇનાં સંતાનોમાં બુદ્ધિમાં તે સૌથી ચઢી જાય તેવા હતા. સ્વ. આપારાવની બુદ્ધિ અત્યંત તીવ્ર હતી એમ મેં સાંભળેલું પણ તેમનું અવસાન મારા જન્મ પહેલાં થએલું એટલે તે સંબંધમાં કાંઇ કહી શકું તેમ નથી. મારી જાત પ્રત્યે રા. કૃષ્ણરાવને સદા મમતાળુ લાગણી હતી અને મારા જીવનક્રમમાં જે મહત્ત્વનો ભાગ તેમનો હતો તે ખાતે હું સદા તેમની ઋણી રહીશ.

૪

# સ્વ. સૌ. બાળાબ્હેન

આ સ્મૃતિચિત્રો વાંચનારને કદાપિ લાગશે કે આ તો બધું ભોળાનાથના કુટુંબનું જ વર્ણન ચાલ્યા કરે છે. મારે સ્વીકારવું જોઇએ કે એ કુટુંબની વ્યક્તિઓએ મારૂં નાનપણ ઘડ્યું હતું અને તેમના સંબંધી મારે કહેવું જોઇએ જ. આ તે કુટુંબને લગતી વ્યક્તિ છેલ્લી જ છે. મારાં માતુશ્રી બાળાબ્હેન તે ભોળાનાથભાઇનાં પુત્રી. માતા પાસેથી પુત્રી પોતાનું તમામ ચારિત્ર્ય મેળવે છે, એટલે તેમાં ખાસ નવાઇ જેવું નથી. બાળાબ્હેન જૂના અને નવા જમાનાની વચ્ચે હતાં. તેમના વડીલોએ તેમને નિશાળે મૂકેલાં ત્યાં ૭ ચોપડી સુધી ગુજરાતી અભ્યાસ કર્યા બાદ ત્રણ ચોપડી અંગ્રેજી પણ ભણેલાં. શાળામાં સ્વ. રા. વિઠ્ઠલદાસ ધનજીભાઈ તેમના ગુરૂ હતા. તે પછી છેક સને ૧૮૮૭માં હું જ્યારે મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થઇ ત્યારે રા. વિઠ્ઠલદાસ હતા પરંતુ તરત જ નિવૃત્ત થયા. બાળાબ્હેનને સંગીત શિક્ષણ આપવામાં વિઠ્ઠલદાસે પોતાની શક્તિઓ અર્પેલી. વિઠ્ઠલદાસની દરેક વિષય સમજાવવાની પદ્ધતિની બાળાબ્હેન હમેશાં તારીફ કરતાં. વિઠ્ઠલદાસનો મત તેઓની ગ્રહણશક્તિ માટે બહુ ઊંચો હતો. મોટા સંયુક્ત કુટુંબમાં વ્યક્તિત્વના વિકાસને ઘણીવાર તક મળતી નથી. પરંતુ પરણ્યા પછી બાળાબ્હેનના સર્વ ગુણનો વિકાસ થયો. શ્રીમંત બાપનાં પુત્રી, ઘેર કોઈ દિવસ કાંઇ કામકાજ કરેલું નહિ અને ગરીબ સાસરે બાર ચૌદ માણસની રસોઇ કરવી પડતી પણ કામ કરવામાં કદી પણ કંટાળો નહોતો. શરીરબાંધો અતિશય નાજુક પણ ઝપાટાબંધ રસોઇ કરી નાખે અને તે પણ ઘણી સુંદર. વિવિધ પ્રકારની વાનીઓ, અથાણાં, પાક બનાવવાનો તેમને એટલો શોખ હતો કે તેમનાં સંબંધીઓ તેમની પાસે તે શીખવા આવતાં તેમજ પોતાના ઘરની તેવી ચીજો તેમની પાસે બનાવડાવતાં. તેમનાં ભાણેજભત્રીજાં હજી પણ તેમની તે બાબત યાદ કરે છે. સંસ્કારી, સાહિત્યપ્રેમી કુટુંબમાંથી વિદ્યાનો પ્રેમ લાવેલાં અને અમને જણાવવાનો તેમનો ઉત્સાહ અમાપ હતો. સાધારણ સ્થિતિમાં રસોઇઓ રાખી ન શકાય અને પોતે નબળાં છતાં અમારા અભ્યાસમાં ખલેલ ન પડે તે કાળજી રાખી જાતે જ રસોઇ કરતાં. સાસરાનાં મોટું કુટુંબ પણ એ સર્વની પ્રીતિ જીતી ગએલાં અને મારા દાદા મણિભાઈ એટલે પોતાના સસરાની સેવા તેમણે છેક સુધી એકલે હાથે કરેલી. માંદાની સુશ્રૂષા કરવામાં તેમને અપાર આનંદ થતો. પોતાનાં નણંદ તો લાંબા મંદવાડ–ક્ષય રોગના–તેમાં પણ પોતાને ત્યાં રાખ્યા

તેમની ચાકરી કરી. મારા પિતા બે ભાઇઓમાં નાના અને ટૂંકા પગારવાળા છતાં દેવું કરીને પણ બાળાબ્હેને આ મંદવાડમાં બનતું કર્યું. તે પછી સાસરા કે પિયેર કોઇ ઠેકાણે તેવું કામ આવે કે મંદવાડવાળાં એમ જ કહે કે બાળા-બ્હેનને બોલાવો. અને એકવડું શરીર, અલ્પાહાર અને પોતાનાં નાનાંમોટાં બા-ળકો છતાં મંદવાડમાં રાતદિવસ રહી કામ પાર ઊતારી આપે.



સ્વ. સૌ. બાળાબ્હેન

તે જમાનામાં છોકરી દસેક બાર વર્ષની વધારેમાં વધારે થાય એટલે તેનું લગ્ન કરવું જ જોઇએ એવો સામાન્ય રિવાજ હતો. કોઇને પૂછીએ કે તમારી કન્યાને કયાં પરણાવશો તો જવાબ મળે કે હવે બાર વર્ષ થયાં. આ વરસ તો જે મળે તે વરને પરણાવ્યા વગર છૂટકો નથી. એટલે કે ગમે તે થાય પણ એ ઉમર થઇ એટલે લગ્ન કરવું જ જોઇએ એવી માન્યતા હતી અને તેમાં કોઇને કાંઈ ખોટું પણ દેખાતું નહોતું. શારદાબ્હેન બાર તેર વરસનાં થયાં. બાળાબ્હેનને મન માને તેવો વર ન મળે તો ગમે તેને પણ કન્યા દઇ દેવી તેવું નહોતું. ઘણે ઠેકાણેથી માગાં આવતાં. સુરત, જુનાગઢ, પેટલાદ, ભાવનગર વગેરે સ્થળેથી કહેણ આવે, દબાણ પણ આવે પરંતુ એકે વર તેમની ધ્યાનમાં ઊતરે નહિ. જે તે કહે કે બાળા, તને ઊંઘ કેમ આવે છે. આવડી મોટી છોકરી ઘરમાં કુંવારી ફરે છે ને તમારી આંખો કેમ ઊઘડતી નથી. દરેક કન્યા પરણાવવી જોઇએ, અમુક જ્ઞાતિમાં પરણાવવી જોઇએ અને અમુક ઉમર પહેલાં પરણાવી દેવી જોઇએ આવી ત્રણ તરફથી પરિમિત થએલી સમાજસ્થિતિમાં બાળાબ્હેનને પુષ્કળ સોસવું પડેલું. પરંતુ તેઓ દૃઢ

હતાં. મનમાનતો વર ન મળે તો પંદર સોળ ગમે તેટલાં વર્ષે લગ્ન કરીશું એમ જવાબ દેતાં. એમ કરતાં સ્વ. માર્કંડરાવ નંદશંકરની મારફત પ્રયાસ કરતાં ડૉ. બટુકરામના પુત્ર અને માર્કંડરાવના ભાણેજ સુમંતભાઈ સાથે વિવાહ નક્કી થયો. ડૉ. બટુકરામ કહે કે અમુક સ્ટીમરમાં સુમંતભાઇને ઇંગ્લંડ મોકલવા છે તે પહેલાં લગ્ન કરવું જ જોઇએ. જ્યોતિષ શાસ્ત્રી કહે કે મીનાર્ક આવે છે તેમાં લગ્ન ન થાય. બાળાબ્હેનને એમ હતું કે આવા ક્ષુલ્લક કારણસર વર ન ખોવો. તેઓ એવા વહેમમાં માનતાં નહોતાં. જીથુબ્હેનનો ટેકો મળ્યો અને મીનાર્કમાં લગ્ન ગોઠવાયાં. ઘણાએ ટીકા કરી હશે. મારા પિતાનાં સંબંધીઓ જૂના વિચારનાં તેમને પણ આ વાત રૂચતી નહિ. વિશેષમાં તેમનો એ વાંધો હતો કે મહીપતરામ અને બટુકરામ એ બે વિલાયતી વહેવાઇઓ બીજા કોઇએ ભોળાનાથના ઘરમાં ન શોધ્યા અને બાળાબ્હેને બંને તેવા શા સારૂ શોધી નાતમાં ઘોળ ઘાલ્યો.

તે પછી ટીકા કરનારાઓને ત્યાં પણ કન્યાઓ મોટી થવા લાગી અને અઢાર વર્ષ તો અહિંના નાગરોમાં કન્યા માટે ઓછામાં ઓછી સામાન્ય ઉમર થઇ છે અને મુહૂર્ત આદિ ગૌણ બની ગયાં છે. તે જમાનામાં તો જાણે પૃથ્વી રસાતળ જાય તેવું કાંઇક અમે કર્યું છે એમ બધાં દર્શાવતાં.

ઘરની વ્યવસ્થા, સુઘડતા અને ટુંકા પગારમાં કરકસરથી રહેવા છતાં કોઇ જાતની ઊણપ કે દુઃખ કુટુંબીઓને ન લાગે એ તરફ તેમનું લક્ષ્ય હતું. તેમની ઘર ચલાવવાની કુનેહ એટલી બધી હતી કે હજારો રૂપીઆ વાપરનાર સગાંસંબંધીનાં છોકરાં પોતાનાં ઘર મૂકી તેમને ત્યાં જઇ રહેવામાં અને જમવાખાવામાં મોજ સમજતાં.

મારા અભ્યાસ માટે તો એટલું જ કહેવું બસ થશે કે તેમની સહાયતા વિના હું કૉલેજમાં ભણી શકી ન હોત. પોતે માંદાં હોય તોપણ એક દિવસ પણ ઘેર ન રહેવા દે. મારાં બાળકોને રાખવાનું સંપૂર્ણ તેમને માથે જ હતું. ત્રણે બાળકો તેમની પાસે સોંપી કૉલેજમાં હું જતી અને બાળકોના નાનામોટા મંદવાડમાં તેઓ પોતે જ સહુ કામ કરે. મંદવાડની ચાકરી તો જાણે તેમનું ખાસ ક્ષેત્ર હતું. મારી બે પુત્રીઓને સાથે ટાઇફૉઇડ આવેલો. હું પોતે પણ માંદી. એ પ્રસંગે ભલા દાક્તરોએ તેમની પરિચર્યાની મુક્ત કંઠે પ્રશંસા કરેલી. એકલે હાથે રાતના ઉજાગરા અને દહાડાની ઉદવેગ ઉમંગભેર કરતાં. પારકાની ચાકરી કરવા તેમને ઘેર પહોંચી જાય તો પછી ઘરનાં બાળકોની કે તેમાં

શું આશ્ચર્ય?

સાસુ જમાઇ વચ્ચે તેમના જેવું પ્રેમાળ વર્તન ભાગ્યે જ કોઇનું હશે. માન, સદ્‌ભાવ અને સાથે ઘરના બાળક જેવો વર્તાવ એ અસાધારણ હતો. જમાઈ કોઈ દહાડે આવે, પ્રસંગે તેની હાજરી હોય તો તેને સન્માન આપવું તેને પ્રસન્ન કરવા અને તેને ઓછું ન આવવા દેવા માટે પોતાનું બનતું સહુકોઇ કરે એ સ્વભાવિક છે પણ અમારે તો જૂદું જ હતું. દરરોજ બાળાબ્હેનને ત્યાં જવાનું, સાંજની ચ્હા તેમને ત્યાંજ પીવાની. શહેર બહાર કોઇકોઈ પ્રસંગે સાથે જ રહેવાનું થએલું. આ દરેક પ્રસંગે પોતાનાં છોકરાં કરતાં અધિક ગણના કરતાં અને નાનામાં નાની ચીજ કે તુચ્છ ખાવાની વસ્તુમાં પણ તેમનો ભાગ પાડ્યા વગર બાળાબ્હેન રહે નહીં. એટલું જ નહીં પણ એટલું પોતાના પણું લાગે કે કોર્ટમાંથી આવીને ત્યાં જતાં કોઇ ઘરમાં ન હોય તો જાતે ખાવાનું ખોળી લે એવી છૂટ હતી. બાળાબ્હેનને પુસ્તકો અને માસિકો વાંચવાનો પુષ્કળ શોખ હતો. વાંચ્યા વગર તેમને ચેન ન પડે એવો તેમનો સ્વભાવ હતો. પરંતુ કમનસીબે તેમની આંખો બગડી અને જીવનમાં છેલ્લાં દશ વર્ષ જાતે વાંચી શક્યાં નહીં. તથાપિ હમેશ કોઇ ને કોઇને બેસાડી એકાદ પુસ્તક વંચાવવાનો તેમનો નિયમ હતો. વાંચનાર પણ તેમને કોઇ ને કોઇ મળી આવતું જ.

આરોગ્યના નિયમોનું પાલન તેમને ઘણું પસંદ હતું. ઇશ્વર તરફ તેમને અચળ શ્રદ્ધા હતી. શુદ્ધ સાદું જીવન ગાળવામાં કૃતકૃત્યતા માનતાં. મૃદુ અને કોમળ સ્વભાવ હોવાથી કોઇને કટુ અક્ષર ન કહેતાં, ભોળાનાથભાઇનાં કુટુંબીઓમાં ઘણાં જરાજરામાં ક્રોધને વશ થઇ જનારાં હતાં અને છે; પરંતુ બાળાબ્હેન પિતાના જેવાં સૌમ્ય, અક્ષુબ્ધ અને શાંત પ્રકૃતિનાં હતાં. દયા તો તેમનામાં જોઇએ તે કરતાં વધારે હતી. આહથી દસ વર્ષ સુધી આંખની અપંગતા છતાં ઘરનાં કોઇને એક દિવસ પણ તેમની તરફથી તકલીફ પડી નથી. પોતાનું દરેક કામ જાતે જ કરે. સાફસૂફ, સામાન ગોઠવવો વગેરે આંખ નહિ છતાં પોતે કરે અને ઘરમાં હરવા ફરવામાં પણ કદી કોઇની મદદ ન લે.

પુણ્યશાળી પિતાને ત્યાં જન્મ લઈ સરળ, સંતોષી, પવિત્ર, પરોપકારી જીવન ગાળનાર મારી એ માતા જેને મારા પર અત્યંત પ્રેમ હતો તે પોતાનું જીવન સુખમય ગાળી પૂર્ણ ભાગ્યશાળી થઇ ગઇ અને અમને જીવનના ભારે બોધપાઠો પઢાવી ગઇ.

૫

# સ્વ. રા. ગોપીલાલ મણિલાલ

રા. ગોપીલાલ મણિલાલ તો મારા પિતા. તેઓ કોઇ મોટા માણસ નહોતા, વિદ્વાન નહોતા કે સભા ધ્રુજાવનાર વક્તા નહોતા. છતાં તેમનો પરિચય આપવો મને યોગ્ય લાગે છે. એમના સમગ્ર જીવન પર નજર નાખતાં એમ લાગે છે કે જગતમાં જો એમના જેવા માણસો મોટે ભાગે હોય તો દુનિયામાં ક્લેશ, કંકાસ, મારામારી, અન્યાય, જૂઠાણાં, છેતરપિંડી જેવું કાંઇ રહે નહિ. અત્યંત સાદાઇ અને સરળતા એ એમના વિશિષ્ટ ગુણ હતા. કોઇના બે અક્ષર સાંભળી લેવા પણ ક્રોધ ન કરવો એ હમેશનો સ્વભાવ હતો. ઘણીવાર તેમના તરફ ગેરવાજબી વર્તન કરનાર પર અમને બધાંને રીસ ચઢે ત્યારે તેઓ તો ઠંડા પાણીનું માટલું—એક રૂંવું પણ ઊભું ન થાય અને સામાનું અઘટિત વર્ણન ગળી જાય. કોઇ હાથ નીચેનાને પણ ઠપકો આપવો તે શું તે કદી જાણ્યું નથી. સત્ય અને ન્યાય તરફ અત્યંત પક્ષપાત હોઇ તેમનું જીવન સદા સીધા માર્ગે વહ્યું ગયું છે. મારી સમજણ સાથે મેં કોઇ દિવસ તેમનું કાયા-વાચા-મનસા કોઇને ખોટું લાગે તેવું કામ કદી જોયું નથી એટલું જ નહિ પણ પોતાના સુખના ભોગે બીજાઓને તેમણે સરળતા અને સગવડ કરી આપી છે.

પ્રમાણિકપણું એમણે આખા જીવનમાં સાચવી રાખેલું અને કાંઇક પ્રસંગો એમની નોકરી દરમિયાન એમાંથી ચલિત થવાના આવ્યા હશે પરંતુ તેમણે પોતાની નિષ્ઠા શુદ્ધ જાળવી રાખેલી. તેમના પ્રસંગમાં આવેલા આ વાતની સાક્ષી પૂરે તેમ છે. અમદાવાદની ડિસ્ટ્રિક્ટ કોર્ટના તેઓ નાજર હતા. એ જગામાં એટલાં બધાં પ્રલોભનો તે વખતે હતાં કે તેમણે ધાર્યું હોત તો સારો પૈસો એકઠો કરી જાત. ગરીબાઇમાં જિંદગી શરૂ કરેલી અને અતિ સામાન્ય સ્થિતિમાં તે પૂરી કરી. અમે કોઇ દહાડો want શું તે જાણ્યું નથી. અમારા ઘરની રીતભાત એટલી સાદી કે ટુંકા પગારમાં પરમ આનંદ ભોગવી શક્યાં. નોકરીમાં ઉપરીઓ તેમના કામ તથા પ્રમાણિકતાથી સર્વથા સંતુષ્ટ હતાં. એ જ કારણસર પાંચ વર્ષ સુધી તેમને નોકરીમાં Extention મળેલું. નિવૃત્ત થયા ત્યારે Good service નો ચંદ્રક તેમને મળેલો. સાઠ વર્ષે ઉપરીઓને અનિવાર્ય પેનશન આપવું જ પડે. એટલે તે જ દિવસથી અહીંના ડિસ્ટ્રિક્ટ જજે તેમને બહેચરદાસ લશ્કરીની મીલ જે સગીર શેઠની મીલ હતી ત્યાં દેખરેખ રાખવાના કામ પર નીમ્યા. એ કામ પૂરૂં થયું કે તરત સ્વામી-

નારાયણના વડતાલના મંદિરના રીસીવર નીમ્યા. ત્યાં મહારાજ તેમજ સેવકો વચ્ચે વૈમનસ્ય હોવા છતાં બંનેની પુષ્કળ પ્રીતિ મેળવી. ત્યાં પણ તેમની પ્રમાણિકતાની ખૂબ કસોટી થઇ હતી. મંદિરના એક અથાણાનો પડીઓ કે વાડકો, મંદિરની ઘરની ગાયોની છાશ સુદ્ધાં એમને ખપે નહિ. મંદિરનાં અથાણાં, કેરી, લીંબુ વગેરેનાં બધાં બહુ વખાણ કરે પણ અમને ચાખવા પણ મળ્યાં નથી. ઉત્સવ પ્રસંગે યાત્રાળુઓ આવે તેમને તે છૂટથી વહેંચાય અને તેવા કોઇ યાત્રાળુ ખવડાવે તો મળે બાકી કાંઇ નહિ.

પોતે ઇશ્વિરના પરમ શ્રદ્ધાળુ ભક્ત હતા અને પ્રાતઃકાળમાં પાંચ વાગ્યાથી ભગવદ્-સ્મરણ ચાલે તે દહાડો ઊગતાં સુધી. જૂના વિચારના કુટુંબના હતા પરંતુ નાનપણથી ભોળાનાથનાં કુટુંબ જોડે ગાઢ પરિચય તેને લઇને ચુસ્ત પ્રાર્થનાસમાજ મતવાદી થયા હતા. એકેશ્વર મતને માનનારા હોવાથી કેટલાંક કુટુંબીઓને નારાજ કરવાં પડ્યાં હશે. વિશેષમાં શ્વશુરપક્ષનો ધર્મ સ્વીકારવો એ પુરુષને માટે આપણા સમાજમાં કાંઇક હલકા જેવું ગણાય છે તેથી તેમજ એ કુટુંબના સમાજસુધારણાના વિચારો પણ પોતે ગ્રહણ કરેલા હોવાથી કોઇ વાર ખટાશના પ્રસંગો આવતા પરંતુ પોતાના મોટાભાઇ પ્રત્યે અસાધારણ માનવૃત્તિ અને તેમને માટે બીજી બાબતમાં પ્રાણ પાથરે એટલે તેમજ બહેન અને તેમને નાનપણથી ઊછેરનાર માસી પ્રત્યે અતિશય પ્રેમને લીધે સૌકોઇ તેમના તરફ પ્રસન્ન રહેતું. ભાઇનાં અને બહેનનાં છોકરાંનો એમના પ્રત્યે એટલો પ્રેમ કે તેટલો તેમના પિતા તરફ પણ નહિં હોય—જોકે કોઇને ઝાઝું આપીને રાજી કરવાની શક્તિ તો હતી જ નહિ. તેમનું અંતઃકરણ પ્રેમથી ભરપૂર હતું. જોકે તેનું બહુ બોલીને પ્રદર્શન કરવાની ટેવ નહોતી. કોઇ પ્રકારનો આડંબર એ એમના જાતિસ્વભાવ વિરૂદ્ધ હતો.

ભોળાનાથને ત્યાં પુત્રીઓ તેમજ પૌત્રીઓના પતિઓ એક બે નહિ પણ સાત આઠ હશે તથાપિ કોઇની સાથે મારા પિતા જેટલો તે કુટુંબ સાથે સંબંધ નહિ તેમજ કોઇ એ મહાપુરુષની પાસેથી સંસ્કાર કે પ્રેરણા તેમના જેટલી પામ્યા નહોતા. સને ૧૮૭૭માં દિલ્હીના દરબારમાં એ કુટુંબનાં મુખ્યમુખ્ય માણસો ભોળાનાથભાઇની સાથે ગએલાં અને ત્યાંથી કલકત્તા આદિ સ્થળે પ્રવાસ કરેલો. તે મંડળમાં પણ મારા પિતાને સાથે લીધેલા. ભોળા-નાથભાઇના બધા જમાઇઓ સાધારણ સ્થિતિના હતા એટલે બીજા પણ કોઇપણ જાતે તેવી મુસાફરી કરી શકે તેમ નહોતું. પરંતુ ભોળાનાથને મારા પિતા પ્રત્યે અસાધારણ સદ્ભાવ હતો. તેમના પુત્રો રા. ભીમરાવ, રા. નરસિંહરાવ તથા રા. કૃષ્ણરાવની સાથે મારા

પિતાને પરમ મિત્રતા હતી અને વિશેષ પક્ષપાતને પાત્ર થવાની સર્વ લાયકાત તેમનામાં હતી.

સગાંસંબંધીને પૂછતાં અમને જણાયું હતું કે જે ખાનદાની અમારા પિતામાં હતી તે તેમનાં માતુશ્રી જેઓ મોતીભાઇ દીવેટીઆ (જેમના નામની ખડકી રાયપુરમાં છે તેઓ)નાં પુત્રી હોઇ ઘણાં જ સુશીલ અને સુજનતાવાળાં તરફથી ઊતરી આવેલી. આ પ્રકારના વડીલોપાર્જિત સૌજન્યમાં ઓજસ્વી સાધુચરિત શ્વસુરના સંપર્કથી અસાધારણ ચારિત્ર્યબળ પ્રાપ્ત કરવા તે શક્તિમાન થયા એ નિ:સંશય છે. એમના જેવી nobleness મેં કોઇનામાં જોઇ કે અનુભવી નથી.

મારાં માતુશ્રીની નાજુક તબીયત, તેમના પિતાના ઘરની શ્રીમંતાઇ, અમારા પિતાના વડીલોના વિચાર કાંઇક જૂનાં, એ સર્વને લીધે વિસંવાદ થવાનો પ્રસંગ આવે એ સ્વાભાવિક છે. પરંતુ કયે ઉપાયે મારાં માતુશ્રીના મનનું સમાધાન થાય, તેમના મનને ઓછામાં ઓછું દુ:ખ શી રીતે આવે, સાથે વડીલોનું સન્માન પણ સચવાય એવે માર્ગે હમેશ વર્તી અમારૂં સર્વનું જીવન સુખમય કરવામાં તેમણે કાંઈ બાકી રાખ્યું નથી.

વર્તમાનપત્રો વાંચવાનો તેમને બેહદ શોખ હતો. ગયા જમાનામાં હાલની પેઠે સસ્તાં પત્રો નહોતાં. ટાઇમ્સ ઓફ ઇંડીઆ ચાર આને વેચાતું. તે સિવાય બોંબે ગેઝેટ અને એડવોકેટ ઑફ ઇંડીઆ એ પત્રો પ્રસિદ્ધ થતાં. આપારાવ ભોળાનાથ લાઇબ્રેરીમાંથી રાત્રે તે પત્રો વાંચવા અમને મળતાં અને રાતના બાર વાગતાં સુધી બેસી તે વાંચતાં. જુના જમાનામાં મેટ્રિકનો અભ્યાસ કરેલાઓનું અંગ્રેજી ઘણું ચઢીઆતું હતું અને ગ્રીક રોમન ઇતિહાસોનો અભ્યાસ તેમાં કરવો પડતો. અંગ્રેજ હેડમાસ્તરોના હાથ નીચે શિક્ષણ લેવાથી અંગ્રેજીભાષા પરનો તેમનો કાબુ સારો હતો.

આળસ શું તે તેઓ સમજતા નહીં. પાંચ સાત માઇલ ચાલવું તે તેમને મન હીસાબમાં નહોતું. સાત્વિક ખોરાક તરફ વિશેષ રૂચિ ધરાવતા અને નિયમિત ફરવા જવામાં ચૂકતા નહિ. સાદું સીધું જીવન, માનસિક શાન્તિ અને સંતોષ એથી કરીને પોણોસો વર્ષની ઉમર સુધી તેમની સર્વ શક્તિઓ કામ કરતી. પોતાનું તમામ કામ જાતે કરવું એ તેમનો સ્વભાવ હતો. ઓફીસમાં તો પોતાનું કામ કરે એટલું જ નહીં પણ બીજા કારકુનોને પણ કામ કરી આપે. આજે પણ તેમના હાથ નીચે કામ કરનારા તેમને માન પ્રેમથી યાદ કરે છે.

આપારાવ ભોળાનાથ લાઇબ્રેરીના સંચાલકોમાંના એક તેઓ હતા અને કેટલાંક ખાનગી ટ્રસ્ટોનો વહીવટ પણ તેમના હાથમાં હતો.

તેમના એકમાર્ગી સ્વભાવને લીધે મિત્રમંડળ મોટું નહોતું. રા. બળવંતરામ મહાદેવરામ મહેતા જે પોતાના બનેવી રા. બા. દોલતરાય સંપત્તરાય મુનશી–અહીંના તે વખતના સબજજ સાથે સુરતથી આવેલા તે એમના પરમ મિત્ર હતા. તે સિવાય અહીંની મ્યુનિસિપાલિટીના એક વખતના સેક્રેટરી રા. પ્રાણજીવનદાસ દલાલ તથા પોતાના મસીઆઈ ભાઈઓ લક્ષ્મીપ્રસાદ અનંતરાય મેઢ અને વિનાયકરાય અનંતરાય મેઢ તેમના વિશ્વાસના સમભાગી હતા. રા. બા. લાલશંકર ઉમિયાશંકર પ્રત્યે પૂર્ણ સન્માનની લાગણી તેમને હતી તેમ લાલશંકરભાઇની પ્રીતિ તેમણે સંપાદન કરી હતી.

પોતાનાં બાળકો અને બાળકોનાં બાળકો પર પ્રેમ તો સ્વાભાવિક હોય જ. પરંતુ પુત્રવધૂઓ પર તેમને જે અસાધારણ મમતા તેમને હતી તેવી જવલ્લે જોવામાં આવે છે. પોતાની જરૂરીઆતો તેઓ પૂરી પાડે એમ આશા રાખવાને બદલે તેઓને રખેને શ્રમ કે અગવડ પડે એ વિચારે પોતાનો નિત્યક્રમ ઘડતા. અમને એમ લાગતું કે સ્ત્રીસન્માનની ભાવનાનો જાણે અતિરેક થાય છે. તેમની સુખ સગવડ સાચવવી અને પારકા ઘરમાં તેઓ છે અને કોઇ વડીલની આડખીલી તેમના પર છે એ ભાવના કદી પણ ઉત્પન્ન થવા ન દેવા માટે તેઓ સતત કાળજી રાખતા. એ સાથે એ પણ કહેવું જોઇએ કે એ પુત્રવધૂઓ પણ પોતાના પિતા કરતાં તેમને અધિક ગણતાં અને મારા મોટાભાઇ શ્રી. ગટુભાઇનાં પત્ની સૌ. શ્રીદેવી જે તેમના નિકટ સહવાસમાં વિશેષ આવેલાં તેમણે પોતાની પુત્રીઓ કરતાં પણ તેમનું મન વધારે સાચવ્યું છે તેમજ તેમની સેવા ચાકરી કરી છે.

આવા નીતરતા સૌજન્યવાળા પવિત્ર પુણ્યશાળી પિતાને ત્યાં જન્મ લેવામાં હું મારૂં અહોભાગ્ય સમજું છું. તેઓ પણ પોતાની લીલીવાડી અખંડ મૂકીને મારાં માતુશ્રીની પેઠે શાન્ત અને ભાગ્યશાળી જીવનયાત્રા પૂરી કરી ગયા અને અમારા જીવનપર અલૌકિક છાપ પાડી ગયા.

૬

# રા.સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ

રા.સા. મહીપતરામ રૂપરામના નામથી ગુજરાતમાં ભાગ્યે જ શિક્ષિત વર્ગમાં કોઇ અજાણ્યું હશે. ગુજરાતના પ્રાથમિક શિક્ષકોના પહેલા ગુરુ તરીકે ગામેગામ તેમના શિષ્યોએ

તેમની ખ્યાતિ ફેલાવેલી છે. પચીશ વર્ષથી વધારે સમય ટ્રેનીંગ કૉલેજના પ્રીન્સીપાલ તરીકેના હોદ્દાપર તેમણે કામ કર્યું હતું જેથી સેંકડો શિક્ષકો તેમના હાથ નીચે તાલીમ પામ્યા હતા. તે સર્વ તેમની શિક્ષણપ્રવૃતિ, વિદ્યાર્થીઓ પ્રત્યેની મમતા અને તેમના હિત માટેની લાગણી સારૂ મુક્તકંઠે પ્રશંસા કરે છે; તે સાથે કડક શિસ્તપાલન માટે પણ તેઓ જાણીતા હતા. સદ્ગુરુના સર્વ અંશો તેમનામાં હતા જેથી કરીને બહુ મૂલ્યવાન વારસો ગુજરાતી શિક્ષક મંડળને તેઓ આપી ગયા હતા.

દેશના આ ભાગમાંથી ઇંગ્લાંડ જનાર તેઓ પહેલા જ હતા અને તેને પરિણામે જ્ઞાતિ તરફથી બેહદ ત્રાસ તેમને થએલો. એ જ્ઞાતિ બહિષ્કારનો ખ્યાલ આ જમાનામાં આવવો મુસ્કેલ છે. આજ તો લ્હાણું નોતરૂં બંધ થાય અને છોકરાં પરણાવવામાં અડચણ આવે એ વધારેમાં વધારે અગવડ પાડી શકાય. તે જમાનામાં તો રહેવા ઘર કોઇ આપે નહીં; નોકર કોઈ મળે નહીં અને સગાં વહાલાંથી મળવા સરખું જવાય નહીં. જમવા કે કન્યા વ્યવહારની તો વાત જ શાની. થોડા અંગત મિત્રો સિવાય તમામના રોષ અને તિરસ્કારને પાત્ર થવાનો પ્રસંગ રા.સા. મહીપતરામને આવેલો.

રા.બા. ભોળાનાથ અને મહીપતરામને ગાઢ મૈત્રી હતી. ઇંગ્લાંડ જતા પહેલાં ભોળાનાથે તેમના સાથમાં રહેવા વચન આપેલું અને તે પાળી બાર વરસ સુધી જ્ઞાતિજનોના ત્રાસ વેઠ્યા હતા. મહીપતરામને રહેવાનું ઘર પણ તેઓએ પોતાનું ફાલતુ હતું તે આપ્યું હતું; જે માટે સંબંધીઓએ ઉગ્ર વિરોધ કર્યો હતો. આ બે મિત્રોને દેશની ધાર્મિક અને સામાજિક ઉન્નતિની તીવ્ર ઇચ્છા હતી અને તે માટે યોજનાઓ ઘડતા. એક બીજાના ઘરમાં વિચાર વિરુદ્ધ જરા પણ વ્યવહાર હોય તો છૂટથી ફેરફાર કરાવતા.

આ રીતે આ બે કુટુંબનો પરસ્પર સંબંધ પ્રથમથી જ હતો એટલે કોઇકોઇ વાર બંને કુટુંબને એકઠાં થવાનો પ્રસંગ આવતો પરંતુ રાવ સાહેબ મહીપતરામનો અંગત પરિચય મારે નહોતો. મહીપતરામભાઇને સહુ કોઈ રાવ સાહેબ કહેતું. કૉલેજમાં અને નિશાળમાં તેજ નામે તેઓ ઓળખાતા. રાવ સાહેબ એટલે પ્રીન્સીપાલ એમ પર્યાય જેવું થઇ ગયું હતું. ભોળાનાથભાઇને ત્યાં છોકરાંઓ તેમને મહીપતરામ કાકા અગર મહીપતરામ મામા કહેતાં. આ છેલ્લા નામથી હું તેમને વિશે વાત કરતી. મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજમાં અમારી પરીક્ષા લેવા તેઓ આવતા એ પ્રથમ પરિચય. મારો વિવાહ સંબંધ તેમને ત્યાં થયો પછી વિશેષ સમાગમમાં આવવાની તક મળેલી પરંતુ દુર્ભાગ્યે



રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ

તેમનું આયુષ્ય ૧૮૯૧માં પૂરૂં થયું જેથી એ સજ્જનના સાથનો મને બહુ થોડો લાભ

મળ્યો. સુધારક હોઇ સ્ત્રી સન્માનના પૂરા પક્ષપાતી એટલે તેમને ત્યાં પુત્રવધૂઓનું જાણે રાજ્ય હતું. તેમના ઘરમાં સ્ત્રીવર્ગમાં બીજું કોઈ નહોતું એટલે ખૂબ લાડમાં પુત્રોની માફક પુત્રવધૂઓને રાખવામાં આવતી. મનગમતું ખાવાપીવાનું, ગાડીમાં બેસી ફરવા જવાનું, રમતો રમવાની અને સભાઓ, મીજલસો, મેળાવડા વગેરેમાં પુરુષ વર્ગ સાથે હમેશ જવાનું. તે જમાનામાં આ બધું બધાને ત્યાં જોવામાં આવતું નહીં.

ઇંગ્લાંડથી પાછા આવી નાતને કોલ આપ્યા મુજબ સ્વજ્ઞાતિનો રસોઇઓ તેઓ હમેશ રાખતા અને તે ન મળે તો હાથે રાંધવાનો પ્રબંધ હતો. બધી વધૂઓ બાળક તેમને હસાવી રમાડી રંધાવે ને જમે. મોટા બે પુત્રોને ત્યાં બાળકો તેમના છતાં હતાં અને બાળકો પર અત્યંત પ્રીતિ તેમને હતી. સને ૧૮૯૧ની સાલમાં અમારી નિશાળમાં લેડી સુપરીન્ટેન્ડન્ટે અમને છઠ્ઠા ધોરણમાંથી મેટ્રીકમાં બેસાડવા વિચાર કર્યો હતો પરંતુ રાવ સાહેબ તેની તરફેણમાં નહોતા. તેમને લાગેલું કે આ મુસ્કેલ કામ બનશે નહિ અને અતિશય મહેનત કરેલી નકામી જશે. પરંતુ સુપરિન્ટેન્ડેન્ટે તેમનું કહેવું માન્ય ન રાખ્યું અને મૅટ્રિકમાં બેઠા તે પહેલાં તેઓનું અવસાન થયું.

તેઓ પ્રાતઃકાળે ચાર વાગે ઉઠીને પોતાનું લખવાનું કામ હમેશાં કરતા. રાત્રે મોડી રાત સુધી વર્તમાનપત્ર વાંચતા. તેમનાં પ્રસિદ્ધ થએલાં પુસ્તકો ઉપરાંત ભાષાંતર ખાતાનાં અનેક પુસ્તકો અને શાળાપત્રનાં બેશુમાર લખાણો મળી ગ્રંથભંડાર થાય તેટલો લખાણનો ભંડાર તેઓનો છે.

રાવ સાહેબની પ્રકૃતિ મોજશોખથી બીલકુલ રહિત–puritanic–હતી. સુરતના વતની હોવા છતાં ખાવાપીવાના શોખીન કે સંગીતનો શોખ ધરાવનાર તેઓ નહોતા. ભોળાનાથના ઘરમાં રંગરાગ, સંગીત, કલાપ્રિયતા, નાટ્યપ્રયોગો, ચિત્રકલા વગેરેના ભરચક વાતાવરણથી ઉલટું જ વાતાવરણ એમને ત્યાં અનુભવમાં આવ્યું. આનું કારણ ગમે તે હશે પરંતુ ધર્મશુદ્ધિની જે ભાવનાથી ઇંગ્લાંડમાં puritanismનો ઉદ્‌ભવ થયો હતો તેવી જ મનોવૃત્તિ આ પ્રકૃતિના મૂલગત કારણ રૂપે હશે એમ મારી અલ્પમતિ પ્રમાણે લાગે છે. સાથે સાથે શિક્ષકનું જીવન એટલે વિદ્યાર્થીઓ પર રખેને મોજશોખની છાપ પડે એ પણ કારણ હોવા સંભવ છે.

પોતાનાં ઓછા સાધનવાળાં સંબંધીઓને મદદ કરવામાં તેઓ હમેશ તત્પર રહેતા. તેમના વિધવા સાળીનાં છોકરાં, બીજી સાળીનાં છોકરાં, પીતરાઇ ભાણેજ વગેરેને પોતાના

ઘરમાં પાળી પોષી, તે પૈકી છોકરાંઓને યુનિવર્સિટીની ઉંચી કેળવણી આપી તેમણે ઠેકાણે પાડ્યા હતા અને એ સર્વે તેમના મમતાળુપણાની તારીફ કરે છે. છતાં એકંદરે તેમનામાં હૃદય કરતાં બુદ્ધિનું પ્રાધાન્ય હતું એમ લાગે છે. પોતાનાં પત્ની ત્રણ પુત્રો મુકી સ્વર્ગવાસ પામ્યાં તે વખતે તેમના સૌથી નાના પુત્ર બાળક હોવાથી તેમના પર પિતાનું અતિશય વાત્સલ્ય હતું. વિશેષમાં બુદ્ધિમતા તથા બહુમાન વૃત્તિને લીધે એ લાગણી બળવત્તર થઈ હતી. નાની ઉમરમાં યુનિવર્સિટીની યશસ્વી કારકીર્દી, લેખનકળાનું કૌશલ અને ઉદાર-મતમત તરફનો આગ્રહઃ આ સર્વ ગુણો માટે પિતાને આ પુત્ર માટે સકારણ ગર્વ હતો.

સરકારી નોકરીને અંગે ભાષાંતર ખાતાનું તેમજ પાઠ્યપુસ્તકો રચવાનું કામ તેમને કરવાનું હતું. તેમણે લખેલો 'હિંદુસ્તાનનો ઇતિહાસ' જૂના વખતમાં શાળાઓમાં ચાલતો. પરંતુ તેમાં કવચિત દર્શાવેલા દેશપ્રીતિના ઉદ્‌ગારોથી અંગ્રેજ અમલદારો નારાજ થએલા અને તેમને માટે સરકારમાંથી સખત ટીકાઓ થઇને આવેલી. આ ઇતિહાસ પાઠ્યપુસ્તક તરીકે રદ કરી નવો ઇતિહાસખાતાએ રચાવી ચલાવવા માંડ્યો હતો. અમારા અભ્યાસ દરમિયાન મહીપતરામનો ઇતિહાસ હવે નથી ચાલવાનો અને હંટરકૃત ચાલવાનો છે એ ફેરફાર થએલો પરંતુ તેની અંદર શું કારણ હતું તે અમે સમજ્યાં નહોતાં. પાછળથી ઑફીશીઅલ ટીકા વાંચતાં એ રહસ્ય જાણવામાં આવ્યું

નોકરીમાંથી નિવૃત્ત થઇ પ્રાર્થનાસમાજનું તેમજ સમાજ સુધારાનું કામ કરવાની તેમની ઇચ્છા હતી. નિવૃત્ત થવાની અરજી કરી અને તેનો જવાબ આવે તે પહેલાં એકાએક સને ૧૮૯૧ના મે માસમાં તેમનો દેહાન્ત થયો.

૭

## ચતુરલક્ષ્મી

આ સ્મૃતિચિત્રોમાં જાણીતાં કે અગ્રગણ્ય મનુષ્યો સંબંધે લખવાનો હેતુ નથી. જેમના સંબંધમાં મારે આવવાનું અને જેઓ મારા જીવનપર છાપ પાડી ગયાં એવાં સર્વનાં આછાં ચિત્રો આપવાનો પ્રયત્ન છે.

ચતુરલક્ષ્મી તે રા. ભીમરાવ ભોળાનાથનાં પત્ની, રા. બાપુભાઇ દયાશંકરનાં પુત્રી

એટલે પ્રીન્સીપાલ આનંદશંકરનાં બ્હેન. એઓ મારાં મામી થાય. તેમના હાથ નીચે મારા બાળપણનો કેટલોક સમય ગયો હોવાથી તેમના અનેક ગુણો આલેખવા ઇષ્ટ સમજું છું. એ ખાનદાન કુટુંબની બાઇએ ભોળાનાથના કુટુંબમાં આવી તેને દીપાવ્યું, એ નિઃસંશય છે. મારાં માતુશ્રી તેમનાં નણંદ થાય પરંતુ એક સગીબ્હેન કરતાં બાળાબ્હેનને તેમનાપર વિશેષ વહાલ હતું. એકબીજાની ભીડ સાચવે અને મોટા કુટુંબમાં અથડાયા વગર સરલતાથી કામ કાઢી લે. એકબીજાનાં બાળકોને સાચવે અને પરસ્પર એવો વ્યવહાર રાખે કે કોઇની ભૂલ છતી થવા ના દે. મારાં માતુશ્રીની તબીયત સદાની નબળી. એટલે અનેક પ્રસંગે ચતુરબા તેમની વહારે આવતાં.

આવો સંબંધ એટલે મારો તેમનાપર પૂજ્ય ભાવ હતો. તેમના પતિ એટલે રા. ભીમરાવ વીસ બાવીસ વર્ષ સુધી કાયમના બીમાર હતા. એવા પતિની રાત દિવસ ઉત્સાહભેર સેવા કરવી એ તેમના જીવનનું મુખ્ય કર્તવ્ય હતું. તેમને માટે ખાસ ભોજન સામગ્રી કરવાની, અને અનેક જરૂરીઆતો, દવાઓ વગેરે માટે કાળજી રાખવાની હતી છતાં હસતાં એ આખા ઘરમાં જેનું કામ હોય તે કરવા તૈયાર હતાં. સંયુક્ત કુટુંબમાં વ્યક્તિઓની જરૂરીઆતો પર લક્ષ થોડું અપાય અને અપાય તો બીજાંને રીઝવી પોતાના વ્યાધિગ્રસ્ત પતિની સુશ્રૂષામાટે સાધન મેળવી લેવાની તેમની કુનેહ અજબ હતી. પાછળથી કુટુંબની આર્થિક સ્થિતિ નરમ થતાં પોતાનું જે હતું તે વાપરી એ પતિની માંદગીના ખર્ચના બોજા ઉઠાવતા હતા. પતિના અવસાન પછી સાત આઠ બાળકો સાથે કુટુંબ વ્યવહાર ચલાવ્યો, જુના રીવાજો મુજબ છોકરાંના લગ્નાદિપ્રસંગો કાઢ્યા તે એક ધીંગ કમાનાર પુરુષને પણ હઠાવે તેવું હતું. ઘરમાં કમાનાર કોઇ નહીં. બાળકોને કેળવણી આપવાની અને ઘરનો મોભો સાચવવાનો. આવી વિકટ કસોટીમાં એ હિંમતવાળી બાઇએ જે ધૈર્ય અને સંયમ રાખ્યો હતો તે સહુને બોધ લેવા લાયક હતો.

રસોઇની ઉત્કૃષ્ટ આવડત તેમનામાં હતી. રા. ભીમરાવની કાયમની અનારોગ્ય પ્રકૃતિને લીધે ખાવામાં કરી પાળવાની અને સાથે રોજનું એ હોવાથી ભાવવા ન ભાવવાનું અતિશય પ્રમાણમાં હતું. અનેક વાનીઓ તૈયાર કરી હોય તેમાંની એકે પસંદ ના પડે એમ ઘણીવાર બનતું છતાં રોષને ગળી જઇ ફરતાફરતી વિવિધ વસ્તુઓ હાજર કરી કૃતકૃત્ય થતાં મેં તેમને કેટલીએ વાર જોયાં છે. તેમની પાકશાસ્ત્રની પ્રવીણતાનો લાભ મને પણ મળ્યો છે.

આટઆટલા કામકાજમાં વાંચવાનો તેમને ભારે શોખ હતો. મોડી રાત્રે દીવે પણ વાંચીને આ શોખ તૃપ્ત કરતાં. સાધારણ છ ચોપડી ગુજરાતી અને જુજ અંગ્રેજી ભણેલાં હતાં. કુટુંબમાં બીજાં કરતાં મારાં મા પ્રત્યે તેમને વિશેષ ભાવ જેથી બીજાં બાળકો કરતાં અમારા પર ખાસ મમતા રાખતાં અને અમારે માંદેસાજે-મારા પિતાને ત્યાં આવી મદદ કરતાં. ઘરનાં ઘણાં કહેતાં કે 'બાળા તું ભૂલ ખાય છે. ચતુરબા તો બધું ઉપરનું ને દેખાડવા કરે છે' પણ જાત ઘસીને અગવડ વેઠી પ્રત્યેક મુશ્કેલીમાં સાથ આપ્યો અને મરણપર્યંત એ સુજનતા રાખી તે દેખાડવાની છે એમ માની શકાય તેમ નહોતું. તેમ હોય તો પછી ખરૂં કોને કહેવું? રા. આનંદશંકરભાઈને સાત બ્હેનો હતાં પણ આમની તોલે કોઈ આવે નહીં. આવાં હોશીઆર અને ચારેખુણે ડાહ્યાં બાઈ દુર્લભ છે એમ કહું તો અતિશયોક્તિ નથી.

ઇશ્વરની રચનાની કોઈને ગમ પડતી નથી. ચતુરબાને માથે દુઃખની પરંપરા આવી પડી. પતિનું ઓગણચાળીસમે વર્ષે અવસાન થયું. પોતાની ત્રણ જુવાન પુત્રીઓના મંદવાડ અને દેહાન્ત; બે પુત્રવધૂઓના મંદવાડ અને મૃત્યુ; ત્રણ દોહિત્રીઓના લાંબા મંદવાડ અને મૃત્યુ. આમ ભરજવાન વયનાં દસ સ્વજનોને ખોઈ બેઠાં છતાં શાંત અને પરગજુ સ્વભાવ ટકાવી રાખી તેમણે પોતાનું આયુષ્ય પૂરૂં કર્યું. મરનાર સ્વજનોનાં નમાયાં બાળકોને ઉછેરવામાં પોતાની સર્વશક્તિઓ વાપરી. સ્વ. ડૉ. મોતીબાઈ કાપડીઆ કહેતાં કે અમદાવાદમાં હજારો ઘરમાં હું ગઈ છું અને સ્ત્રીવર્ગ સાથે પરિચયમાં આવી છું પણ ચતુરબા તે ચતુરબા છે અને તેમની જોડી મને હજી સુધી જડી નથી.' સંયુક્ત કુટુંબની સરાણ પર ચઢી જેમણે પોતાના સર્વ ગુણોને ઓપ આપ્યો અને તે ગુણો વડે આસપાસનાં સર્વનાં જીવન ધન્ય કર્યાં એ સૌજન્યશાળી બાઈનો સદા સ્વર્ગવાસ થજો એ મારી નમ્ર પ્રાર્થના છે.

## ૯

## સૌ. સત્યવતી

ચતુરબા જેવાં પુણ્યશાળી માતાની એ પુત્રી હતાં. રા. ભીમરાવ તેમના પિતા થાય. સાહિત્ય સંગીત કલામાં તેઓ નિષ્પન્ન હતા અને જો ભીમરાવની જુવાન ઉમરમાં

વ્યાધિએ ઘેરી લીધા ના હોત તો પોતાની શક્તિઓનો લાભ વિશેષ પ્રમાણમાં જગતને આપી શકત. ભીમરાવની સાહિત્ય-કૃતિઓ ઝાઝી નથી પણ મૂલ્યવાન તો છે જ. આવાં માબાપને ત્યાં અનેક સુસંસ્કારો બ્હેન સત્યવતીને મળેલા હતા. ભોળાનાથના કુટુંબમાં ભીમરાવના જેવું સુરૂપ કોઇનું નહોતું. બ્હેન સત્યવતી પણ તેવાં જ રૂપવાન હતાં અને રૂપ ઉપરાંત તેજનો અંબાર તેમનામાં ભરેલો હતો મારાં સમવયસ્ક હોઇ મને ખૂબ પ્રિય હતાં. નાની ઉમરમાં તેઓ રા. લલ્લુભાઇ સામળદાસ સાથે પરણીને ભાવનગર રહેવા ગયાં; પરંતુ અમારો પત્રવ્યવહાર નિયમિત ચાલતો હતો. અમારે એક બીજા વચ્ચે જૂદાઇ જેવું નહોતું.

સત્યવતી અસાધારણ બુદ્ધિ ધરાવતાં કદે સહેજ નીચાં હતાં અને નાની ઉમરમાં સારો અભ્યાસ કરેલો. એક વખત પરીક્ષકે નકશામાં કાંઇ દેખાડવા કહ્યું જે જગાએ તેઓ પહોંચી ન શક્યાં અને સ્ટુલ પર ચઢી તત્કાળ તે જગા બતાવી જેથી પરીક્ષક ઘણાજ પ્રસન્ન થયા હતા. અંગ્રેજી પાંચ ચોપડી સુધી તેમણે અભ્યાસ કરેલો તે તે જમાના માટે ઘણો ગણાતો. મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજને અંગે જે અંગ્રેજી વર્ગો સને ૧૮૮૦ પછી શરૂ થયા તેનો લાભ લેનારાં બ્હેનો પૈકી સત્યવતી એક હતાં. પાંચ સાત પારસી બ્હેનો અને એઓ એટલાં એ વર્ગમાં દાખલ થયાં હતાં. રા.સા. મહીપતરામનાં પુત્રવધૂ શૃંગાર તે બીજાં ગુજરાતી બ્હેન આ અંગ્રેજીવર્ગમાં દાખલ થનાર હતાં. મહીપતરામ અને ભોળા-નાથના અથાગ પ્રયાસથી એ વર્ગો ઉઘાડવામાં આવેલા જે બીજમાંથી આજે છોકરીઓની સરકારી હાઇસ્કુલનું વૃક્ષ ફાલ્યું ફુલ્યું છે અને સંખ્યાબંધ કન્યાઓ ત્યાંથી ઉચ્ચ શિક્ષણ લઇ બહાર પડી છે.

માતા પિતા બંનેની ખાનદાની સત્યવતીમાં ઉતરી હતી એટલું જ નહીં પણ દ્વિગુણિત થઇ હતી. તેર વર્ષની ઉમરે તદ્દન અજાણ્યા, પરાયા, નાના મોટા અનેક માણસોવાળા સાસરાના કુટુંબમાં તેઓ ગયાં. કુટુંબ અજાણ્યું એટલું જ નહીં પણ ગામ પ્રદેશ નવો, રીતરીવાજ તદ્દન જૂદા; ધનવૈભવ અને સત્તાના ગર્વપૂર્ણ કુટુંબમાં આ નાનકડી બાળા એકએક જણને પ્રિય થઇ પડી એ તેની સાચી લાયકાતનું જ પરિણામ હતું. જેઠ જેઠાણી, જાજરમાન પ્રતાપી નણંદ, ભાણેજાં ભત્રીજાં સહુનો મુકામ એને ત્યાં અને સાક્ષાત્ કોઇ દેવી હોય તેમ તેના તેજમાં સહુ અંજાઇ ગયાં હતાં એ વાતની સાક્ષી ભાવનગરનાં તેનાં સંબંધીઓ પૂરે છે.

તેમના આગ્રહપૂર્ણ આમંત્રણથી અમે એકવાર નાતાલમાં ભાવનગર ગયાં હતાં. તેમના ભાવપૂર્ણ આતિથ્યનો લહાવો લઇ આ બધું નજરે જોયું હતું. હિંદુ સમાજમાં માબાપ અરે, ઘણીવાર માબાપ પણ નહીં દાદાદાદી, કાકાકાકી કે ફોઇમાસી લગ્ન સંબંધો પોતાની ઇચ્છા મુજબ ગોઠવે છે. તેજ મુજબ બ્હેન સત્યવતીનો સંબંધ ગોઠવાયો હતો. જેને કોઈ દિવસ જોએલા નહીં, જેમને વિષે કશી માહિતી નહીં એવા કેવળ અજ્ઞાત પુરુષ સાથે વિધિવશાત્ લગ્ન સંબંધથી જોડાવા છતાં સંપૂર્ણ સુયોગ્ય જોડું એ હતું અને એમનું જીવન પણ અસ્ખલિત સ્નેહથી ભરપૂર નીવડ્યું. જો કે આ અકસ્માત હતું છતાં વાસ્તવિક સ્થિતિ એ હતી એમાં કોઈ સંશય નથી. બ્હેન સત્યવતીની લાયકાતને યોગ્ય જ રા. લલ્લુભાઈ હતા એમ કહેવું જ જોઇએ. સત્યવતી પરના અસીમ સ્નેહને લઇને ભોળાનાથના આખા કુટુંબ પર તેમણે અનેક ઉપકારો કર્યા છે અને એ કુટુંબને પોતાના કુટુંબ જેવું ગણી તેમના પ્રત્યે મમતા રાખે છે.



સૌ. સત્યવતી

ભાવનગર છોડી મુંબાઇ નિવાસસ્થાન થયું ત્યાં પણ બ્હેન સત્યવતીની કીર્તિ પ્રસરવા લાગી. મુંબાઇમાં પ્રતિષ્ઠિત કુટુંબો સાથે તેમનો સંબંધ થયો અને સર્વત્ર સુમેળ સાધ્યો. આજે પણ એમને આદર અને મમતાથી સહુ યાદ કરે છે.

અતિથિ સ્વાગતનો ધર્મ પિતાને ત્યાં હમેશ વર્તનમાં જોએલો તેમાં કાઠિયાવાડના

સ્વાગતની ભાવના ભળી એટલે તેમનું ઘર મહેમાનોથી હમેશ ભરપૂર રહેતું. મુંબાઇમાં ભણવા રહેનાર, પરીક્ષા આપવા આવનાર ઓળખીતા, વગર ઓળખીતા, સંબંધી, પરાયા એમ સંખ્યાબંધ વિદ્યાર્થીઓ ત્રણસેંને પાંસઠ દહાડા ત્યાં હોય. ઉલ્લાસથી એ સર્વને સગવડ આપવી એ પોતાનું પ્રથમ કર્તવ્ય સમજતાં. સવારમાં વહેલાં સ્નાન કરી ઇશ્વિર સ્તવન કર્યાં બાદ જ ચ્હા પણ પીવાનો નિયમ હતો. ઘરમાં રહેનાર સર્વેની ચ્હાપાણીની વ્યવસ્થા કરી રસોઇ ઉપર જાતે દેખરેખ તેઓ રાખતાં. નાગર રસોઇઓ જ રાખવાનો અને ઘણીવાર અછતને લીધે તે નહોય તો પોતે જાતે પચીસત્રીસ માણસની રસોઈ કરી લે. નાજુક પ્રકૃતિને આ શ્રમ કોઇવાર ભારે પડી જતો પણ ઓળખીતાંમાંથી કોઈ બીજાને ઘેર ઉતરે તો તેમનો જીવ નારાજ થઇ જતો. વિદ્યાર્થીઓ ઘણીવાર અવિચારી હોય છે તે તેમને ત્યાં જોયું. પારકે ઘેર જમે, રાજરાણી જેવી કોમળ કાયાની સ્ત્રી રસોઇ કરે ત્યાં જમવાની હરીફાઇ ચાલે અને રોટલી કે પુરી ખાવામાં કોણ 'નૉટ-આઉટ' થાય છે તેની સ્પર્ધામાં ઉતરે. આજે નાગર સિવાય બીજા બ્રાહ્મણોનું એ જ છોકરાઓના ઘરનાં જમે છે ને એ બ્હેનને જે બોજો ઘણીવાર ઉપાડવો પડતો તેનો વિચાર કરતાં હૃદય કંપે છે. ચાળીસપચાસ રૂપીઆનો દરમાયો લેનાર રસોઇઓ ગમે ત્યારે રીસાઇને ચાલી જતો અને બીજો મળવાની મુંબાઇમાં ઘણીવાર મુશ્કેલી પડતી.

સત્યવતીનાં માતાપિતા વડોદરે રહેતાં અને અમદાવાદમાં મારાં માસી જીજીબાના હાથ નીચે તે ઉછરેલાં. શિસ્તપાલનનો ગુણ તેમની પાસે તેમણે કેળવ્યો હતો અને ઘરમાં નોકરવર્ગ તેમજ બાળકોને શિસ્ત પળાવતાં. સાથે દયાળુ પણ તેટલાં જ. અનેક સ્ત્રીપુરુષોને પૈસા કપડાં વગેરેની ગુપ્ત અને જાહેર મદદ કરતાં. ઇશ્વરે તેમને સંપૂર્ણ સાધનસંપન્ન કર્યાં હતાં તેનો પૂર્ણ ઉપયોગ કરી અનેકનાં દુ:ખ તેમણે નિવાર્યાં હતાં. સુખ વૈભવની રેલછેલ હતી છતાં સદા વિનમ્ર અને હસમુખાં હતાં. અમદાવાદ આવે ત્યારે પોતાની બાલસખીઓને બોલાવે, મળે અને તેમનાં બરોબરીઆં હોય તેવું વર્તન રાખે. અમદાવાદ આવે ત્યારે તેમના વાસથી જાણે ઘર ઉજ્જવલ અને દેદીપ્યમાન લાગતું. તેમના જીવન-કાર્યમાં યશસ્વીપણું નિર્માણ થએલું હતું અને તેમના સહકારથી સફળતા મળશે એમ સહુને લાગતું. પોતાનાં બાળકોને સુશિક્ષણ આપવા તેમણે સર્વ પ્રયાસો કરેલા. મુંબાઇમાં વસી નવા વાતાવરણમાં તેમની બંને પુત્રીઓ ઉછરી હતી. પરંતુ જૂના વિચારનાં સંબંધીઓ આ પારખી શક્યાં નહીં અને વડીલોને વશ વર્તવામાં આ પુત્રીઓના લગ્નસંબંધ કરવામાં

સત્યવતીબ્હેને નમતું આપ્યું જેથી એ બ્હેનોનું જીવન સાંસારિક ક્ષેત્રમાં વિકાસ પામી શક્યું નહીં. બ્હેન સુમતિ તે સત્યવતીનાં પુત્રી અને એનાં જન્મદાત્રી તરીકે પણ સત્યવતીનું જીવન ધન્ય ગણાય. સોળ વર્ષની એ બાલિકામાં ત્રીસ વર્ષની પ્રૌઢસ્ત્રીનું ડહાપણ હતું. સત્યવતીનો સ્વર્ગવાસ પાંત્રીસ વર્ષની ઉમરે થયો તે પછી પોતાનાં નાનાં મોટાં ભાંડુની રક્ષક તે બની. પિતૃગૃહની અધિષ્ઠાત્રી થઇ અને ઘરનો ચાલતો આવેલો મોભો જાળવ્યો. વિવેકવિચાર, અતિથિ સત્કાર વગેરેને લઇને તેની સુવાસ સર્વસંબંધીઓમાં પ્રસરી. ચૌદથી ઓગણીસ વર્ષની વયમાં એનું વાંચન કોઇપણ ગ્રૅજ્યુએટથી ઉતરતું નહોતું. સાહિત્ય અંગ્રેજી તથા સંસ્કૃત ઉપરાંત વિવિધ વિષયો સમજવાની તેની બુદ્ધિમાં અસાધારણ ગ્રાહકતા હતી. ટુંક સમયમાં કેટલુંએ વાંચ્યું ને કેટલું બધું લખ્યું. કવિતા, વાર્તા, નાટક, ધર્મપુસ્તક આદિ વિધવિધ વિષયો પર પુસ્તકો રચ્યાં. આયુષ્ય અને શક્તિની ત્રિરાશીને હીસાબે અલ્પ આયુષ્યમાં અતિશય શક્તિનો આવિર્ભાવ તેણે કર્યો. સાથે શરીર સ્વાસ્થ્ય બીલકુલ નહીં. રોજની માંદગી દરમિયાન અભ્યાસ અને લેખન કોઇ દીર્ઘાયુષીને પણ શરમાવે તેવાં હતાં. મેં એકવાર જણાવ્યું છે તેમ બ્હેન સુમતિનું સ્થાન અજોડ છે.

બ્હેન સત્યવતી અતિ બુદ્ધિશાળી તેમજ વ્યવહારકુશળ હતાં. તેમનાં માતુશ્રી ચતુરબાના વિકટ પ્રસંગોમાં તેઓ અને તેમનાં મોટાંબ્હેન કેશવબાની હિંમત અને સલાહ વડે નાના ભાંડુઓને આગળ વધારવામાં ચતુરબા સમર્થ થએલાં.

મેં આગળ કહ્યું છે તેમ અમારો સંબંધ ગાઢ હતો અને સગી બ્હેનો જેવો વ્યવહાર હતો. તેમના નાના પુત્રને મારી એકાદ પુત્રી સાથે વરાવવાની તેમની તીવ્ર ઇચ્છા હતી. એક બેવાર એમણે મને કહેલું પણ ખરૂં પરંતુ એ વાત હસી કાઢેલી કે આટલા નજીકના સંબંધમાં કેમ બને ને વળી નવા જમાના પ્રમાણે બાળકો મોટાં થાય ને તેમને રૂચતું આવે તો જ બની શકે. તેમની હયાતી બાદ તેમના નાના પુત્રનું લગ્ન મારી ત્રીજી પુત્રી સૌદામિની સાથે થયું; પણ દુર્ભાગ્યે તેઓ તે જાણવા પામ્યાં નહિ.

રા. વીરમિત્ર દીવેટીઆ તે સત્યવતીના ભાઇ થાય. તેમના પર તેમનું અતીવ વાત્સલ્ય હતું. મુંબાઇ તેમને ત્યાં રહીને જ તેઓ ભણેલા. તેમને ઉત્સાહપૂર્ણ અને હોંસથી પોતાને ઘેરથી ઇંગ્લાંડ વિદાય કરેલા એ ચિત્ર અત્યારે ખડું થાય છે. તે પછી ટુંક સમયમાં અલ્પ આયુષ્ય ભોગવી ચોત્રીસ પાંત્રીસ વર્ષની ઉમરે બ્હેન સત્યવતી દેવલોક પામ્યાં. રા. વીરમિત્ર પાછા આવ્યા ત્યારે એ બ્હેનવિહોણા ઘરમાં તેમણે પ્રવેશ કર્યો.

સાસરા પક્ષ તેમજ પીયેર પક્ષ બંનેના પર સરખી મમતા રાખી બંનેની પ્રીતિ સંપાદન કરવી એ સુલભ નથી. આ માટે માત્ર ધનસંપત્તિ બસ નથી. બીજાંને accom modate થવાની એટલેકે પોતાના સ્વત્વને પાછળ રાખવાની કુનેહ હોય, ઉદાર દિલ હોય, અપમાન ગળી જવાની શક્તિ હોય તો જ આ કાર્ય સિદ્ધ થાય તેવું છે. ભિન્નભિન્ન આચાર વિચારનાં બંને પક્ષ તેથી એ સિદ્ધ કરવાની ખાસ મુશ્કેલી હતી છતાં તે પાર પાડ્યું.

ભાવનગરના રાજવૈભવ છોડી મુંબાઇ નિવાસ કરતાં જૂદા જ વાતાવરણમાં રહેવાનું હતું. રજવાડી ઠાઠ નહોતો. કદાપિ શરૂઆતમાં તેમને એ કાંઇક કપરૂં લાગ્યું હશે, પરંતુ ટુંક સમયમાં લલ્લુભાઇએ મુંબાઇમાં આગેવાનીભર્યું એવું સ્થાન પ્રાપ્ત કર્યું કે રજવાડાને હઠાવી દે. આ તેજસ્વી બાઇનું તપ એવું હતું કે તેમના ભાગ્યે જે જોઇએ તે મળી આવે. મુંબાઈમાં માન મરતબો વધ્યાં. લલ્લુભાઇને નાઇટહુડ મળ્યું તે પ્રસંગે જો તેઓ હયાત હોત તો તેમના આનંદનો પાર ન રહેત. ભોળાનાથના કુટુંબને દીપાવનાર તેમના પરિચયમાં આ બ્હેન એક હતાં એ વાત તો નિર્વિવાદ છે. મારો જેટલો તેમની સાથેનો સંપર્ક હતો. તેટલે દરજ્જે મારા જીવિતને પણ હું ધન્ય માનું છું.

૯

## રા. રતનલાલ ત્રંબકલાલ દીવેટીઆ

રા. રતનલાલને હાલ થોડા જ ઓળખતા હશે. કેટલાક તેમને ભોગીન્દ્રરાવ દીવેટીઆના બાપ તરીકે કદાચ જાણતા હશે. એમની સાથે અમારા કુટુંબને ચાર તરફનો સંબંધ હતો. જો કે બીજાને તેમાં રસ પડે તેમ નથી છતાં તે જણાવું છું. મારાં માતા બાળાબ્હેનના માસીના દીકરા અને મારા પિતા ગોપીલાલના તેઓ મામાના દીકરા થતા. તેમનાં પત્ની તે બાળાબ્હેનનાં ફોઇનાં દીકરી અને ગોપીલાલનાં કાકાનાં દીકરી. આ સંબંધથી અમે તેમને કાકામામા કહેતાં. બાળાબ્હેનનાં માસી તેમને નાનપણમાં મૂકીને ગુજરી ગએલાં એટલે ભોળાનાથને ઘેર તેઓનો ઘણો વાસ હતો. તેમના પુત્રો બરાબર તેઓ ગણાતા અને ઘરમાં ચાલતા બનાવોપર ચર્ચાઓ કરતા. ટ્રેનીંગ કૉલેજમાં તેઓ વિજ્ઞાનના શિક્ષક હતા અને તેથી રા. સા. મહીપતરામને ત્યાં પણ તેમની અવરજવર પુષ્કળ હતી. આ

બંને તરફના સંસ્કારથી તેમના જમાનાથી ઘણે દરજ્જે આગળ વિચાર તેઓ ધરાવતા. મહીપતરામના સમુદ્રગમનના પરિણામે જ્ઞાતિ બહિષ્કારનાં બાર વર્ષ દરમિયાન અડગ રહી તેમણે સાથ આપેલો–તેમની બુદ્ધિ એટલી જોરદાર હતી કે તેની કસોટીમાં કોઇ વહેમ, શબ્દપ્રમાણ, લાગણી, ટકી શકતાં નહીં. એક તીક્ષ્ણ ચાલતી છરીની માફક બુદ્ધિની દલીલ વડે નકામી વાતો તોડી પાડી શકતા. સ્પષ્ટ વક્તા હોઇ ઘણીવાર અપ્રિયતા પણ વહોરી લેતા. Give & take જેવી સમાધાનની વાત તેમને રૂચતી નહીં. મીલ, સ્પેન્સરનો તેમનો અભ્યાસ હતો કે નહીં તેની મને ખબર નથી પરંતુ નવા જમાનાએ તે વખતમાં rationalism અર્થાત્ બુદ્ધિવાદને પ્રાધાન્ય આપેલું તેના પ્રતીક રૂપ એઓ હતા.

રાજકીય બાબતમાં તે જમાનામાં ઉદ્દામ ગણાય તેવા મત ધરાવતા–સરકારી નોકર હોવા છતાં અમૃતબજાર પત્રિકાના પરમ ભક્ત હતા. ભોળાનાથના કુટુંબમાં રાજ્યની વફાદારી બહુ આગળ પડતી હતી જેથી એ કુટુંબીઓ સાથે હમેશ એ બાબત વાદવિવાદ કરતા–મારી ઉમર જો કે નાની હતી છતાં તેમની દલીલો સમજી શકાય તેવી હતી. આજના liberal તે આવતી કાલના radical બનવાના છે એમ તેઓ સંપૂર્ણ ખાત્રીથી માનતા અને મનાવવા પ્રયત્ન કરતા. અંગ્રેજી રાજ્યના લાભ માત્ર જોનારને તેની સાથે આવેલી દેશના હિત વિરુદ્ધ જતી બાબતો નથી જણાતી તે આગળ જતાં જણાશે એમ ચોક્કસ માનતા. Sentiment અર્થાત્ લાગણી તેમને અસર ન કરી શકતી જેથી નરી બુદ્ધિએ દરેક ચીજનું મૂલ્ય આંકતા. વિજ્ઞાનના અભ્યાસથી તેમનું આ વલણ વિશેષ દૃઢ થયું હતું. આ વાદવિવાદો ઘરમાં–ભોળાનાથભાઇને ત્યાં થતા–મહીપતરામભાઇને ત્યાં તેઓ ઉપરી એટલે તેમજ તેમના બરોબરીઓ કોઇ ત્યાં નહિ એટલે ચર્ચા નહોતી થતી. છતાં ઘણી બાબતોમાં સાચી સલાહ તેઓ મહીપતરામને યોગ્ય સમયે આપતા, અને એ સલાહ માટે મહીપતરામને સંપૂર્ણ માન હતું. સાચું બોલનાર અને કોઇની શેહમાં નહિ તણાનાર હોવાથી તેમનાં વચનોનું વજન પડતું. ઑફીસમાં ઉપરી પણ ઘરનો ઘરોબો પુષ્કળ જેથી દરરોજ ઘરમાં આવી સહુની ખબર અંતર લેતા અને કોઇ જરૂરી પ્રસંગે પૂરા મદદગાર થઈ પડતા.

તેમની રહેણી કરણીમાં ઘણી ક્ષતિઓ હતી પરંતુ તેમના બળવાન બુદ્ધિવાદે મારા પર દૃઢ છાપ પાડી છે તે ભૂંસાય તેવી નથી. રાજકીય ક્ષેત્રમાં તેમણે ભાખેલાં અનેક સૂત્રો ભવિષ્યમાં ખરાં પડેલાં છે. જૂના જમાનાના પહાવરદા અને બહાદૂર નરોની કોટિમાં હું તેમને મૂકવા તૈયાર છું.

૧૦

# રા. બળવંતરામ મહાદેવરામ મ્હેતા

રા. બળવંતરામ સુરતના વતની હતા. તેમના બનેવી રા.બ. દોલતરાય સંપતરાય મુનશી અમદાવાદમાં સબજજ હતા અને તેમને ત્યાં તેઓ પ્રથમ રહેતા. દોલતરાય અમદાવાદથી ગયા પછી પોતાનું ઘર લઇને કુટુંબ સાથે રાયપુરના મોટા રસ્તા પર રહેતા. ટ્રેનિંગ કૉલેજમાં ભાષાંતર ખાતામાં તેમની નોકરી હતી. આને અંગે લેખનકળા તેમને પ્રાપ્ત થઈ હતી અને ખાતાનાં પુસ્તકો ઉપરાંત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનાં પુસ્તકો પણ તેમણે લખ્યાં હતાં. દોલતરાય અને રા. બ. ભોળાનાથને સારો સંબંધ હતો. ભોળાનાથ સુરતમાં સબજજ હતા તે વખતનું ઓળખાણ અને મહીપતરામને ઇંગ્લંડથી પાછા ફરતાં સાથ આપી મદદ કરનાર આગેવાન તેઓ હતા. આમ પરંપરાગત ઓળખાણને લીધે મારા પિતાને તેમની સાથે મૈત્રી થઈ હતી અને મારા પિતાનાં ઘરનાં બળવંતરાયને સુરતી મામા કહેતાં. મહીપતરામની ઑફિસમાં નોકરી અને સુરતનિવાસી એટલે તેમને ત્યાં પણ ઘરનાં સાથે તેમનો સંબંધ હતો. આ રીતે મારા એક મુરબ્બી તરીકે હું તેમને હું ગણતી. વારંવાર સારી સલાહ તેઓ મને આપતા અને સાસરામાં મારૂં દીઠું પડવા ન દેતા, તેમ ત્યાંના રીતરિવાજ સમજાવી શિખામણ આપતા.

તેઓ સીધા, સરળ અને એકમાર્ગી હતા. રવિવારે ઘણુંખરૂં અમારે ત્યાં આવે. બહારથી નોકરને બૂમ પાડે. તે જમાનામાં ઘણુંખરૂં એક નોકર એક જ શેઠની જીવતા સુધી નોકરી કરતો. આ નોકર મરણ પામ્યો ત્યાંસુધી અમારે ત્યાં હતો. જોઈતારામ ગોપીલાલ ઘરમાં છે કે! હાનો જવાબ મળે તો ઘરમાં આવે, ના મળે તો બહારથી ચાલ્યા જાય. તેઓ ગજવામાં શેકેલી સોપારીના કકડા ભરી રાખતા અને અમે તેમજ બીજાં ઓળખીતાં છોકરાંઓ હમેશાં વિના અપવાદે તેમની પાસે તે માગી લેતા. ઝાઝું બોલનાર નહોતા પરંતુ આગળપડતા વિચાર ધરાવનાર હતા. મહીપતરામના સમાગમમાં આવેલા તમામ માણસો પર તેમણે પોતાનો પ્રભાવ પાડેલો અને તે પૈકીના એક બળવંતરામ હતા. સમાજસુધારો, ધાર્મિક સુધારણા એ સર્વમાં જૂની વ્હેમી રૂઢિઓ તરફ તેમને તિરસ્કાર હતો. આ વિચારો અનેક વાર વાદવિવાદમાં અને લેખોમાં તેમણે પ્રગટ કરેલા. નવી કેળવણીએ બુદ્ધિને જાગૃત કરી અંધ પરંપરામાંથી મુક્ત કરી દેશકલ્યાણનો માર્ગ દર્શાવ્યો હતો. તેના ઝીલનાર વર્ગ પૈકી આ ગૃહસ્થ હતા. ભોળાનાથના પુત્રો ભીમરાવ

નરસિંહરાવ અને કૃષ્ણરાવ એ બધાંની સાથે તેમને મિત્રતા હતી. પ્રાર્થના સમાજમાં નિયમિત જનાર હતા. નમ્રતા, સાદાઇ, દઢાગ્રહી વિચાર અને લોકકલ્યાણની ઇચ્છા એ તેમના આગળ પડતા ગુણો સર્વને આકર્ષતા અને અનુકરણ કરવા પ્રેરતા. એ ગુણોની સજ્જડ છાપ તેમણે અમારા ઉપર પાડી હતી.

પાછલી અવસ્થામાં તેમનો એકનોએક જુવાન પુત્ર પ્લેગમાં મરણ પામ્યો અને બે પુત્રીઓ પણ મૃત્યુ પામી. પત્ની પણ તે પહેલાં મરણ પામેલાં. આમ આ સંસારમાં દુઃખી થઇ તેઓ પેનશન લીધા પછી કેટલેક વર્ષે મરણ પામ્યા હતા.

## ૧૧
# નર્મદાશંકર દયાશંકર

નર્મદાશંકર રા. બા. ભોળાનાથ સારાભાઇને ત્યાં રસોઇ કરવાનું કામ કરતા. જાતે ડુંગરપુરા નાગર હતા. મેટ્રીક્યુલેશન પાસ કરેલી અને શિક્ષકની નોકરી હતી પણ કાને બહેરા થવાથી નોકરીમાંથી મુક્ત થવું પડેલું. બીજું કાંઇ ન બનવાથી કડછીનો ધંધો લીધો. મારા જન્મ પહેલાં તેઓ નોકરીમાં આવ્યા હશે એમ ધારૂં છું. એ ભાઇનો ઉલ્લેખ માત્ર એક જ દૃષ્ટિએ કરવાનું યોગ્ય લાગ્યું છે. તે એક રસોઇ કરનાર છતાં કેટલી ઉંચી કોટિના હતા. કાને સંભળાય નહિ પણ પીરસવામાં કોઇ દહાડો ગડબડ નહિ. નિશાનીથી તમામ સમજે અને અમને પણ નિશાનીથી માગવાની રીતસર ટેવ પડેલી. સંચાની પેઠે દરેક ચીજ એક પછી એક ફેરવે જેથી માગવાની ભાગ્યે જ જરૂર પડે. કુટુંબના જુના અને વફાદાર નોકર અને વિશેષમાં નાગર એટલે રસોડામાંથી નીકળ્યા પછી ઘરના જેટલા હક ભોગવતા. ઘરનાંની પેઠે પાનસોપારી હાથે ખાય અને ખુરશી પર બેસી વાંચે. કાને સંભળાય નહિ એટલે વાતો કરવાનું અશક્ય તેથી પુસ્તકો વાંચવામાં તમામ વખત કાઢતા. ઘરમાં પુષ્કળ પુસ્તકો અને લાયબ્રેરીના પણ મેંબર એટલે એ વ્યસન ખૂબ વધેલું. બુદ્ધિપ્રકાશના નિયમિત વાંચનાર અને વિવિધ વાંચનનો શોખ. સ્વ. સર રમણભાઇનો કવિતાનો લેખ તેમાં પ્રસિદ્ધ થયો ત્યારે તે મને વાંચવા ભલામણ કરેલી. ધીમે ધીમે વેદાન્ત તરફ તેમની વૃત્તિ વળી અને સ્વ. રા. મણિલાલ નભુભાઇના

અનન્ય ભક્ત બન્યા. તે જમાનામાં જે વિચારશીલ મનુષ્યોને ઉદ્દામ મતવાળાનો વેગ વધારે પડતો લાગતો અને જુના વિચારો જેમને જકડી રાખવા પ્રયત્ન કરતા છતાં ગાંધ પરંપરા જેમને માન્ય નહોતી તથા નવીન પ્રકાશનાં કિરણો જેમને સ્પર્શ કરતાં હતાં તેઓને મણિલાલના લેખો અત્યંત માન્ય થઇ પડ્યા હતા. વેદાન્ત સિવાય સમાજ સાહિત્ય વગેરે સર્વમાં તેમની વિચારશ્રેણી ઘણાંને ગ્રાહ્ય હતી. રા. મણિલાલે અનેક વ્યક્તિઓને વિચારતી કરી મૂકી હતી એ તો નિઃસંશય છે. આ વ્યક્તિઓમાં નર્મદાશંકર તેમના મુક્તકંઠે પ્રશંસક હતા.

નર્મદાશંકર તરંગી માણસ હતા. ઉનાળે, શિયાળે અને ચોમાસામાં જુદા જુદા વેશ પહેરે. હાથમાં મોટી ડાંગ રાખે, ખભે પાન તમાકુની ઝોળી અને દાઢી રાખી ફરતા. ઘરનાં તમામ છોકરાં પર મુંગો પ્રેમ ધરાવતા. ભોળાનાથભાઇને ઘેર એ જનામી ગામો હતાં અને મોટું ભાઇ ભત્રીજાઓનું કુટુંબ હતું. ભાગલાગ માટે એકાદ વાર કાંઇ ખટપટ થતાં કુટુંબમાંથી એકાદ જણે એકવાર આ નર્મદાશંકર રાંધતા હતા તેમને જઇને કહ્યું કે ભાગલાગ ખાતર મારાં બાળકોને કોઇ કાંઇ ખવડાવવાનો પ્રયત્ન કરે તો તમે સામેલ ના થશો. આ સાંભળતાંની સાથે જ અડધી રોટલી વણેલી ને નર્મદાશંકર ઉઠ્યા. હાથ જોડી ઘરનાં અધ્યક્ષ પાસે જઈ રજા માગી લીધી કે આ ઘરમાં મારે હવે રહેવાનું સ્થાન નથી; એમ કહી સીધા ઘેર ચાલ્યા ગયા એ દશ્ય આંખ આગળ આવે છે. કેટલાક વખત પછી ભાગલાગ વહેંચાયા અને કુટુંબો જુદાં થયાં પછી તેઓએ એકાદ કુટુંબમાં મરતાં સુધી નોકરી કરી.

પોતે વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકો વાંચી અમને વાંચવાની ભલામણ કરતા. એ રીતે બાળપણમાં વાંચવા માટે ઘણીવાર અમારા માર્ગદર્શક બનેલા.

૧૨

## રા. બાપાલાલ ભાઇશંકર ભટ

રા. બાપાલાલ મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજના હેડમાસ્તર હતા. [illegible]

ભાષાનું શિક્ષણ લેવાનો લાભ મને પ્રાપ્ત થયો હતો. [illegible]

કરેલો હતો અને 'મહેતાજી' કરતાં જુદા જ પ્રકારનું જ્ઞાન ધરાવતા. જૂની વાંચનમાળામાં જે જાતની કવિતાઓ હતી તે વાંચવાથી કાવ્ય એટલે શું તે મારી સમજણમાં આવ્યું નહોતું. બોધપ્રદ અને શુષ્ક હકીકતો તથા વર્ણનો છંદોબદ્ધ કરેલાં હોય તે કવિતા એ સમજમાંથી કલ્પના, આવેગ, રસસામગ્રીવાળાં ભાવમય ચિત્રોના ઉલ્લેખ અને દૃષ્ટાંતો દર્શાવી કવિતા દેવીનાં તેમણે મને દર્શન કરાવ્યાં હતાં. તેઓ સમર્થ વિવેચક હતા અને ગરબીઓ વગેરે લખતા. વિવેચકો પોતાની કસોટીએ પણ શુદ્ધ નીકળે એવાં કાવ્યો હમેશ લખતા નથી પરંતુ તેમની ગરબીઓ તે સમયની બીજી ગરબીઓ કરતાં જુદા પ્રકારની હતી. રાણકદેવી નામે એક નાટક તેમણે લખેલું તેની હસ્તલિખિત નકલ મને વાંચવા આપેલી. તેમાં કવિતાના ચમકારા હતા. તેમના ટાઇમટેબલ ઉપરાંત કામ કરી તેમણે મેટ્રીક્યુલેશનનો અભ્યાસ મને પૂર્ણ ઉત્સાહથી કરાવેલો જેને પરિણામે ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા નિષ્ણાત પરીક્ષકને હાથે સાઠ ટકા કરતાં વધારે માર્ક મેળવી ગુજરાતીમાં પ્રથમ પદ મેળવવા હું શક્તિમાન થઇ હતી. બાપાલાલ માસ્તર નિખાલસ દિલના અને શિક્ષક તરીકે ઉચ્ચ કોટિના હતા. તેમની શીખવવાની પદ્ધત શાળાના શિક્ષક કરતાં કૉલેજના અધ્યાપક જેવી હતી. એક વસ્તુ લઈ તે પર વિસ્તૃત વિવેચન કરી આસપાસનું બધું સમજાવવા તેઓ હમેશ યત્ન કરતા. ભલા તો એટલા બધા કે ન પૂછો વાત. ગુરુ પ્રત્યે પૂજ્યભાવ ઉપજાવવામાં સમર્થ થાય એ પ્રકારનું તેમનું શિક્ષણ હતું. મને જ્ઞાન આપવામાં તેમણે જે હિસ્સો આપ્યો તે માટે હું તેમની સદા ઋણી છું અને આ તકે એ સ્વર્ગવાસી ગુરુને મારાં અભિવંદન છે.

૧૩

## રા. હરિવલ્લભદાસ ભગત

મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજની પ્રેક્ટીસિંગ સ્કૂલના તેઓ હેડમાસ્તર હતા. અમે તો અંગ્રેજી વર્ગમાં ભણતાં અને ટ્રેનીંગ કૉલેજના બીજા વર્ગો સાથે ગણિત વગેરે કામ કરતાં પરંતુ રા. હરિવલ્લભદાસ પાસે ગણિતનો વિષય મારે શીખવાનો આવેલો. દોડધામની અમારી મેટ્રીકની તૈયારીમાં તેમણે વિશેષ સમય કાઢીને પોતાના ગણિત વિષયક સંગીન જ્ઞાનનો લાભ અમને આપેલો. એ હોદ્દા ઉપર બહુ જ લાંબા વખત સુધી તેમણે કામ

કર્યું હતું. રા.સા. મહીપતરામના ચુનંદા શિષ્યોમાંના તેઓ એક હતા. પ્રાથમિક શિક્ષકોને તે વખતે ઊંચા પ્રકારનું ગણિત, બીજગણિત, ભૂમિતિ, સંસ્કૃત ભાષા (અગર ફારસી) ઇગ્લાંડનો ઇતિહાસ વગેરે વિષયોનો ઊંડો અભ્યાસ કરાવવામાં આવતો. અંગ્રેજી ભણેલા નહિ તેટલી હરિવલ્લભદાસની ઊણપ; બાકી પોતે શીખેલા વિષયો શીખવવામાં એક્કા હતા. મહીપતરામના સહવાસે સામાજિક અને ધાર્મિક બાબતો પર વિચાર કરતા થઇ ગયા હતા. ધાર્મિક વિષયોપર દરેક પક્ષની દલીલોનો અભ્યાસ કરતા અને ઘણીવાર પૂછતા કે સમર્થ દલીલો 'જ્ઞાનસુધા' અને 'સુદર્શન'માં આવેલ તે બેમાં કઇ ખરી તેની અમારા જેવાને ઘણીવાર મૂંઝવણ થાય છે. જુની પ્રથાઓને બનતાં સુધી નહિ છોડવાની સામાન્ય મનોદશાને અનુકૂળ આવતી 'સુદર્શન'ની દલીલોએ તેમને આખરે મ્હાત કરેલા. જોકે ઘણીવાર ઉદ્દામ મત આગળ પ્રડી જતા. પોતાને ગામ ઘેર દેવમંદિર હતું અને તેમના વડીલે ભક્તિનાં કાવ્યો લખેલાં હતાં તે અમને બતાવેલાં ત્યારબાદ એ સંગ્રહ છપાયો છે એમ મને યાદ છે. નવા જુના સંપ્રદાયો વચ્ચે શંકાશીલ બનતાં બનતાં તેમણે છેવટે કોને પોતાના અંતઃકરણમાં સ્થાન આપ્યું તે હું ચોક્કસ જાણવા પામી નથી પરંતુ પોતાના સદ્‌ગુરુના સ્મારક તરીકે અનાથાશ્રમ નીકળ્યું ત્યારપછી નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ એ સંસ્થાના કામમાં પોતાનું જીવન તેમણે સમર્પણ કર્યું હતું. વિચારશીલ ગુરુઓ મને મળ્યા હતા તે મારૂં સદ્‌ભાગ્ય સમજું છું અને રા. હરિવલ્લભદાસનું સ્થાન મારા હૃદયમાં ઊંચું હતું તે તેમની પાછળની જિંદગીની સેવાવૃત્તિથી અધિકતર થયું હતું. અનાથાશ્રમના કામમાં પણ તેમનો પરિચય ચાલુ રહ્યો હતો.

૧૪

# મિસીસ મેકેફી

સને ૧૮૮૭માં મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજને લગતી ઍંગ્લો વર્નાક્યુલર ક્લાસોમાં હું દાખલ થઇ ત્યારે કૉલેજનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ મિસીસ મેકેફી હતાં. હાઇસ્કૂલ જેવી જુદી શાળા નહતી, માત્ર અંગ્રેજીનો અભ્યાસ એક પછી એક ચોપડી પૂરી કરી આગળ ચાલતો. પાંચમી ચોપડી ભણનારી છોકરીઓ હતી પરંતુ બીજા કોઇ વિષયો તેઓ શીખતાં નહિ. લેડી સુપ-

રિન્ટેન્ડન્ટના હાથ નીચે બે યુરોપીઅન આસીસ્ટંટો રહેતી તેઓ આ વર્ગો ચલાવતી. ગુજરાતી ભાષાની પરીક્ષા સીવીલ સર્વંટો આપે છે તેવી તેમને આપવી પડતી અને પાસ થયા છતાં પણ ટ્રેનીંગ કૉલેજની પ્રાથમિક શિક્ષિકાઓને શિક્ષણ આપવામાં ભાગ્યે જ સફળ થતી. અંગ્રેજી વર્ગો ચલાવવામાં તેઓ ફત્તેહમંદ થયાં હતાં અને શુદ્ધ અંગ્રેજ બાનુ-ઓ પાસે અંગ્રેજીનો અભ્યાસ કરવાની અમને તક મળી હતી. આ આસીસ્ટંટો અમારા ઉપર બહુ જ માયા રાખતી અને અમારો ભાવ પણ તેઓ પ્રત્યે ઘણો હતો. લેડી સુપ-રિન્ટેન્ડન્ટ સાથે અમારો વ્યવહાર કાંઇક દૂરથી હતો. છતાં તેમણે મારા જીવનમાં એવો ભાગ ભજવ્યો છે કે તેમના સંબંધમાં મારે લખવું આવશ્યક લાગે છે. અમારા વર્ગોને હાઇસ્કૂલનું સ્વરૂપ આપવામાં તે બાઇનો જ મુખ્ય હાથ હતો. છઠ્ઠા ધોરણ સુધી વર્ગો અમારા વખતમાં જ શરૂ થયા. એ બાઇના ભલા પતિ મી. મેકેફીએ અક્ષરગણિત અને ભૂમિતિના પ્રથમ પાઠો અમને આપ્યા હતા. શાળાને અંગે શિક્ષકો નહોતા અને અમારી આસીસ્ટંટ સુપરિન્ટેન્ડન્ટોનું જ્ઞાન અત્યંત પરિમિત હતું. અંગ્રેજી, ઇતિહાસ વગેરે શીખવી શકે પરંતુ ગણિતને નામે મીંડું. મીસીસ મેકેફીએ ધીમે ધીમે શિક્ષકોની માગણી કરી પાછળથી પૂર્ણ હાઇસ્કૂલ બનાવી પરંતુ અમે મેટ્રીકમાં બેઠાં ત્યાં સુધી કાંઇ નહોતું. અમારા શિક્ષણ માટે ખાનગી શિક્ષકોને શાળાના વખતમાં શીખવવા સગવડ કરી આપી હતી કેમકે તેમની જ ખાસ ઇચ્છાથી અમારે પરીક્ષામાં બેસવાનું હતું. પોતે અંગ્રેજીનો અભ્યાસ બહુ ઉત્તમ પ્રકારે કરાવતાં. શેકસ્પીયર, સ્કૉટ આદિ કવિઓમાં ઉંડો અભ્યાસ તેમનો હતો અને કલાસીકલ ઇંગ્લીશ પ્રત્યે પ્રેમ ઉપજાવનાર એ બાઈ જ હતાં. ભૂગોળના નિરસ વિષયને એટલો રસિક અને જીવંત બનાવતાં કે વિદ્યાર્થિનીઓ જાણે જાતે જ દુનીઆના સર્વ દેશોમાં ફરી તેનું નિરીક્ષણ કરતી હોય તેમ લાગે. રા.સા. મહીપતરામે એકવાર શાળામાં આવીને અમને મેટ્રીકમાં ના મોકલવા તેમને સમજાવ્યાં. પણ તેની તેમના પર કાંઈ અસર થઈ નહિ અને પોતે મોકલવા ધારેલી બાળાઓ પાસ જરૂર થાય માટે અત્યંત શ્રમ ઉઠાવ્યો. નિશાળના વખત પહેલાં, પછી, રજાઓમાં એમ બને તેટલી મહેનત અમારી પાછળ લીધી. અંગ્રેજી વ્યાકરણમાં તેઓ પારંગત હતાં. એમણે શીખવેલું વ્યાકરણ જીંદગીમાં કદી ભૂલાય તેમ નથી. ડેવીડસન અને આલ્કૉક નામના લેખકોનું એ વ્યાકરણ અમારો પ્રિય વિષય થઈ પડ્યો હતો તે એમના શિક્ષણના પ્રતાપે. વિશેષમાં એ ગ્રંથકર્તાઓએ આખા પુસ્તકમાં દૃષ્ટાંતો તરીકે સંખ્યાબંધ અંગ્રેજી કવિતાઓના

ઉતારા આપ્યા છે તે એટલા સુંદર અને સુપ્રસિદ્ધ છે કે વાંચીને માણસ અંગ્રેજી કવિતાનાં ઉત્તમ પુષ્પોનો ભોક્તા બની જાય. આ પુસ્તકની પસંદગી સુપરીન્ટેન્ડન્ટની પોતાની હતી. અમારી સ્કૂલ રીતસરની નહિ હોવાથી પાઠ્ય પુસ્તકો સબંધે કાંઇ બંધનો કે નિર્દેશ નહોતો. અમને નિબંધો પણ તે જ લખાવતાં અને અંગ્રેજીના પાયા મજબુત કરવામાં તેમણે પોતાનાથી થાય તેટલું કર્યું હતું.

શિક્ષક તરીકે અમારે માટે ઉત્તમ કામ કરેલું પરંતુ ઘણી બાબતોમાં એ બાઇ વિચિત્ર અને કંટાળાજ હતાં. ઘણીવાર આપણા દેશની રૂઢીઓ અને રીતરીવાજો ન સમજે ને કંઇ આડું વેતરી નાખે ત્યારે ખળભળાટ થઇ જાય એટલે દોડતાં રાવસાહેબ મહીપતરામ પાસે આવે. તેઓ જાતે જઇ સમાધાન કરાવી આપે. ક્રિશ્ચીઆનિટી માટે મીસીસ મેકેંઝીને ઊંડો અને સાચો પ્રેમ હતો. તેમાં માનીતાં શિષ્યો અમે ક્રિશ્ચીઅન નહોતાં એ તેમને દુઃખદ લાગતું; પરંતુ ધર્મ સંબંધે કોઇ દિવસ આગ્રહ કર્યો નહોતો. અમારો પ્રાર્થના સમાજનો ધર્મ હતો એટલે તેમને લાગતું કે તમે આટલું વહેમમાંથી મુક્ત થયાં છો તો ખ્રિસ્તી ધર્મનું સત્ય તમને કેમ સમજાતું નથી. અમે કહેતાં કે અમને તો તેમાં પણ વહેમ અને શબ્દપ્રમાણને અતિમહત્ત્વ અપાતું લાગે છે. બાઇબલનાં તેઓ અઠંગ અભ્યાસી હતાં.

તેમની એક સાવકી પુત્રી ફ્રાન્સીસ મેકેંઝી હતી. તે અમારી સાથે જ શાળામાં ભણતી. આગળ જતાં એજ શાળામાં આસીસ્ટંટ થયાં અને રાજકોટ ટ્રેનીંગ કૉલેજમાં સુપરિન્ટેન્ડન્ટ થઇ કન્યાશાળાનાં ઇન્સ્પેક્ટ્રેસને હોદ્દે પહોંચ્યાં હતાં. એ બાઇ બહુ હસમુખાં, સાદાં, અંગ્રેજના અતડાપણા વિનાનાં અને આ દેશની પરિસ્થિતિ સમજનાર હતાં. એમના સમાગમથી અમને અંગ્રેજી ભાષા બોલવાનો પ્રસંગ વધ્યો હતો અને અમારી સાથે રહેવામાં તેઓ ઉત્તમ રીતે પોતાની નોકરી કરવામાં સફળ થયાં હતાં. દેશી બ્હેનોનાં મન તેઓ સમજી શક્યાં હતાં. એ બાઇ બે વર્ષ ઉપર દેવલોક પામ્યાં.

તેમના પર વેર રહેતું નહીં.

મિસીસ મેકેકી અમે બી.એ.માં પાસ થયાં ત્યારે ખૂબ હર્ષ પામ્યાં હતાં. તેમનો હદબહારનો આગ્રહ નહોત તો મેટ્રીકની પરીક્ષા મેં તે વર્ષે આપી ના હોત અને તે વર્ષે ના આપી હોત તો કદી આપી ન હોત. પાછળથી ઊંચી કેળવણી લેવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું તે એમને લીધે એમ હું ખાત્રીપૂર્વક જાણું છું. બે ત્રણ વર્ષ પર તેમનું ચિત્ત ભ્રમિત થવાથી પુનાની ભ્રમિત ચિત્તવાળાંની હોસ્પીટલમાં તેમને મૂકવામાં આવ્યાં હતાં. તેમનો આ વર્ષમાં બાણું ત્રાણું વર્ષની ઉમરે દેહાન્ત થયો છે. તેમણે મારા પર જે ઉપકાર કર્યો છે તે કદી વિસરાય તેમ નથી. એમણે જો મને પ્રોત્સાહન ના આપ્યું હોત અને ખાસ વર્ગો શીખવવાનું માથે ના લીધું હોત તો અભ્યાસ આગળ વધી શકત નહીં.

૧૫

# પ્રો. કાશીરામ સેવકરામ દવે

મારા પૂજ્ય ગુરુઓની નામાવલિમાં પ્રો. કાશીરામ દવેનો ઉલ્લેખ ન કરું તો નગુણા પણાના આક્ષેપમાં આવું. આ ચિત્રોમાં આલેખેલા ઉપરાંતના જે મારા ગુરુઓ હયાત છે તેમાંના શ્રી. આચાર્ય આનંદશંકરભાઇનો મારો પરિચય તેમના વસંત રજતોત્સવ ગ્રંથમાં આપ્યો છે. મારા બીજા ગુરુ પ્રોફેસર દારા શેઠના સંબંધે પણ અત્રે જ કહી દઉં. ગુજરાત કૉલેજમાં મેં બહુ લાંબો વખત અભ્યાસ કર્યો હતો. તે દરમિયાન જો કોઇ ઉત્તમ પ્રોફેસરના હાથ નીચે તાલીમ લેવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું હોય તો તે પ્રો. શેઠના હતા. કૉલેજનું શિક્ષણ–લેકચર–કેવા પ્રકારનું હોય તે તેમનાં વ્યાખ્યાનોથી જ જાણ્યું. ઇતિહાસના તેઓ અધ્યાપક હતા. પ્રીવીયસમાં અમારે રોમન હીસ્ટરી શીખવાતી હતી. ચોપડીનું પાનું ખોલી બોલવાનું શરૂ કરે ને સુંદર અસ્ખલિત વિશુદ્ધ અંગ્રેજીમાં તેમનો વાણી પ્રચાર ચાલે તે એક કલાકને અંતે પૂરો થાય. પુસ્તકમાંનાં દસબાર પાનાંની તમામ હકીકત અને તેની આસપાસની બાબતોને મેળવી દઇ એવું સુશ્રાવ્ય માહિતીપૂર્ણ ભાષણ કરે કે વિદ્યાર્થીઓ એકક્ષણ પણ બેધ્યાન ના થઇ જાય. ઇતિહાસના વિશાળ પક્ષો પર, રાજ્ય બંધારણો, તેમના મૂલગત સિદ્ધાંતો, રોમન સંસ્કૃતિની આખા જગત

પર થએલી અસર વગેરે ઇતિહાસશાસ્ત્રના અનેક પ્રશ્નો પર પુષ્કળ પ્રકાશ નાખનાર વ્યાખ્યાનો કરતા. વ્યાખ્યાન સાંભળીએ તો પુસ્તક પણ વાંચ્યા વગર પરીક્ષાના જવાબો લખાય એવી એમની પદ્ધતિ હતી. તેઓ અધ્યાપકનું કામ છોડી ધારાશાસ્ત્રી થયા તેથી મને તો અતિશય દુઃખ થયું હતું. ગુજરાત કૉલેજે એક અજોડ અધ્યાપક ગુમાવ્યો એ મારી હજી પણ માન્યતા છે.

પ્રોફેસર કાશીરામ દવેની ખ્યાતિ તેમના કૉલેજ-જીવનમાંથી આવેલી હતી. બી.એ.માં અમને લૉજીક શીખવતા. મીલનું લૉજીક અમારે પાઠ્યપુસ્તક તરીકે હતું. પ્રોફેસર દવે ઇતિહાસના અધ્યાપક તરીકે કામ કરતા હતા છતાં અમારે માટે પણ એમણે ખાસ સમય આપવાનું માથે લીધું હતું. મીલનું લૉજીક તો તેમને જીહ્વાગ્રે હતું. દરેક પ્રકરણ સમજાવ્યા પછી વિદ્યાર્થીઓ સમજ્યા છે કે નહિ તે જાણવા નવાં દૃષ્ટાંતો આપવા તેઓ કહેતા અને માનતા કે તેવાં દૃષ્ટાંતો આપી શકે તે જ બાબત બરોબર સમજી શકનાર ગણાય. પૂનાની ડેક્કન કૉલેજના પ્રિન્સિપાલના માનીતા શિષ્યોમાંના તે એક હતા. મુંબાઇમાં જેમ વર્ડ્ઝવર્થની સાહિત્ય સંબંધે આખા ઇલાકામાં ખ્યાતિ હતી તેમ તત્ત્વજ્ઞાન ઇત્યાદિમાં સેલ્બી બહુ ઉચ્ચ ગણાતા. શ્રી બળવંતરાય ઠાકોર અને શ્રી મણિશંકર ભટ્ટ પણ તેમના શિષ્યો અને દવેના સહાધ્યાયી હતા એમ મારી સ્મૃતિ છે. સ્વ. સર રમણભાઇના એ ત્રણે મિત્રો હતા. એ સંબંધે પ્રો. કાશીરામ ઘણી વખત અમારે ત્યાં આવતા.

પ્રો. કાશીરામ એટલે સવારના પહોરનું નામ. પોતે સ્વામીનારાયણ પંથના હતા. ઇશ્વિર ઉપર અવિચળ શ્રદ્ધાવાળા ઉપરાંત God's good man જેને કહીએ તેવા હતા. કોઇના પર વેરભાવ નહિ, કોઇની ઇર્ષા નહિ, કૂડકપટ તો તેમના સ્વપ્નામાં પણ નહિ; સરળ, ઋજુ અને સીધે રસ્તે ચાલનાર. ભલમનસાઇનો પાર નહિ એવું એમનું હૃદય હતું. Puritanic તો એવા કે પુસ્તકમાં દાખલામાં દારૂ (wine) શબ્દ આવે તો તેના ઉચ્ચારથી પણ અપવિત્ર થવાય એમ સમજી તે ઠેકાણે milk એમ વાંચે. આટલી હદ સુધી તેમના મનમાં કોઇ અપવિત્ર વસ્તુનો પડછાયો પણ પડવા દેતા નહોતા. પરંતુ તેમની બુદ્ધિ અતિ તેજસ્વી હતી; તરવારની ધાર જેવી તીક્ષ્ણ મગજશક્તિને પરિણામે દલીલોમાં તેમને કોઇ પહોંચી શકે તેમ નહોતું. તેઓ વર્ગમાં વાત કરતા કે તેમણે Bacon's Advancement of Learning પોણોસો વખત પરીક્ષા માટે વાંચેલું હતું પરંતુ તેમના સાથી બનારસે એથી પણ વધારે વાંચ્યું છે એમ જાણ્યું એટલે ઇનામી સ્પર્ધા માટે આશા છોડી દીધી

હતી! એમની ધીરજને પણ ધન્ય! એમનું મગજ એટલું તો વિશદ હતું કે ગુંચવાડા જેવી વસ્તુ તેમાં હતી જ નહિ. અસાધારણ બુદ્ધિપ્રભાવ અને અત્યંત સૌજન્ય એ બેની ભેગી મૂર્તિરૂપ તેઓ હતા. આવું સંમિશ્રણ જવલ્લે જ જોવામાં આવે છે.

તેમનામાં જે હતું તે જાતે જ મેળવેલું એટલેકે આટલે દરજ્જે સ્વબળથી પહોંચ્યા હતા. વિચારશક્તિ વેગવાન અને માનસિક સામર્થ્ય વડે ઘણી બાબતો પર તેમણે પોતાના નિર્ણય કર્યા હતા. સ્ત્રીજાતિના હક્ક સંબંધે દૃઢ માન્યતા હતી અને 'સ્ત્રીપુરુષના સમાન હક્ક' એ નામનો સબળ દલીલપૂર્ણ લેખ સુદર્શનકારના લેખના જવાબમાં લખી પોતાની માન્યતા સચોટ પૂરવાર કરી આપી હતી.

કૉલેજના ગુરુઓના આ ચિત્રમાં મારા ગુરુ શ્રી ભૂલાભાઇ દેસાઇને પણ ગણાવી જાઉં. તેઓ મારા સહાધ્યાયી પણ હતા. મુંબાઇમાં પ્રથમ વાર પ્લેગ ચાલ્યો ત્યારે ત્યાંથી સંખ્યાબંધ વિદ્યાર્થીઓ જુદીજુદી કૉલેજોમાં વિખરાઇ ગયા. તેમાં શ્રી ભૂલાભાઇ અમદાવાદમાં આવ્યા હતા. તેજસ્વી બુદ્ધિવાળા આ ભાઇ માટે અહિંના તમામ વિદ્યાર્થીઓને પ્રથમ જ માન ઉપજેલું હતું. તેઓ બી. એ. અને એમ. એ. થઇ પોતાની જ કૉલેજમાં અધ્યાપક થઇને આવ્યા હતા. હું તો બી.એ. માં જ ટીચાતી હતી. વચ્ચેવચ્ચે અભ્યાસ ઘણાં વર્ષ છોડી દીધો હતો. ભૂલાભાઈ અમને ઇતિહાસ અને અર્થશાસ્ત્ર શીખવતા હતા. સાથે શેક્સપીઅર પણ શીખવતા. અંગ્રેજી ભાષા પરનો તેમનો કાબુ અસાધારણ હતો અને દરેક વિષય સમજાવવામાં પોતાના સર્વ જ્ઞાનનો ઉપયોગ કરતા. અર્થશાસ્ત્રના તેમના શિક્ષણથી એ વિષયનો બહુ જ સ્પષ્ટ ખ્યાલ તેઓ આપી શક્યા હતા.

તે વખતમાં બી.એ. ના અભ્યાસમાં અંગ્રેજી, બીજી ભાષા, ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એ ત્રણ ફરજિયાત અને એક બાબત મરજિયાત લેવાની હતી.

પ્રોફેસર કાશીરામ દવે જુવાન વયમાં મંદિરમાં દર્શન કરવા ગયા હતા ત્યાં જ દેવને નમસ્કાર કરતાં અવસાન પામ્યા હતા. લાલ પાઘડી, બુદ્ધિપ્રભાથી ઝગઝગતા કપાળ પર લાલ ચાંલ્લો, કોટ અને પાટલુન સાથેની એ સૌમ્ય મૂર્તિ આજે પણ મારી આંખ આગળ જોઉં છું. બાળક સરખા નિર્દોષ એ ફિલસૂફને મારા અનેક વંદન છે.

૧૬

# શ્રી યશોદાબાઇ શ્રીપાદ ઠાકુર

અમદાવાદમાં એક વખત જાણીતા સદ્‌ગૃહસ્થ રા. ગણેશ ગોપાળનાં તેઓ પુત્રી થાય. રા. પંડિત શિક્ષણ ખાતામાં હતા અને પાછળથી શેઠ સારાભાઈ મગનભાઇ કરમચંદની મીલમાં જોડાયા હતા. તેઓ પ્રાર્થના સમાજના સભ્ય હતા. એ રીતે અમારી ઓળખાણ જૂની હતી. પરંતુ તેમનાં પુત્રીને ખાસ હું ઓળખતી નહોતી. રા. શ્રીપાદ બાળાજી ઠાકુર આઇ. સી. એસ. ની સાથે યશોદાબાઇનાં લગ્ન થયાં હતાં. પરંતુ ટૂંક સમયમાં તેમને વૈધવ્ય પ્રાપ્ત થયું અને પિતાને ઘેર પાછાં આવ્યાં. તે પછી તરત જ તેઓ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની અંગ્રેજી શાળામાં છઠ્ઠા ધોરણમાં દાખલ થયાં. હું પણ એ જ ધોરણમાં હતી. ત્યારથી અમારી પિછાન શરૂ થઇ. આ ઓળખાણમાંથી અતિ ગાઢ મૈત્રી થઇ અને તેઓ મારાં એક જ મિત્ર હતાં એમ કહું તો ચાલે. તેમના પિતા રા. પંડિતે અમારી મૅટ્રિક્યુલેશનની તૈયારીમાં અમને ખૂબ સહાયતા કરેલી. જાતે દરરોજ શાળામાં આવી વિષયો શીખવતા. આ ધમસાણીઆ તૈયારી માટે કેટલા બધા શિક્ષકો રાખેલા તેનો હાલ વિચાર કરતાં હસવું આવે છેઃ (૧) રા. મણિશંકર ગોવિંદજી ભટ્ટ, (૨) રા. ગણેશ ગોપાળ પંડિત, (૩) રા. ચીમનલાલ ખરીદાઆ, (૪) રા. કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય, (૫) જેઠાલાલ (જેમનું પૂરૂં નામ મને યાદ નથી) એ સર્વમાંથી કોઇ હવે હયાત નથી. આ લખતી વખતે મને કહેવામાં આવે છે કે હાલ પણ શ્રીમંત માણસો પોતાની બાળાઓને માટે આથી પણ વધારે સંખ્યામાં—પ્રત્યેક વિષયનો એક એમ શિક્ષકો પોતાના ધનના જોર વડે રાખે છે. અમારે તો શાળામાં કોઇ વિષયના શિક્ષક નહિ અને એકદમ ધોરણ કુદાવવું હતું તેથી આવી જરૂર પડેલી.

મૅટ્રિકમાં યશોદાબાઇ અને હું સાથે પાસ થયાં. તેમણે કૉલેજમાં જવા માંડયું. મેં તેવો વિચાર નહોતો કર્યો. પરંતુ હું ગઇ ત્યારે અમે સાથે જ પ્રીવિયસમાં પાસ થયાં. વળી મેં છોડી દીધું. તેઓ પાછાં જ્યારે હું ઇન્ટરમાં ગઇ ત્યારે મારી સાથે પાસ થયાં. એમને તો એમ જ થઈ ગયું કે અમે સાથે હોઇએ તો જ પાસ થઇએ. બી. એ. ની પરીક્ષામાં મારે વધારે તુટ પડી અને તેઓએ કંટાળીને નિરાશ થઈ અભ્યાસ છોડી દીધો અને વડોદરાનાં મહારાણી સાહેબની પાસે નોકરીમાં જોડાયાં. થોડો વખત ત્યાં રહી વડોદરાના કેળવણીખાતામાં ઇન્સ્પેકટ્રેસની જગાએ નીમાયાં જ્યાં તેમના દેહાંત સુધી હતાં.

રજામાં અથવા જ્યારે અમદાવાદ આવે ત્યારે કોઈપણ વખત મળ્યા વગર ના રહે. બહુ બાળપણમાં તેમના પતિનું અવસાન થએલું, તેમજ સુધારક પિતાની પુત્રી જાણી અનેક સારી જગાએથી તેમને લગ્ન માટે માગણીઓ આવેલી. પરંતુ જીવનની કડવાશના અનુભવે તેમણે સંસારમાં ન પડવાનો નિશ્ચય કરી દીધો હતો. નોકરીમાં સારો પગાર અને માન હતાં પરંતુ અથડામણ પુષ્કળ હતી જેને પરિણામે જ તેમનું શરીરસ્વાસ્થ્ય બગડયું હતું અને પીસ્તાળીશ વર્ષની ઉમરે સ્વર્ગવાસ પામ્યાં.

અમારા અભ્યાસ દરમિયાન તેઓ મારે ત્યાં આવી સાથે અભ્યાસ કરતાં. સ્વ. સર રમણભાઈએ અનેક પુસ્તકોનું વાચન કરેલું તેમાં રા. ગટુલાલ ધ્રુવ તથા સૌ. શારદાબ્હેન સાથે યશોદાબાઈ પણ હમેશ હાજર રહેતાં.

તેઓ અત્યંત સાલસ સ્વભાવનાં, શાંત અને એકમાર્ગી હતાં. અમારા કુટુંબ પ્રત્યે અત્યંત મમતા ધરાવતાં અને પોતાની મિલ્કતના એક્ઝીક્યુટર તેમણે સર રમણભાઈને કર્યા હતા. ક્યારે નોકરીમાંથી છૂટા થઈ જવું પડશે એ નિશ્ચિત ન હોવાથી કરકસરથી પોતાનો વ્યવહાર ચલાવેલો અને એ ધન પોતાનાં ભાઈભાંડુઓ તથા સાસરીઆમાં વહેંચ્યું અને પોતાને માન્ય એવી સંસ્થા—પ્રાર્થના સમાજ, અનાથાશ્રમ, ભોળાનાથ ઇન્સ્ટીટયુટને કેટલીક રકમોનું દાન કર્યું હતું. પિતાને અડચણને વખતે સારી મદદ તેમણે કરી હતી અને આખા કુટુંબનાં ભૂષણરૂપ હતાં.

શુભ નિષ્ઠાવાળાં, કોઈનું ભૂરૂં નહિ ઇચ્છનાર, નિષ્કપટ જીવન ગાળનાર તથા પોતાનાં સર્વ કાર્ય ઈશ્વરને સમર્પણ કરનાર આ સદ્‌ગુણી બાઈએ મારા જીવનમાં અનેક પ્રેરણાઓ કરી છે તેનું સ્મરણ કરૂં છું.

## ૧૭

# રા. માર્કંડ નંદશંકર મહેતા

કરણઘેલાના સુપ્રસિદ્ધ લેખક રા. નંદશંકર તુળજાશંકરના એક જ્યેષ્ઠ પુત્ર, સર રમણભાઈની સાથે તેઓ તેમજ સર મનુભાઈ કૉલેજના સહાધ્યાયીઓ હતા. માર્કંડરાવને સહુ બાજુભાઈને નામે ઓળખતું. તેમનાથી નાના ભાઈ મનુભાઈ આગળ વધી વડોદરાના

દિવાનપદે પહોંચ્યા અને સૌથી નાના ભાઇ વિનાયક આઇ.સી.એસ. પાસ કરી બ્રિટિશ નોકરીમાં ઉંચે દરજ્જે ચડ્યા છે. માજુભાઈ બી.એ., એલએલ.બી. થયા હતા અને મુંબાઇમાં વકીલાત કરતા હતા. તેઓ બુદ્ધિશાળી હતા અને ધંધામાં કુશળ હતા. કદાચ બે ભાઇઓ કરતાં ઓછા lucky કહેવાય; અને તેમને તેવી તક પણ ન મળી હોય એ સંભવિત છે.

મુંબાઇની વરિષ્ઠ કોર્ટમાં અપીલનાં કામ કરનાર વકીલને જીલ્લાની કોર્ટોનાં કામ પર મુખ્યત્વે આધાર રાખવો પડે છે અને અહિંના વકીલોને મળવા ઘણીવાર માજુભાઇ અમદાવાદ અમારે ત્યાં આવતા. તે પ્રસંગે તેમની સાથે પરિચય થએલો. તેઓનો સ્વભાવ અત્યંત મળતાવડો, આનંદી અને નિખાલસ હતો. સાહિત્યના શોખીન, સંગીતના શોખીન અને લક્ષાધિપતિ બાપના દીકરા હોવા છતાં કેવળ ગર્વરહિત અને સાદા હતા. નાનાં-મોટાં સહુની સાથે મળી જાય અને ઘરમાં પરાયું માણસ આવ્યું છે એમ જરા પણ લાગવા ના દે. તેમની વાતચીત, વાદવિવાદ અને ચર્ચાઓ પરથી તેમની બુદ્ધિમત્તા વિષે મને ઊંચો ખ્યાલ બંધાયો હતો. વકીલાતના ધંધામાં આગળ પડવા માટે જેમ ઘણાંને રાહ જોવી પડે છે તેમ તેમને જોવી પડેલી અને તેથી તેમને જીવનમાં ઉલ્લાસ કાંઇક ઓછો થઇ ગયો દેખાતો. ધંધો પાછળથી સારો ચાલવા માંડ્યો ને થોડાં જ વર્ષમાં દમની બીમારીએ તેમનો અંત આણ્યો.

અમારે ત્યાં આવે ત્યારે મારા પિતાના કુટુંબ સાથે પણ પુષ્કળ સંબંધ રાખે. શારદાબ્હેનનું લગ્ન ડૉ. સુમંત સાથે ગોઠવવામાં તેમનો આગેવાની ભરેલો ભાગ હતો. તેમણે જ એ સંબંધ બાંધી આપ્યો એમ કહીએ તો ચાલે.

પોતાના બે પુત્રો માટે મારી બે પુત્રીઓની તેમણે માગણી કરેલી પરંતુ મોટાં થયા પછી છોકરા છોકરીની સંમતિ સાથે લગ્ન સંબંધ બાંધવો જોઇએ એવો અમારો અભિપ્રાય હોવાથી તેમને ના પાડેલી. તેમનો આ બાબતનો આગ્રહ ઘણો હતો છતાં તેમની હયાતીમાં કાંઇ થયું નહિ. તેમના અવસાન પછી મારી મોટી પુત્રીનો વિવાહ તેમના જ્યેષ્ઠપુત્ર સાથે કર્યો. માજુભાઇ હયાત હોત તો તેમના હરખનો પાર ન રહેત.

મુંબાઇ જાય ત્યારે માજુભાઇને ત્યાં ઘણી વાર રમણભાઇ ઉતરતા. એક વાર માજુભાઇનું કુટુંબ દેવલાલી ગએલું ત્યાં પણ અમારા કુટુંબને તેડાવેલું અને જેનાથી બન્યું તે ગયાં હતાં. માજુભાઈ પુષ્કળ વહાલસોયા અને ટીખળી હતા. તેમની હાજરીમાં સહુકોઇને આનંદ થતો.

અમારે ત્યાં સામાન્ય રીતે મિત્રોની અવર જવર બહુ જ ઓછી હતી. ગણ્યાગાંઠ્યા મિત્રો. રા. માજુભાઈ તેમાંના એક અને રા. કૃષ્ણલાલ બીજા. એક સગા ભાઇ જેવો સંબંધ માજુભાઇ સાથે હતો અને એ મિત્રની ખોટ હમેશ સુધી લાગી હતી.

૧૮

## રા.બા. ભીમભાઇ કીરપારામ

સુરતના વતની અને સરકારમાં તાલુકદારી સેટલમેંટનો મોટો હોદ્દો ધરાવનાર આ ગૃહસ્થની અમદાવાદમાં બદલી થઇ ત્યાર પછી શહેરના જાહેર જીવનની પ્રગતિ થઈ એમ કહીએ તો ચાલે. એ વીર નર પોતાની આગળ ખ્યાતિ લઇને આવ્યા હતા. મુંબાઇના મ્યુનિસિપલ કમીશનર મી. ક્રૉફર્ડ પર કેસ ચાલ્યો ત્યારે તેની સામે જુબાની આપવાની હિમત તેમણે દાખવેલી ત્યારથી તેમની નિડરતા, સત્યપ્રિયતા અને બાહોશી પ્રજાની જાણમાં આવ્યાં હતાં. એક મોટા હોદ્દેદાર અંગ્રેજી અમલદારની વિરુદ્ધ સાક્ષી આપવામાં અનેક જોખમો સમાએલાં હતાં, એ માથે વહોરી તેમણે કદાચ પોતાની નોકરી જવાનો પ્રસંગ પણ આવે એ વાતને બાજુએ મુકી પ્રજાની મોટી સેવા બજાવી હતી એ તે સમયનો ઇતિહાસ જાણનારને ખબર છે.

અમદાવાદમાં સરકારી નોકરોમાંથી થોડા અને બીન સરકારી પુરુષો સમાજ સુધારા અને ધર્મસુધારણાનું કામ કરી રહ્યા હતા. સ્વ. રા. ગોવિન્દરાવ આપાજી પાટિલ અહીં પ્રથમ એલ.એલ.બી. વકીલ આવ્યા. તેમણે આવી રાજકીય ક્ષેત્રમાં અમદાવાદને જાગૃતિમાં આણ્યું હતું. એક બે સ્થાનિક વર્તમાનપત્રો ચાલતાં હતાં. પરંતુ પ્રજામત આગળ વધેલો નહોતો. મ્યુનિસિપાલિટીમાં ચુંટણીનું તત્ત્વ દાખલ થયે કેટલાંક વર્ષો થયાં હતાં પરંતુ પ્રમુખ પોતાનો ચુંટાતો નહોતો. ચુંટણીમાં રસાકસી આ અરસામાં—રા.બા. ભીમભાઇના અહિં આવવા પછી શરૂ થઇ. અમદાવાદ મ્યુનિસિપાલિટી અને બીજી તરફથી ધારાસભામાં સભ્ય મોકલવાનો હક હતો તે દૃષ્ટિબિંદુથી મ્યુનિસિપલ ચુંટણીનું ધોરણ રાખવાના પ્રયત્નો થવા લાગ્યા. ગમે તેમ પણ પ્રજા પોતાના પ્રતિનિધિઓમાં રસ લેતાં શીખી અને ચુંટણીના પ્રસંગોએ લોકોની ધમાલ થવા લાગી. અમદાવાદના શેઠીઆઓ

જોડે રા.બા. ભીમભાઇને સારૂં ઓળખાણ જામ્યું હતું. તેઓને જાહેર પ્રશ્નોમાં રસ લેતા કર્યા. મુંબાઇના સુપ્રસિદ્ધ ધારાશાસ્ત્રી સ્વ. ગોકળદાસ કહાનદાસ પારેખ ભીમભાઇના તથા લાલશંકરના પરમ મિત્ર હતા તેઓની મૈત્રી વડે એમના સ્થાનિક મિત્રોનું ભારે મંડળ બન્યું હતું. અમદાવાદના ઘણા પ્રશ્નોની ભારે ચર્ચા આ મંડળમાં થતી અને જુવાન વકીલ મંડળ તેમાં જોડાયું. આ પ્રમાણે જાહેર જીવનમાં રસ લેતા માણસોની સંખ્યા વધવા લાગી. ત્યાર બાદ અમદાવાદમાં ૧૯૦૨ના ડીસેંબરમાં કૉંગ્રેસનું સત્ર થયું જેની સાથે સંસાર સુધારા સમાજ તથા ઔદ્યોગિક પ્રદર્શન ભરાયું. આ સર્વને અંગે અમદાવાદની વેપારી આલમ જાગૃત થઇ ગઈ અને પ્રજાજનો તરીકેના પોતાના હકો સંબંધે વિચાર કરવાની તેમને તક સાંપડી.

અમદાવાદના શ્રીમંત શેઠીઆઓ માત્ર પોતાનો ધંધો સાચવીને બેસી રહેતા તેમનામાં શહેરીપણાનું ખમીર આણવાના કાર્યમાં ભીમભાઇનો જબરો ફાળો હતો. સુરતના વતની હોઈ સર્વ વાતે શોખીન હતા. અમદાવાદના શહેરીઓ પૈસાવાળા હોય તો પણ મોજ શોખ તરફ ઓછી વૃત્તિવાળા. લક્ષાધિપતિઓ નાના બંગલાઓમાં કે ગીચ વસ્તીનાં ઘરોમાં વસતા. શેઠ મનસુખભાઇ ભગુભાઇ તથા જમનાભાઇ ભગુભાઇ ભીમભાઇના અંગત સંબંધીઓ અને તેમને બંગલા બાંધવા તેમણે પ્રેર્યા. સુરતના વતની પાસે થોડાં નાણાં હોય તોપણ ફાંકડું ઘર બાંધે અને ખાવા પીવાના શોખ કરે. મનસુખભાઇએ બંગલો બાંધ્યો અને સાથે બીજા સંખ્યાબંધ બંગલા બંધાઇ ગયા.

અમદાવાદના શ્રીમંતો હવા ખાવા બહારગામ જવાનું સમજતા નહોતા. રા.બા. ભીમભાઇને પોતાના બંગલા ડુમસમાં હતા. સુરતમાં પોતે ડેપ્યુટી કલેક્ટર હતા ત્યારે ડુમસમાં બંગલી બાંધી રહી નોકરી માટે દરરોજ બળદના સીગરામમાં સુરત આવે. અને તે અરસામાં પોતાના બંગલા ત્યાં બંધાવ્યા. સાથે સાથે પોતાના સુરતના મિત્રો રા.બા. નંદશંકર તુળજાશંકર, રા. મનસુખલાલ સુગટલાલ મુનશી, રા. ખંડેરાવ બેદારકર, રા.બા. દોલતરાય સંપતરાય, રા. તુળજાશંકર જીવણરામ, રા. મોટાભાઇ દેસાઇ વગેરે સર્વેના બંગલા તે અરસામાં કચેરીમાં બંધાયા. ગોકળદાસભાઇએ પણ એક બંગલો બાંધ્યો. આમ ત્યાં પણ મિત્રોનું મંડળ જામ્યું હતું. રજા લઇ ઉનાળામાં બીજાં ગામોથી પોતાના મિત્રોને પોતાને ત્યાં તેડાવે અને ઉત્સાહપૂર્વક ત્યાં તેમનું સ્વાગત કરે. એમનું દિલ ભારે ઉદાર હતું અને આવા મહેમાનોને આનંદ આપવો, તેમની સરભરા કરવી એ એમનાં કુટુંબી-

જનોની ફરજ થઈ પડતી. સાથે કડક પણ તેવા. બંગલાની બારીઓ કે રવેશ નીચેની પાળપર કોઇને થુંકવાનું નહીં એમ ચાલુ હુકમ હતો. એક પ્રસંગે પાર્વતીશંકર દવે માસ્તર તેમના મહેમાન હતા. તેમણે પાન ખાઇને પાળપર પીચકારી મારી. ભીમભાઇ રાતાપીળા થઈ ગયા; નોકર પાસે પાણીની ડોલ મગાવી, કાથી મગાવી અને તેવડે ડાઘ ઘસીને રા. બા. પાર્વતીશંકર પાસે સાફ કરાવ્યા!

આવા મહેમાનોમાં જાત કોમનો ભેદ નહોતો. કેરવાડાના ઠાકોર (જેઓ તે વખતે સગીર હોઇ તેમના વોર્ડ હતા) મુસલમાન છતાં કુટુંબના છોકરાઓ પેઠે તેમને ત્યાં રહેતા. અમદાવાદના ડૉ. કલ્યાણીવાળાને (પારસી ગૃહસ્થ છે) પણ રજા લેવડાવી ડુમસ હવા ખાવા પોતાને બંગલે મહેમાન કરેલા. આમ હવા ખાવાનો



રા. બા. ભીમભાઇ કીરપારામ

સ્વાદ લગાડી તેમણે ઘણા જણને પર્વત પર કે નદી કિનારે જતા કરી દીધા હતા. આ બધામાં શેઠ મનસુખભાઇને તેઓ પીગળાવી શકયા નહીં. તેઓ કહેતા કે મીલની મારી ઑફીસ જેવી ઠંડક મને કોઈ જગાએ લાગતી નથી! જમનાભાઇ બંગલો લઈ દરવર્ષે ડુમસ રહેતા હતા.

સુરતના ડેપ્યુટી કલેકટર હતા ત્યારે લાંબો વખત ડુમસ રહેલા. અનાવિલ જ્ઞાતિના હોઇ ખેતીવાડી તરફ ખૂબ પ્રીતિ હતી. ડુમસની રસાળ ભૂમિમાં ફળવાડીઓ કરાવી અને તેના પાક માટે સકારણ ગર્વ ધરાવતા. આફુસ પાયરીનાં આંબાવાડીઆં, ફાલસી, લીંબુ, પપનસ, અનનાસ વગેરે વિધવિધ ફળોની વાડીઓ ડુમસમાં તેમની સૂચનાથી થએલી. ત્યાંના દરેક બંગલા સાથે ઘરવટ અને માળીઓ, દુબળાઓ વગેરેની સાથે વાતો કરી તેમની ખબર અંતર પૂછતા. અમલદારીનો દોર જરા પણ રાખતા નહિ.

રા.બા. લાલશંકરભાઇ દ્વારા અમારે તેમની સાથે સંબંધ બંધાએલો. જમાનાખાધેલ, અને દીર્ઘદર્શી હોઇ માણસની પરીક્ષા કરવામાં પૂરા હતા. તેમને ત્યાં કાચા પોચા કે છિદ્રવાળા માણસનું કામ નહિ. સ્વ. રમણભાઇને જાહેર જીવનમાં આગળ પડવાનું પ્રોત્સાહન આપનાર આપજનોમાં રા.બા. ભીમભાઇ અગ્રેસર હતા. મ્યુનિસિપાલિટીમાં ઉભા રહેવા સલાહ આપનાર પણ તેઓ જ હતા. અને નોકરી છોડી વકીલાત કરવાનો નિશ્ચય કર્યો ત્યારે તેમણે પૂર્ણ ટેકો આપેલો. તેમની મંત્રણાઓ જૂના જમાનાના રાજ્યકારભાર નિપુણ મહામંત્રીની યાદ આપે તેવી હતી.

જેમને મિત્ર કહ્યા તેમનું કામ પોતાની સર્વ શક્તિઓ વાપરી પાર પાડી આપવામાં તેમની જોડ મળે તેમ નથી. મારાં બ્હેન શારદાબ્હેનનો વિવાહ ડૉ. બટુકરામના પુત્ર ડૉ. સુમંત સાથે થયો હતો. સુમંતભાઇને વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ જવાનું હતું અને તે પહેલાં લગ્ન કરવાં એમ બટુકરામનો આગ્રહ હતો. લગ્નનો નિર્ણય થયો તે અરસામાં મુંબાઇમાં પ્લેગ પુષ્કળ ચાલતો અને આણંદમાં જબરૂં ક્વૉરન્ટાઇન હતું. આ સંજોગોમાં ક્વૉરન્ટાઇનમાં રોકાઇ અમદાવાદ આવી લગ્ન કરવામાં લગ્નમાં ઘણો વિલંબ થાય અને અમુક સ્ટીમર ચુકી જવાય એ સ્થિતિ હતી. ડૉ. બટુકરામે લખ્યું કે કન્યા પક્ષ વડોદરે આવે; લગ્ન કરી પાછા જતે ક્વૉરન્ટાઇનમાં રોકાય તો સ્ટીમર ન ચુકવી પડે. તે જમાનામાં પરગામ કન્યા દેવા માટે પણ નાતીલાઓનો કોપ વહોરવો પડતો; બટુકરામ વિલાયત જઇ આવેલા, સુમંતભાઈ જવાના, એવી એવી વાતોથી નાત વિરુદ્ધ થઇ ગઇ હતી છતાં હિંમત રાખી વિવાહ કર્યો; પણ ચાલતી રૂઢિથી ઉલટા જઇ સામી કન્યા લઇ જઇ લગ્ન

કરવાની સૂચના અમારે ગળે ઉતરી નહીં. ભીમભાઈ સાહેબની સલાહ પૂછી. તેઓ બટુકરામના, નંદશંકરના અને અમારા સ્નેહી હતા અને આ સંબંધમાં તેમની સંપૂર્ણ સહાનુભૂતિ હતી. તેમણે બટુકરામને લખ્યું અને એક સ્ટીમર મોડા જવાય તો ચલાવી લેવા સૂચના કરી. તેમનો એવો પ્રભાવ હતો કે ના પાડવી મુશ્કેલ થઇ પડે. આમ લખ્યું તો ખરૂં પરંતુ મિત્રકૃત્ય કરવાની તેમની ઇચ્છા આથી સંતોષાઇ નહીં. આણંદમાં ક્વૉરન્ટાઇન ઑફીસર મી. બમનજી મોદી હતા. આ ગૃહસ્થ સુરતના અને ડેપ્યુટી કલેક્ટરની ગ્રેડના હોઈ ઓળખાણના. રા.બા. ભીમભાઇ જાતે આણંદ ગયા. બટુકરામ વગેરેને આવવા સંબંધી તે અમલદારને સંતોષ આપે એવી સમજાવટ કરી, જોખમદારી પોતાને માથે લઇ સીધા અમદાવાદ સર્વેને આવવાની ગોઠવણ કરી દીધી. આજ વિચાર કરતાં લાગે છે કે સામી કન્યા લઇને જવામાં હીણપત શી હતી પણ તે જમાનામાં આજે સહેલી લાગતી વસ્તુઓ ભારે મુશ્કેલ લાગતી. આ ગોઠવણમાં ખાસ મહત્ત્વ નથી. રા.બા. ભીમભાઇ માનેલા કર્તવ્યને પાર ઉતારવા કેટલી જહેમત ઉઠાવતા તેનું દૃષ્ટાંત પૂરૂં પાડે છે.

મારા તેમજ શારદાબ્હેન તરફ એક વડીલ તરીકે તેમની મીઠી નજર હતી. અમે બી.એ.ની પરીક્ષા પસાર કરી ત્યારે અમારાં કુટુંબીઓ જેટલો જ તેમને આનંદ થયો હતો અને એ વાત સહુ આગળ ગર્વથી કહેતા. તે પછી તેમનું જીવન લાંબું પહોંચ્યું નહિ. ડીસ્પેપ્સીઆનો રોગ તેમને લાગુ પડ્યો. ખાવા પીવાના અત્યંત શોખીન; ભજીઆં, મુઠીઆં, પાત્રાં, ઢોકળાં વગેરે વિવિધ વાનીઓ દરરોજ જોઇએ. આ ટેવને ખોરાકનો પ્રતિબંધ તે મહા મુશ્કેલ થઈ પડ્યો. આ મંદવાડ દરમિયાન મે વેકેશનમાં અમે તેમના બંગલામાં રહેતાં હતાં અને તેઓ પાછળથી ત્યાં આવેલા. પોતે ઘરના વડીલ અને બીજાં તેમની આજ્ઞા ઉઠાવનાર એટલે આ મંદવાડમાં પથ્ય પળાવવું અશક્ય થઇ પડ્યું હતું. અમે રસોઇઆને ઠપકો આપીએ ને તેઓ પણ તેનો દમ કાઢે. Selfwilled માણસ રહ્યા એટલે તેમના આગ્રહને વશ સહુને થવું પડતું. પાછળથી તેમનું આરોગ્ય સુધર્યું અને મન પર સંયમ પણ આણ્યો. પરંતુ દર્દ પેઠેલું તે મૂળ મૂકીને ગયું નહિ. તેઓ પ્રથમ શ્રી. ગણેશ માવલંકરના મકાનમાં રહેતા. પરંતુ પાછળથી હાલની લોકલબોર્ડની ઑફીસવાળો બંગલો તેમણે લીધેલો. આ બંગલો મળવાથી પોતે અતિશય પ્રસન્ન થયા હતા પરંતુ ટુંક સમયમાં એ જ બંગલામાં તેમણે દેહ છોડી.

સ્વાવલંબી અને નિડર અમલદાર તરીકે સરકાર દરબારમાં તેમની ખ્યાતિ હતી.

સ્વાદ લગાડી તેમણે ઘણા જણને પર્વત પર કે નદી કિનારે જતા કરી દીધા હતા. આ બધામાં શેઠ મનસુખભાઇને તેઓ પીગળાવી શક્યા નહીં. તેઓ કહેતા કે મીલની મારી ઑફીસ જેવી ઠંડક મને કોઈ જગાએ લાગતી નથી! જમનાભાઇ બંગલો લઈ દરવર્ષે ડુમસ રહેતા હતા.

સુરતના ડેપ્યુટી કલેક્ટર હતા ત્યારે લાંબો વખત ડુમસ રહેલા. અનાવિલ જ્ઞાતિના હોઇ ખેતીવાડી તરફ ખૂબ પ્રીતિ હતી. ડુમસની રસાળ ભૂમિમાં ફળવાડીઓ કરાવી અને તેના પાક માટે સકારણ ગર્વ ધરાવતા. આફુસ પાયરીનાં આંબાવાડીઆં, ફાલસી, લીંબુ, પપનસ, અનનાસ વગેરે વિધવિધ ફળોની વાડીઓ ડુમસમાં તેમની સૂચનાથી થએલી. ત્યાંના દરેક બંગલા સાથે ઘરવટ અને માળીઓ, દુબળાઓ વગેરેની સાથે વાતો કરી તેમની ખબર અંતર પૂછતા. અમલદારીનો દોર જરા પણ રાખતા નહિ.

રા.બા. લાલશંકરભાઇ દ્વારા અમારે તેમની સાથે સંબંધ બંધાએલો. જમાનાખાધેલ, અને દીર્ઘદર્શી હોઇ માણસની પરીક્ષા કરવામાં પૂરા હતા. તેમને ત્યાં કાચા પોચા કે છિદ્રવાળા માણસનું કામ નહિ. સ્વ. રમણભાઇને જાહેર જીવનમાં આગળ પડવાનું પ્રોત્સાહન આપનાર આપજનોમાં રા.બા. ભીમભાઇ અગ્રેસર હતા. મ્યુનિસિપાલિટીમાં ઉભા રહેવા સલાહ આપનાર પણ તેઓ જ હતા. અને નોકરી છોડી વકીલાત કરવાનો નિશ્ચય કર્યો ત્યારે તેમણે પૂર્ણ ટેકો આપેલો. તેમની મંત્રણાઓ જૂના જમાનાના રાજ્યકારભાર નિપુણ મહામંત્રીની યાદ આપે તેવી હતી.

જેમને મિત્ર કહ્યા તેમનું કામ પોતાની સર્વ શક્તિઓ વાપરી પાર પાડી આપવામાં તેમની જોડ મળે તેમ નથી. મારાં બ્હેન શારદાબ્હેનનો વિવાહ ડૉ. બટુકરામના પુત્ર ડૉ. સુમંત સાથે થયો હતો. સુમંતભાઇને વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ જવાનું હતું અને તે પહેલાં લગ્ન કરવાં એમ બટુકરામનો આગ્રહ હતો. લગ્નનો નિર્ણય થયો તે અરસામાં મુંબાઇમાં પ્લેગ પુષ્કળ ચાલતો અને આણંદમાં જબરૂં ક્વેરેન્ટાઇન હતું. આ સંજોગોમાં ક્વેરેન્ટાઇનમાં રોકાઇ અમદાવાદ આવી લગ્ન કરવામાં લગ્નમાં ઘણો વિલંબ થાય અને અમુક સ્ટીમર ચુકી જવાય એ સ્થિતિ હતી. ડૉ. બટુકરામે લખ્યું કે કન્યા પક્ષ વડોદરે આવે; લગ્ન કરી પાછા જતે ક્વેરેન્ટાઇનમાં રોકાય તો સ્ટીમર ન ચુકવી પડે. તે જમાનામાં પરગામ કન્યા દેવા માટે પણ નાતીલાઓનો કોપ વહોરવો પડતો; બટુકરામ વિલાયત જઇ આવેલા; સુમંતભાઈ જવાના, એવી એવી વાતોથી નાત વિરુદ્ધ થઇ ગઇ હતી છતાં હિંમત રાખી વિવાહ કર્યો; પણ ચાલતી રૂઢિથી ઉલટા જઇ સામી કન્યા લઇ જઇ લગ્ન

કરવાની સૂચના અમારે ગળે ઉતરી નહીં. ભીમભાઈ સાહેબની સલાહ પૂછી. તેઓ બટુકરામના, નંદશંકરના અને અમારા સ્નેહી હતા અને આ સંબંધમાં તેમની સંપૂર્ણ સહાનુભૂતિ હતી. તેમણે બટુકરામને લખ્યું અને એક સ્ટીમર મોડા જવાય તો ચલાવી લેવા સૂચના કરી. તેમનો એવો પ્રભાવ હતો કે ના પાડવી મુશ્કેલ થઇ પડે. આમ લખ્યું તો ખરૂં પરંતુ મિત્રકૃત્ય કરવાની તેમની ઇચ્છા આથી સંતોષાઇ નહીં. આણંદમાં ક્વોરન્ટાઇન ઑફીસર મી. બમનજી મોદી હતા. આ ગૃહસ્થ સુરતના અને ડેપ્યુટી કલેકટરની ગ્રેડના હોઈ ઓળખાણના. રા.બા. ભીમભાઇ જાતે આણંદ ગયા. બટુકરામ વગેરેને આવવા સંબંધી તે અમલદારને સંતોષ આપે એવી સમજાવટ કરી, જોખમદારી પોતાને માથે લઇ સીધા અમદાવાદ સર્વેને આવવાની ગોઠવણ કરી દીધી. આજ વિચાર કરતાં લાગે છે કે સામી કન્યા લઇને જવામાં હીણપત શી હતી પણ તે જમાનામાં આજે સહેલી લાગતી વસ્તુઓ ભારે મુશ્કેલ લાગતી. આ ગોઠવણમાં ખાસ મહત્ત્વ નથી. રા.બા. ભીમભાઇ માનેલા કર્તવ્યને પાર ઉતારવા કેટલી જહેમત ઉઠાવતા તેનું દૃષ્ટાંત પૂરૂં પાડે છે.

મારા તેમજ શારદાબ્હેન તરફ એક વડીલ તરીકે તેમની મીઠી નજર હતી. અમે બી.એ.ની પરીક્ષા પસાર કરી ત્યારે અમારાં કુટુંબીઓ જેટલો જ તેમને આનંદ થયો હતો અને એ વાત સહુ આગળ ગર્વથી કહેતા. તે પછી તેમનું જીવન લાંબું પહોંચ્યું નહિ. ડીસ્પેપ્સીઆનો રોગ તેમને લાગુ પડ્યો. ખાવા પીવાના અત્યંત શોખીન; ભજીઆં, મુઠીઆં, પાત્રાં, ઢોકળાં વગેરે વિવિધ વાનીઓ દરરોજ જોઇએ. આ ટેવને ખોરાકનો પ્રતિબંધ તે મહા મુશ્કેલ થઈ પડ્યો. આ મંદવાડ દરમિયાન મે વેકેશનમાં અમે તેમના બંગલામાં રહેતાં હતાં અને તેઓ પાછળથી ત્યાં આવેલા. પોતે ઘરના વડીલ અને બીજાં તેમની આજ્ઞા ઉઠાવનાર એટલે આ મંદવાડમાં પથ્ય પળાવવું અશક્ય થઇ પડ્યું હતું. અમે રસોઇઆને ઠપકો આપીએ ને તેઓ પણ તેનો દમ કાઢે. Selfwilled માણસ રહ્યા એટલે તેમના આગ્રહને વશ સહુને થવું પડતું. પાછળથી તેમનું આરોગ્ય સુધર્યું અને મન પર સંયમ પણ આણ્યો. પરંતુ દર્દ પેઠેલું તે મૂળ મૂકીને ગયું નહિ. તેઓ પ્રથમ શ્રી. ગણેશ માવલંકરના મકાનમાં રહેતા. પરંતુ પાછળથી હાલની લોકલબોર્ડની ઑફીસવાળો બંગલો તેમણે લીધેલો. આ બંગલો મળવાથી પોતે અતિશય પ્રસન્ન થયા હતા પરંતુ ટુંક સમયમાં એ જ બંગલામાં તેમણે દેહ છોડી.

સ્વાવલંબી અને નિડર અમલદાર તરીકે સરકાર દરબારમાં તેમની ખ્યાતિ હતી.

સેંકડો તાલુકદારોનાં દિલ તેમણે જીત્યાં હતાં. તાલુકદારોની તરફેણમાં લડીને તેમના હક અપાવવા તેમણે બનતું કર્યું હતું. તેમનો રૂવાબ અને તેજ એટલાં પ્રબળ હતાં કે અસત્ય કે અપ્રમાણિકતા ચલાવી લેવાની તેમના હાથ નીચેનાઓની મગદૂર નહોતી. કડકાઇ સાથે માયાળુપણું તેટલું જ. તેમના શીરસ્તેદારો, કારકુનો, પટાવાળાઓ તેમને પોતાના મુરબ્બી તરીકે અત્યંત સ્નેહથી ચાહતા.

એમની કુટુંબ વત્સલતા પણ અતિશય હતી. વીસ નાનાં મોટાં માણસોના કુટુંબમાં ભત્રીજાં, ભાણેજાં, દોહિત્રો વગેરે સર્વ તરફ એક સરખી નજર રાખતા. કેટલાએ બહારના તેમના ઓળખાણવાળા જાણી શકતા નહિ કે તેમના પુત્રો કોણ, ભત્રીજા કોણ અને ભત્રીજાના છોકરાઓ કોણ. બધા જ તેમને બાપુજી કહે અને કોઇ તરફ ભેદભાવ નહિ. એ વિસ્તારી કુટુંબનું નાવ તેમનાં જ્યેષ્ઠ પુત્રી કાશીબ્હેન જેઓ બાળવયે વિધવા થએલાં તે ચલાવતાં. કાશીબ્હેન માટે તેમના પિતાને ભારે માન હતું.

મોટો હોદ્દો પ્રાપ્ત કરી, તેને શોભાવી, પ્રજાનું પણ ભલું કરવામાં આ પ્રભાવશાળી પુરુષે ગુજરાતનું નામ દીપાવ્યું છે.

## ૧૯

# લેડી લીલી

આજથી ચાળીસ વર્ષ પૂર્વે ઉત્તર વિભાગના કમીશનર સર ફ્રેડરીક લીલી હતા તેમનાં એઓ પત્ની. સર ફ્રેડરીક સુરત જીલ્લાના કલેકટર હતા અને પોરબંદરના ઍડ્‌મિનિસ્ટ્રેટર હતા. લેડી લીલી તે એકવાર મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ હતાં અને તેમનું નામ મિસ મીચલ હતું. પાદરીનાં પુત્રી હતાં અને શાળાનાં અધિષ્ઠાત્રી તરીકે દેશી બ્હેનોના નિકટ પરિચયમાં આવેલાં. અમદાવાદમાં આસીસ્ટંટ કલેકટર તરીકે મી. લીલી (તેમના નામના અક્ષરો lely હોવાથી ગુજરાતમાં સહુ તેમને લેલી સાહેબને નામે ઓળખતાં) હતા તે વખત કે ત્યાર પછી સુરતના કલેકટર થયા ત્યારે મીસ મીચલનાં લગ્ન થયાં. બંગાળના એક વખતના ગવર્નર સર એન્ડ્રુસ ફ્રેઝરનાં તે ‘કઝીન’ ફોઇનાં દીકરી થાય. એ ગવર્નરના પિતા પણ પાદરી હતા એમ જાણવામાં છે. કમીશનરનાં પત્ની તરીકે

કરનારાનો પણ જબરો સાથ હતો. દુકાળથી પીડાતાં મનુષ્યોને માટે દાઝી જતું તેમનું દિલ તેમની સાથે કામ કરનારને ઉત્સાહ પ્રેરતું. એ દયાળુ દિલની સન્નારીએ તે વખતે સેંકડો મનુષ્યોના આશીર્વાદ મેળવ્યા હશે. લોકો પાસેથી ગરીબો માટે કપડાં એકઠાં કરી તેમને વહેંચવાના કામમાં અમે સાથે જતાં. રા.બા. લાલશંકરભાઇ તો જોડાએલા હોય જ. આમ પરોપકારી કાર્યમાં પ્રવેશ કરાવનારાં આ બે મારાં ગુરૂઓ હતાં એમ કહું તો ચાલે.

અમદાવાદની મુસલમાન પ્રજાના સમાગમમાં તેઓ આવ્યાં હશે અને એ કોમની ગરીબાઇએ તેમને પ્રેર્યાં. આ બાઇઓને હુન્નર શીખવવામાં આવે તો પોતાના ગુજરાનનું જૂજ સાધન ઊભું કરી શકે એમ તેમને લાગવાથી તે બાઇઓ માટે લેડીઝ ક્લબના મકાનમાં શીવણવર્ગ ખોલ્યો અને તેમને મહેનતાણું આપવા માટે નાણાં ભેગાં કર્યાં. એમના પ્રયાસથી સીવીલ હૉસ્પિટલ તથા ગાંડાની ઇસ્પીતાલનાં વાપરૂ કપડાં શીવવાનો કૉન્ટ્રાક્ટ મળ્યો. આ માટે ખાસ જાતનું કાપડ વણાવવાનું હતું. એ બધું કામ તેમણે મને સોંપ્યું હતું. કાપડ ઘણીવાર બગડે અને નકામું જાય કેમકે શીવનારાં ઘણાં શિખાઉ હતાં. પણ નાણાં એકઠાં કરેલાં તેમાંથી એ ખોટ પૂરી પડતી. લગભગ સો બાઇઓ કામ કરવા આવતી. દોરાનાં બટન અને પાટી પણ તેઓ પાસે બનાવડાવતાં. આ પ્રમાણે ગરીબ બાઇઓને ઉદ્યમ કરાવી તેમને ઉપજીવિકા આપવાનું પુણ્ય તેમણે હાંસલ કર્યું. અત્રેથી તેઓ ઇંગ્લાંડ ગયાં ત્યારપછી કેટલાંક વર્ષ આ કામ મેં ચલાવેલું પણ ધીમેધીમે કૉન્ટ્રાક્ટ બંધ થયા અને બીજા ઑર્ડર લાવવાનું કામ મારાથી બની શક્યું નહિ. એ ગરીબ બાઇઓના કકળાટ વચ્ચે આ કામ બંધ પાડવું પડ્યું. કમીશનર સાહેબનાં પત્નીની ખાતર કૉન્ટ્રાક્ટ મળ્યો હોય એમ જણાયું. લાગતાવળગતાને આ કૉન્ટ્રાક્ટ આપવા નહિ રૂચ્યા હોય એટલે તેમના નિવૃત્ત થયા પછી આ પરોપકારી કાર્યનો અંત આવ્યો.

નેશનલ ઇંડિયન એસોસીએશન એ ઇંગ્લાંડમાં સ્થપાએલી સંસ્થા છે. મિસ મેનિંગ અને બીજાં સહાનુભૂતિ ધરાવનારાં અંગ્રેજ સ્ત્રીપુરુષોને લાગેલું કે હિંદીઓ અને અંગ્રેજો વચ્ચે સહકાર સાધી એકબીજાના નિકટ પરિચયમાં અવાય તો બંને પ્રજાને લાભ છે અને તેવા મુખ્ય ઉદ્દેશથી એ સંસ્થા સ્થપાઇ છે. સને ૧૮૮૯માં અમદાવાદના ડિસ્ટ્રિક્ટ જજ મિ. એસ્ટનનાં પત્નીને એની શાખા અહિં સ્થાપવાનો વિચાર થયો. હિંદુસ્તાનનાં બીજાં ગામોમાં તો સ્થપાઇ હતી આ સંસ્થા સ્થપાઇ અને અમદાવાદમાં રા. બ. ભોળાનાથ સારાભાઇના સ્મારક તરીકે ભોળાનાથ લિટરરી ઇન્સ્ટીટ્યૂટ ફૉર વીમેનનું મકાન બંધાયું.

એ સ્મારક કમિટીને લાગ્યું કે આ નેશનલ ઇંડિયન એસોસીએશન જેવી કાયમી સંસ્થાને એ મકાન અને લાયબ્રેરીનો વહીવટ સોંપવો. તે મુજબ સોંપાયો. કમીશનરોની પત્નીઓ આ સંસ્થામાં રસ લેતી અને હિંદી સ્ત્રીપુરુષોને પોતાને ત્યાં મેળાવડા કરી તેડતી. આમ સમાગમમાં આવવા નેશનલ ઇંડિયન એસોસીએશનના સભ્યો પણ ઘણા થયા હતા. લેડી લીલી દર દિવાળીએ મોટી પાર્ટી આ સભ્યોને તેડીને કરતાં.

સને ૧૯૦૨માં અમદાવાદમાં કૉંગ્રેસ ભરાઈ. સુરેન્દ્રનાથ બેનરજી જેવા જગવિખ્યાત વક્તા પ્રમુખ હતા. તેમનું વ્યાખ્યાન સાંભળવા સૌ ઇંતેજાર હશે એમ ધારી કમીશનર મિ. લીલીએ તમામ ઑફિસોમાં સર્ક્યુલર કાઢી કૉંગ્રેસની બેઠકમાં હાજર રહેવા ઇચ્છા હોય તો જવા છૂટ આપી દીધી હતી. કૉંગ્રેસની બેઠક પૂરી થયા પછી મંડપમાંથી અમને કેટલાંકને લેડી લીલીએ ચ્હા પીવા તેડ્યાં હતાં. આમ તેમણે દાખવેલી ઉદાર મનોવૃત્તિથી સૌકોઇ પ્રસન્ન થયું હતું.

કોઇ પ્રસંગે કમિટીમાં પોતાનો મત પતિથી જુદો હોય તો take votes એમ કહી મત લેવડાવી બહુમતિથી કામ કરતાં. મતલબ કે હા જી હાનું વાતાવરણ ચાલવા દેતાં નહિ.

શાળામાં હતાં ત્યારે જે શિક્ષકો સાથે કામ કરેલું તે તેમને હમેશ યાદ કરનારાં છે. રા. રેવાશંકર ભટ્ટ ટ્રેનિંગ કૉલેજનાં હેડમાસ્તર હતા. તેઓ જીવ્યા ત્યાંસુધી તેમની સાથે નિયમિત પત્રવ્યવહાર કરતા.

ઊંચે હોદ્દે હોવા છતાં અભિમાનનો અંશ પણ તેમનામાં નહોતો. અમારે ત્યાં અનેક પ્રસંગે આવે. માંદગીમાં ખબર કાઢી જાય અને બાળકો પ્રત્યે સ્નેહ દર્શાવે. ઘર ચલાવવામાં કુશળ હતાં. નોકરો પર પૂરી દેખરેખ રાખતાં તેમને જોયાં છે. તેમના રસોડામાં હિંદી ખાદ્ય પદાર્થો મારી પાસે તેમણે ઘણીવાર શીખી લીધેલા. દૂધ આખરવાનું કામ તેમનું પોતાનું હમેશ હતું. કેક વગેરે બનાવવામાં કુશળ હતાં અને મહેમાનોની સરભરા કરવામાં જાતે બધાંની સવડ જોનાર હતાં. મારા તેમજ બ્હેન શારદા પ્રત્યે તેમનો અત્યંત સદ્‌ભાવ હતો. હજી એ બાઇ હયાત છે. તેમના પતિ થોડા વખત પર ગુજરી ગયા. સર ફ્રેડરીક લીલીએ કરસનદાસ મૂળજીના ચરિત્ર પર એક વિચારપૂર્ણ લેખ લખ્યો હતો. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના મંત્રી તરીકે રા. બ. લાલશંકરના કાર્યની મુક્તકંઠે પ્રશંસા કરી છે. ટૂંકામાં પ્રજાવર્ગમાં ભળી તેમની સંસ્થાઓ અને હીલચાલો પ્રત્યે સહાનુભૂતિ દાખવી ઉત્તેજન આપ્યું છે.

આ સ્મૃતિચિત્રોનાં પાત્રોમાંથી માત્ર આ બાઈ જ હયાત છે. ખાસ કરીને હયાત ના હોય તેવાનાં જ ચિત્રો આલેખ્યાં છે. આ સન્નારીએ મારા જીવનમાં કાર્યદિશા સૂચવી અને ઉપયોગિતાને માર્ગે પ્રેર્યું તે ખાતે ખાસ તેમની હયાતી છતાં આ ચિત્ર આપું છું. તેઓ આ દેશમાં નથી એટલે અહિંના ક્ષિતિજમાં પણ નથી. તેમનો પરિચય થયો તે પહેલાં અને તે પછી અનેક યુરોપીઅન સ્ત્રીઓનો પરિચય મને થયો છે. કોઈમાં એક ગુણ અને કોઈમાં બીજો; પણ આમ બધી રીતે સન્માન અને સદ્‌ભાવને યોગ્ય બીજાં કોઈનો પ્રસંગ મારે પડ્યો નથી.

કાળના વહેવા સાથે મને લાગે છે કે બંને કોમોનો એકબીજા પ્રત્યેનો ભાવ બદલાયો છે. યુરોપીઅન કોમનાં ત્રણચાર બાનુઓ મારાં પરમ મિત્ર છે અને તેમની સાથે મારે ગાઢ સંબંધ છે પરંતુ લેડી લીલીનું સ્થાન જુદું જ છે.

૨૦

## રા. બ. લાલશંકર ઉમિયાશંકર

રા.બ. લાલશંકર સંબંધે બેએક પ્રસંગે મેં લખેલું છે એટલે કેટલીક પુનરાવૃત્તિ થવાનો સંભવ છે. પરંતુ જે જે નાનાંમોટાં સ્ત્રીપુરુષોએ મારા જીવન પર છાપ પાડી છે તેમજ જેમનું અનેકવિધ મારા પર ઋણ છે તેમાં લાલશંકરભાઈનું સ્થાન મોખરે હોવાથી આ ચિત્રમાળામાં તેમનું આલેખન થવું જોઈએ.

સાધારણ પરિસ્થિતિમાંથી આપબળ અને જાતમહેનતથી વધેલા નામાંકિત પુરુષોમાંના એક રા. બ. લાલશંકર હતા. ખંત, ચીવટપણું, આગ્રહી સ્વભાવ, એક ધ્યેયને વળગી રહેવું અને ઉત્સાહપૂર્વક મહેનત કરવાની ટેવ એ એમના સ્વભાવનાં લક્ષણ હતાં અને તે વડે જ મોટી પદવી, માન અને લોકપ્રિયતા તેમણે પ્રાપ્ત કર્યાં હતાં. ટ્રેનિંગ કૉલેજમાં માત્ર પ્રાથમિક શિક્ષકનું જ્ઞાન મેળવી તેમણે જીવનની શરૂઆત કરેલી. પરંતુ અંગ્રેજી અભ્યાસ કરવાની ઉત્કટ ઇચ્છાને પરિણામે એફ.ઇ.ની પરીક્ષા (હું ધારું છું મદ્રાસ યુનિવર્સિટીની) સુધી પહોંચ્યા. એટલેથી પણ આ ઉત્સાહી અને મોટા અભિલાષ ધરાવનાર ગૃહસ્થને સંતોષ થયો નહિ. એ જમાનામાં મુનસફ થવા માટે કાયદાની પરીક્ષા આપવી

પડની તે આપી તેઓ તેમાં ફતેહમંદ થયા. ત્યારબાદ મુનસફની નોકરી તેમને મળી. તેને અંગે ગામ પરગામ ફરવું પડેલું અને પ્રત્યેક સ્થળે પોતાની કાંઇ ને કાંઇ નિશાની તેઓ મૂકતા આવેલા. કોઇ ઠેકાણે લાયબ્રેરી કઢાવી હશે તો કોઈ ઠેકાણે શાળા ખોલાવી હશે. કોઈ સ્થળે પ્રાર્થના સમાજની સ્થાપના કરી હશે તો બીજે સ્થળે કન્યાશાળા કઢાવી હશે પરંતુ એમનું મહાન કાર્ય તો પંઢરપુરનું અનાથ બાલાશ્રમ હતું. પંઢરપુર તીર્થસ્થાન હોઇ ત્યાં અનેક વિધવાઓ પોતાનાં પાપ છુપાવવા આવે છે એ જાણીતી વાત હતી. એક પ્રસંગે ફરવા જતાં લાલશંકરભાઇની ઠેસે એક ફેંકી દીધેલું બાળક આવ્યું જે બનાવ પરથી ત્યાં એક આશ્રમ સ્થાપવાની તેમને સ્ફુરણા થઈ એ વાત ઘણીવાર લખાએલી છે. તેમનાં લોકોપકારક કામ ઠામઠામ એટલાં બધાં હતાં કે તેઓ દેવ મુનસફનું ઉપનામ મેળવવા પામ્યા હતા.



રા. બ. લાલશંકર ઉમિયાશંકર

પ્રજાકીય કામ કરવાની પ્રેરણા તેમને તેમના ગુરુ રા. સા. મહીપતરામ તરફથી મળેલી એમ ઘણીવાર તેઓ કહેતા. તેમની બદલી અમદાવાદમાં થઇ ત્યારપછી અહિંની અનેક જાહેર સંસ્થાઓમાં તેમણે આગેવાની ભરેલો ભાગ લીધેલો હતો. પોતાના ગુરુનું સ્મારક મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ સ્થાપ્યું અને તેમનું મકાન બંધાવ્યું. આપારાવ ભોળાનાથ લાયબ્રેરીનું મકાન બંધાવ્યું. એ લાયબ્રેરી રાયપુરમાં નાનાસરખા ભાડાના મેડા પર બેસતી. તેને માટે મકાનની જરૂર હતી. એ લત્તામાં મકાનો મોંઘાં અને મળે પણ

ભાગ્યે જ. મકાન માટે અમુક રકમ રા.બ. ભોળાનાથ એટલે લાયબ્રેરીના દાતાના કુટુંબીઓ પાસેથી લેવાની હતી. આ રકમ મળવામાં વાંધા આવ્યા કરતા. લાલશંકરની વ્યવહારૂ બુદ્ધિએ તેનો તોડ શોધી કાઢ્યો. રાયપુર દરવાજા બહાર દાતાની જગા હતી તે જગા રૂપીઆને બદલે માગી અને ત્યાં લાયબ્રેરી બાંધી દીધી. ઘણાએ વિરોધ દર્શાવ્યો કે દૂર જંગલમાં લાયબ્રેરી બાંધો છો તે કોઇ લાભ લેવાનું નથી પરંતુ આ દીર્ઘ દૃષ્ટિવાળા ગૃહસ્થ સમજી ગયા હતા કે શહેરનો વિસ્તાર થવાનો છે; વાંચનનો શોખ હશે તે ગમે ત્યાં જઇ જરૂર વાંચશે જ અને મકાન બંધાવાથી સંસ્થાનું સ્થાયીપણું જળવાશે. નાણાંના વાંધા ચાલ્યા જશે. આજ અમદાવાદ શહેરની સારામાં સારી લાયબ્રેરી હોય તો એ જ છે એમ કહ્યા વગર ચાલે તેમ નથી.

અનાથાશ્રમનું મકાન પણ તેમણે જ ખંત અને મહેનતથી બંધાવ્યું હતું. તેને માટે નાણાં એકઠાં કર્યાં એટલું જ નહિ પરંતુ પોતાના બહોળા ઓળખાણનો લાભ લઇ ઇમારતી માલ પણ ઘણો વિના મૂલ્યે અને ઘણી ઓછી કિંમતે મેળવી લીધો. એ સંસ્થાનો ખ્યાલ પણ તેમનો જ હતો અને તે માટે પણ કેટલાકનો વિરોધ હતો પણ તેમણે સ્થાપેલી એ સંસ્થા ગુજરાતમાં એક ભારે જરૂર પૂરી પાડે છે એ સમયે સિદ્ધ કર્યું છે.

ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટીટયુટનું મકાન પણ તેમને હાથે જ બંધાએલું. તાપ તડકો વરસાદમાં ઊભા રહી કડીઆ મજુરો સાથે માથાઝીકણાં કરતા જેમણે એમને જોયા હશે તેમને એમની ખંતનો ખ્યાલ હશે જ. પ્લેનમેકર પણ પોતે, એસ્ટીમેટે પોતાના તેં ડીપાર્ટમેન્ટલી કામ કરાવે તે ભલા કોન્ટ્રાકટરથી પણ વધારે દેખરેખ રાખે. બાર હજાર રૂપીઆની સાધારણ રકમમાં આ સુંદર અને મજબુત મકાન તેમણે બંધાવેલું જેનો એક કાંકરો પણ આજ પીસ્તાળીસ વર્ષે ખર્યો નથી. આજ તો આવા મકાનના ચાલીસ હજાર ઓછામાં ઓછા ખર્ચ થાય પણ તે જમાનામાં પણ વીસપચીસ હજારથી ઓછે ખર્ચે બાંધી શકાયું હશે એમ કોઇ માની શકતું નહોતું.

અંજુમને ઇસ્લામ શાળાનું મકાન પણ તેઓને હાથે બંધાએલું. રા. સા. મહીપતરામે એ અંજુમન સ્થાપવામાં આગેવાની લીધેલી તેમની પછી તેમનાં ઘણાં કામોનો વારસો લાલશંકરને મળ્યો તેને અન્વયે એ મકાન બાંધવાનું તેમના ફાળે આવેલું.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને પ્રેમાભાઇ હોલનું મકાન પંદરવીસ હજારમાં તેમણે બંધાવેલું. સોસાઇટીનું અસલ મકાન તે હાલ જ્યાં હીમાભાઇ ઇન્સ્ટીટયુટ છે તે હતું.

ત્યાં જગ્યાની તંગાશ પડવા લાગી એટલે સરકાર પાસેથી નામના ભાડાથી હાલના પ્રેમાભાઇ હૉલની જગ્યા મેળવી. પ્રેમાભાઇ હૉલનું નામ આપવાનું ઠરાવી એમના સ્મારકની રકમ મેળવી અને સોસાઇટીની ઑફિસ તથા હૉલ ઊભાં કર્યાં. આજ વિચાર કરીએ છીએ તો સમજણ નથી પડતી કે એ હૉલ નહોતો ત્યારે લોકો વ્યાખ્યાનો ક્યાં કરતા અથવા વ્યાખ્યાનો થતાં જ નહિ શું, કે સભાઓ ભરાતી જ નહિ? શહેરની તે વખતની મોટી જરૂરીઆત તેમણે આમ જ્યાંત્યાંથી નાણાં ભેગાં કરી પૂરી પાડી હતી. કોઇ અમલદારે તેમને Excellent Beggerનું નામ આપ્યું હતું. લાગવગ અને પ્રયત્નો વડે દુકાળ વખતે પણ તેમણે ગુજરાતના પીડિતો માટે હજારો રૂપીઆ એકઠા કરેલા. માણસો ઉપરાંત ઢોરોને પણ સહાય કરી હતી. પોતાના જ કૅમ્પાઉન્ડમાં ઢોરો માટે ગોશાળા કાઢી જાતે દેખરેખ રાખી તેમણે નિર્દોષ મૂંગાં પ્રાણીઓને જીવતદાન આપ્યું હતું. અમદાવાદની તેમણે અનેકવિધ સેવાઓ કરી હતી, તેમાં આ દુકાળ વખતની સેવા તો અતુલ હતી.

સમાજસુધારણા અને ધાર્મિક ઉન્નતિ માટે તેમણે તનતોડ પ્રયત્નો કર્યા હતા. સ્ત્રીકેળવણીમાં એમને અટલ શ્રદ્ધા હતી અને એ જ શ્રદ્ધાથી દોરાઇ પોતાનાં પત્નીનું સ્મારક રાખવા એક કન્યાશાળા કાઢી છે. અમદાવાદમાં કન્યાઓ માટે શાળા નીકળી ત્યારે દાખલો બેસાડવા પોતાનાં મોટી ઉમરનાં પત્નીને વિદ્યાર્થિની તરીકે દાખલ કરેલાં. એ બાઇ પણ સુશીલ, નમ્ર, શાન્ત અને સમજુ હતાં, પતિના સર્વ વ્યવસાયોમાં તેમની સંપૂર્ણ સહાનુભૂતિ હતી. લેડીઝ ક્લબનાં તેઓ સેક્રેટરી થયાં હતાં. રા. બા. લાલશંકરે મને તેમની મદદનીશ તરીકે નીમાવી અને સ્ત્રીવર્ગ માટે કામ કરવાની તક આપી. પોતે વહીવટનો માર્ગ દેખાડે અને અમને કામ શીખવે. સંસ્થાનો વહીવટ બને તેટલી કરકસર કરી કેમ કરવો તેનું શિક્ષણ તેમની પાસે લેવા યોગ્ય હતું. એક પણ પૈસો ખરચ્યો હોય અને તે ખરચ્યા સિવાય કામ થઇ શકે તેમ હોય તો તરત તેમનો ઠપકો આવે.

રા. સા. મહીપતરામના કુટુંબ ઉપર તેમને બહુ ભાવ, તેથી મને જાહેર કામ કરવામાં દોરવાનો બહુ ઉત્સાહ હતો. કોઇપણ તેવી તક જવા દેતા નહિ અને કુટુંબના મુરબ્બી વડીલ તરીકે તેમની આજ્ઞા ઉઠાવવામાં અમે કૃતકૃત્યતા સમજતાં.

સમાજસુધારણાના સર્વ પ્રશ્નો તેમને અગત્યના લાગતા. તેઓ વિધવા પુનર્લગ્નના હિમાયતી હતા. સંસારસુધારા હૉલ નામે આજે જે મકાન છે તે તેમણે પોતાને ખર્ચે બાંધેલું છે.

પોતે નદીપાર બંગલે રહેવા ગયા ત્યારે આસપાસના લોકોને વૈદકીય મદદની જરૂર

જણાતાં પોતાના ભત્રીજા પાસે ધર્માદા દવાખાનું કઢાવ્યું હતું અને તે ભાઈનું જુવાન ઉમરે અવસાન થયું ત્યારે જમીન મેળવી ત્યાં રવિશંકરના સ્મારક તરીકે દવાખાનું બંધાવવાની વ્યવસ્થા કરી.

આમ તન, મન અને ધનથી અમદાવાદ શહેરની તેમણે સેવાઓ કરી છે. પોતાની સંપત્તિના પ્રમાણમાં બહુ મોટો હિસ્સો તેમણે જાહેર કામોમાં ખરચ્યો છે.

લોકસેવાના પાઠ તેમના સમાગમમાં આવનાર સહુકોઈને થોડે ઘણે અંશે પઢાવતા હતા. પોતે કામ સોંપે તે ચોક્કસ અને બરાબર થવું જોઈએ એમ આગ્રહ રાખતા. આ બધું કામ કરવાનો વખત તેઓ કેવી રીતે મેળવતા એ આશ્ચર્ય ઉપજાવે તેવું છે. અમદાવાદ જેવા ભારે કામોવાળા શહેરના ફર્સ્ટ ક્લાસ સબજજને ફુરસદ મળવી એ દુર્લભ અનુભવ છે. કોર્ટમાં કામ ચલાવે અને ઘેર જજમેંટો લખે એમાં વખતનો તમામ વ્યય થાય એમ જણાતું. આજે પણ એ હોદ્દાના અમલદારોની ફરિયાદ છે કે પળનો વિરામ કે આરામ નથી મળતો. પરન્તુ આ ઉત્સાહી અને સામર્થ્યવાન અમલદાર નોકરીના કામ ઉપરાંત અસંખ્ય સાર્વજનિક કામો સતત કર્યા કરતા. નોકરીમાં જજ્જ તરીકે ખરું ખોટું પારખી લેવાની અતિ તીવ્ર બુદ્ધિ તેમની હતી. કાયદાનું ઊંડું જ્ઞાન અને સત્ય તારવવાની શક્તિ વડે તેઓ ઉત્તમ ન્યાયાધીશ ગણાયા હતા. અમદાવાદના વતની અને બહોળી પિછાન છતાં અદલ ન્યાયનું પાલન કરનાર તરીકે તેમની નામના હતી. અપ્રામાણિકપણું કે કોઈ લાગવગ ન્યાયના કામમાં તેમની સમક્ષ ચાલી શકતાં નહિ. ન્યાયાસન પર બેસે ત્યારે કોઈ સંબંધ કે ઓળખાણ જાણે તેમનામાં વસતાં જ ન હોય એમ લાગતું. આવા અદલ ઇન્સાફી ન્યાયાધીશ વિરલ હોય છે.

વ્યવસ્થા કરનાર આ સદ્ગૃહસ્થને મિલમાલિકોના પરિચયથી કે ગમે તે કારણથી નિવૃત્ત થયા પછી મિલ ચલાવવાની અભિલાષા થઇ અને પોતે મિલ ખરીદી પોતાનાં નાણાં તેમાં રોક્યાં. પણ આમાં તેમની ગણતરી ખોટી પડી અને એ જ મિલના વહીવટોના બોજાએ તેમનું શરીરસ્વાસ્થ્ય બગાડ્યું, અને મગજ પરના એ ભારથી તેઓને મંદવાડ આવ્યો જેને પરિણામે તેમનો દેહોત્સર્ગ થયો. તેમના મિત્ર રા. બ. ભીમભાઇ કીરપારામે પણ ઉત્તરાવસ્થામાં અહીંના મિલમાલિકોનો પાશ લાગવાથી મિલમાલિક થવાની ઇચ્છાએ સુરતમાં પોતાનાં સર્વ નાણાં રોકી મિલ લીધી અને તેમની આખી જીંદગીની પ્રામાણિક કમાઈ એમાં ઘસડાઇ ગઇ.

સ્વ. સર રમણભાઇ અનેક વાર કહેતા કે સરકારી નોકરો વેપાર કરવા જાય છે તેમાં ફાવતા જ નથી. લાલશંકરભાઇ, ભીમભાઇ, દિ. બ. અંબાલાલ સાકરલાલ અને જૂના વખતના સબજજ રણછોડલાલ કપૂરચંદના વખતના આ સંબંધમાં તેઓ દૃષ્ટાંત આપતા. વિશેષમાં તેઓ એમ પણ કહેતા કે વકીલાતની સાથે વેપાર કરવામાં પણ વકીલો નિષ્ફળ જાય છે. અને દૃષ્ટાંતમાં રા. વ્રજરાય સાકરલાલ વકીલની આટામીલ, રા. કેશવલાલ મોતીલાલની વાસણની ફૅક્ટરી અને રા. ત્રીકમલાલ દામોદરનું કાચનું કારખાનું જણાવતા. વેપારી પદ્ધતિ, વેપારી જીવન એ માટેની તૈયારી શરૂઆતથી હોવી જોઇએ અને તેમાં ઘડાયા વગર માત્ર મરજી થવાથી વેપારી બની શકાતું નથી એ તો જાણીતી વાત છે.

રા. બા. લાલશંકર એવા પુણ્યશાળી મહાપુરુષ હતા કે તેમણે પોતાનું જીવન આદર્શમય બનાવ્યું હતું. પરાર્થે જીવન ગાળવામા તેમણે પોતાની સર્વ શક્તિઓ ખર્ચી હતી; અનેકને સુમાર્ગે ચઢાવ્યા હતા. તેમનું મિત્રમંડળ બહુ બહોળું હતું. પરંતુ અમારા પર તેમનો ખાસ પક્ષપાત અને વિશ્વાસ હતો પોતાની સર્વ સંસ્થાઓની વ્યવસ્થા તેમણે રમણભાઇને સોંપી હતી અને પોતાની મિલકતના વહીવટદાર તરીકે નીમ્યા હતા.

**આ** સ્મૃતિચિત્રોનું આલેખન કદાપિ કોઇને નિષ્પ્રયોજન લાગશે અને કોઇને આત્મશ્લાઘા જણાશે; પરંતુ નવા જમાનાના વાચકવર્ગને તે સમયની હકીકતોમાં થોડુંઘણું જાણવા જેવું મળશે એ ઉદ્દેશથી જ એ આલેખ્યાં છે. આપણા દેશમાં પણ યુગપલટો

કેટલો વેગભર થયો છે તેની ઝાંખી એમાંથી થશે અને વ્યક્તિઓના ઘડતર પર કેટલાં વિવિધ સંસ્કરણો પડે છે તેનો ખ્યાલ આવશે તો આ લખવાનો હેતુ સફળ થશે. આપણે કેટલીક મોટી વ્યક્તિઓ વિષે ઘણું જાણીએ છીએ અને કેટલાક મોટી વ્યક્તિઓ સંબંધે કાંઇ જ જાહેરમાં લખાએલું નથી હોતું. વળી સામાન્ય માણસો પણ જીવનમાં કેવાં ઉપયોગી કામો—પોતાની સ્થિતિમાં રહી કરે છે તે પણ જગત જાણે તો સારૂં એમ લાગ્યું છે. મને પોતાને તો એમાં બહુ જ પાછળ–backgroundમાં રાખવા પ્રયત્ન કર્યો છે. આટલા ઉલ્લેખ સાથે આ ચિત્રમાળા સમાપ્ત કરૂં છું.





1026



# લેડી વિદ્યાબ્હેન મણિમહોત્સવ અભિનંદનગ્રંથ